# BUNYAN'S PILGRIM'S PROGRESS.

# યાત્રાકરી:

એટલે

આ લોકથી પરલોક જનાર

## मुसाफरना चालवानी वात.


બન્યન નામે

એક ઉપદેશકે પેહેલાં અંગ્રેજી ભાષામાં

આ પુસ્તક બનાવ્યું,

एनुं भाषांतर

પાદરી વિલિયમ ફુલાવર સાહેબે કીધું.


---

जे वाचेछे तेणे समजवुं.

---


બીજી આવૃત્તિ.

સુરતમધ્યે:

ગુજરાતની પુસ્તક પ્રસારક મંડળીને સારૂ

આઇરિશ મિશન છાપખાનામાં છપાયું.

BY W. RAYMOND.

---

ઈ. સ. ૧૮૭૭.

*2nd Edition.* *1000 Copies.*



# बन्यनचरिताख्यान.



ઈંગ્લાન્ડ દેશમાં, બેડફોર્ડ શેહેરથી આસરે એક મૈલને છેટે, એલસ્ટો નામે એક ગામ છે. તેમાં સને ૧૬૨૮ મેં વર્ષે જાન બન્યનનો જન્મ થયો. તેનાં માબાપ કુલીન કે ખાનદાન નોતાં, એટલુંજ નહિ, પણ બહુ ગરીબ અને છેક દીન હતાં.

કલાઈ, ત્રાંબું ઈત્યાદિનાં જૂનાં વાસણ સાંધી સુધારવાનું કામ ઇંગ્લિશ લોકોમાં નીચ જેવું ગણાય છે. કેટલાએક નિર્ધન જેવા અંગ્રેજ એ ધંધાએ કરીને પોતાનો નિર્વાહ કરેછે ખરા, પણ જીપ્સી કરીને એક પરજાતિ લોક વિશેષ કરીને એ કામ ચલાવે છે. એવા કારીગર ઘણું કરીને (ગુજરાતમાં મારવાડી લુહારોની પેઠે) ગાડાં લઈને ગામેગામ ફરેછે, અને કોઈ વેળા નાના સરખા તંબુ મારીને ગામોની આગળ થોડા દિવસ રહીને, પૈસા ટકાની કમાઈથી પોતાના દહાડા કહાડેછે. એવું કામ બન્યનનાં માબાપ કરતાં હતાં. તેઓ પરજાતિ જીપ્સી હતા કે અંગ્રેજ કુળના ગરીબ લોક હતા, એ વિષેની નક્કી ખબર નથી. એક વેળા જાન બન્યનના મનમાં આવ્યું, કે કદાચ હું યહુદી વંશનો હોઉં, માટે તેણે પોતાના બાપને એ વિષે પૂછ્યું. બાપે કહ્યું, કે ના, ભાઈ, આપણે યહુદી કે યહુદ કુળના તો નથી. પણ જીપ્સી છિયે કે અંગ્રેજ, એ વિષે કંઈ કહેલું જણાતું નથી. એ ઉપરથી તો જાણ્યામાં આવેછે કે તેઓ પોતાના કુળ વિષે અજાણ્યા એવા ગરીબ લોક હતા.

કલાઈગરનો ધંધો ચલાવનારની રીતિ પ્રમાણે તેઓ ગામેગામ ફરતા ખરા, તો પણ એલસ્ટો ગામમાં બન્યનના બાપનું એક ઘર હતું. એ બાપનો એક ગુણ તો સારો હતો, કે પોતાનો દિકરો વિદ્યા શીખે એવું તે ઇચ્છતો. માટે તેણે તેને ન્હાનપણમાં નિશાળે મોકલીને થોડો ભણાવ્યો, પણ વ્હેલાં ધંધે વળગવું, માટે તેનાથી નિશાળમાં ઘણા દિવસ બેસાયું નહિ.

જાનનો સ્વભાવ બહુ આતુર હતો; જે કાંઇ તે કરતો તે ખરી હોંસથી કરતો. માટે છેક નીકળી ગએલા કે ચળી ગએલા છોકરાની પેઠે તેણે પોતાની જુવાનીના દિવસ કહાડયા. ગાળ ભાંડવામાં, શાપશાપતના શબ્દો ઉચ્ચારવામાં, અને છૂટે મ્હોડે સર્વ પ્રકારનાં દુર્ભાષણ અને જૂઠું બોલવામાં, એના બરાબર કોઇ નોતા; માટે લાંઠિયા છોકરાનો આગેવાન કે સરદાર જેવો તે દેખાતો, અને જે વાંકું, વિપરિત, અને વિરૂદ્ધ છે તેજ કરયા કરતો. એ એવો ઉઘાડો દુરાચારી હતો, તોપણ નથી દેખાતું કે તે દારૂડિયો હતો, પણ બીજી ઘણી વાતોમાં માણસની શરમ વિના, પ્રભુની બીક વિના, ધર્મના ધારણ વિના, અને ભક્તિના ધોરણ વિના તે ચાલતો.

તેને કેટલીએક વાર તો ચેતવણીઓ થએલી. એક વખત સમુદ્રમાં અને બીજી વખત નદીમાં પડીગયાથી મરણની બીક લાગી ; વળી એક વખત ખેતરમાં ચાલતો હતો ત્યારે એક સાપથી મોત આવે એવું થએલું; પણ એથી કંઇ તેનું મન નમ્ર થયું નહિ ; આ ચેતવણીથી એ કંઇ ચેત્યો નહિ—ઇશ્વરે મારા ઉપર દયા કરીને મરણની બીકથી મને બચાવ્યો, એવો કોઇ સુવિચાર તેના મનમાં આવ્યો નહિ.

તે જુવાન હતો તે વેળા ઈંગ્લાંડમાં તો માહોમાહેની ભારે લડાઇ ચાલતી હતી. જાન બન્યન જેવા સ્વભાવના લોક સિપાઇગિરીનું કામ સેહેજે ચાહેછે, માટે ફોજમાં ચાકરી લઇને તે સોલ્જર થયો. સને ૧૬૪૫ માં રાજાની તરફની ફોજે લેસ્તર કિલ્લાનો ઘેરો ઘાલ્યો, તેમાં તે હતો. ત્યાં પણ એના જીવની રક્ષા થઇ. વિશેષ એક વેળા એવું થયું કે એક ઠેકાણે પોહરો કરવા સારૂ એના સર્દારે એને ઠરાવ્યો. ત્યાં જઇ ઊભા રહેવા સારૂ તે તૈયાર થઇ નીકળતો હતો, ત્યારે તેના એક સોબતીએ કહ્યું, કે "તારે બદલે મને જવા દે." બન્યને હા કહીને તેને જવા દીધો. પેલો બિચારો ત્યાં જઇ ઊભો રહ્યો, પણ બંદુકની ગોળી તેને માથે વાગી,

માટે જ્યાં ઊભો હતો ત્યાંજ તે પડયો. મારી જગ્યામાં જઈ ઊભેલો મારો સોબતી મરીગયો ને મારો જીવ ઉગરયો, એ ઉપર વિચાર કરીને એનું મન કંઈ પણ પલળ્યું એવું દેખાતું નથી. લડાઈ બંધ થયા પછી ફોજ વિખરાઈ ગઈ, માટે બન્યન પોતાને ગામ ફરી આવ્યો, ને ત્યાં પેહલાં કરતાં અધિક કઠણ અને કરડો દેખાયો. પોતાનો જૂનો ધંધો ચલાવવા લાગ્યો, પણ તેમાં બરાબર વળગી રહ્યો નહિ. તેનું મન અસ્થિર અને અસુખી હતું, માટે ખ્યાલ ખુશામતમાં અને લાંઠાઈ લબાડીમાં પોતાનો વખત બગાડવા લાગ્યો.

વીસ વર્ષનો હતો ત્યારે બન્યનના વેહવા થયા. તેની વહુ તેના જેવી ગરીબ હતી ખરી, તો પણ સ્વભાવે કંઈ સારી હતી ને તેમાં ધર્માચારનો કાંઈ સુજ્ઞાન સુભાવ હતો. તેઓના ઘરમાં વાપરવા સારૂ ચમચો કે વાસણ કુસણ નોતું. પણ આ બાઈ પોતાના બાપના ઘરમાંથી બે પુસ્તક લાવી હતી. એક (THE PLAIN MAN'S PATHWAY TO HEAVEN.) ભોળાનો ભક્તિમાર્ગ, અને બીજું (THE PRACTICE OF PIETY.) ભક્ત્યાચાર. તેનો બાપ એ પુસ્તકો તેને વાસ્તે મૂકીને મરી ગયો હતો. બન્યનની ધણીઆણીએ તેને સમજાવી સમજાવીને આ ચોપડી વાંચવાના અભ્યાસનો આરંભ કરાવ્યો, એથી સુગુણરૂપ શિરોમણી પતિના હાથમાં આવે એવા ઉપાય કરનારી પત્ની તે દેખાઈ. એણે કરીને ધર્મ વિષે જ્ઞાન બન્યનને પ્રાપ્ત થયું. "દીનતામાં સુભાર્યા સુખદાતા."

એટલે બન્યને ધર્માચાર ચલાવવાનો ઠરાવ કીધો, અને પોતાના આતુર સ્વભાવનાં લક્ષણ પ્રમાણે ઠરાવ પાર પાડવાનાં પ્રયત્ન બહુ હોંશથી કીધાં. નિષ્ટાધારી થઈને તે પ્રભુવારે બે વખત ધર્મસભામાં હાજર થતો; ભક્તોની પેઠે પાઠ કરે ને ભજનો ગાય. એમાં તત્પર રેહેતાં ધર્મ વિષેની બધી વાતોમાં તે તો અતિશ ભાવિક કે વેહમી જેવો દેખાયો. દેવને ભજવું એટલુંજ તો નહિ, પણ ધર્મ વિષયનું જે બધું હોય; એટલે, સભાલય, બોધક, સેવક, સેવાવિધિ, વસ્ત્રાદિ એવા એવાને પણ પૂરા હેતથી ભજવાને તે તૈયાર હતો. તો પણ જગતના વેહવારમાં એની ચાલ અજી દુષ્ટ ને દુષ્ટજ રહી. એવું તો જગતમાં ઘણીવાર દેખાવામાં આવેછે. જ્યાં સુધી ખરો ભક્તિજ્ઞાનનો પ્રકાશ અંતરમાં નથી થયો, ત્યાં સુધી ગમે તેવી નિષ્ટા રાખીને ધર્મનું જે છે તે પાળવાનું ઠરાવીને ધર્માચારનાં ઉપર

ઉપરનાં જે છે તે ઘણી ચોખ્ખાઈથી તથા ચોકસાઈથી પાળિયે તો પાળિયે, તો પણ તે ઉપર ને ઉપરજ રેછે. એવું કરનારા વિષે એ કહેવત પૂરી થાય છે, કે—

"ભેદ વિના ભજન કરે, ધમધમાટ કરે દોરા;
ઉપર પરશેવેથી પલળે, માહે છે કોરા ને કોરા."

એમ બન્યન વિષે થયું. ધર્મનું કંઈ વાંચી જોઈ સાંભળીને તેના ઉપલા અંગનું થોડું કે ઘણું તેના ધ્યાનમાં ઉતરચું, પણ માહેના અજવાળા વિના તેનું મન અણપલળેલું રહ્યું. પ્રભુવારની સવારે ગંભીર તથા આતુર દેખાવ દેખાડીને, તે ભક્તસભામાં જઈને બેસતો, અને ભજનોમાં કંઠ ચહડાવતો. પણ આ સેવા કે આ ક્રિયાની ઘડી વીતી ગઈ, તો તે તરત, છૂટી ગએલા ઘોડાની પેઠે, પોતાના ખ્યાલમાં દોડચા કૂદ્યા કરતો, ને સોમવારથી મંડીને, ધર્મનો કોઈ પણ વિચાર કર્યા વિના, પોતાના મનની સંધી ભ્રષ્ટ ચાહના પૂરી કરતો. એવું ચાલતું હતું એટલામાં એક દિવસ ધર્મોપદેશકે એવો બોધ કીધો, કે પ્રભુને નામે પ્રભુવારને પવિત્ર પાળવો, તેમાં સંસારી કામ ચલાવતામાં ને ખ્યાલ ખૂશાલીની રમત ગમતમાં વખત કહાડવો નહિ. એ બોધ સાંભળીને બન્યનનું મન વ્યાકુલ થયું. શોકાતુર જેવો થઈને તે સભામાંથી નીકળીને ઘેર ગયો. પણ ભોજન કરચા પછી એ બોધનાં વચન બધાં ભૂલી ગયો, અને પોતાના વહિવટ પ્રમાણે રમનારાની સાથે રમવા સારૂ નીકળ્યો. પણ એના રમતામાં અકસ્માતે જાણે એક આકાશવાણી સાંભળવામાં આવી, એટલે કે, "અરે, તું કિયાને પસંદ કરીશ? શું તું પાપ તજીને સ્વર્ગે જઈશ, કે પાપ રાખીને નરકે ડુબીશ?"

એ પર તે નિરાશ જેવો થયો. તેને એવું લાગ્યું કે ગમે તે કરૂં, પણ ડુબીઓ છું ખરો. પાપ તજું, તો તેને તજ્યાનું દુઃખ તો થશે; ને પાપ રાખું, તો રાખ્યાની સજા મળશે. માટે છો રહ્યું, જે થાય તે થાય. પાપનો માર જો ખાવો પડે, ને છૂટકો નથી, તો લ્યો, થોડા પાપનું સુખ ભોગવીને મરિયે તે શું કરવા? તે કરતાં ઘણાં પાપનું સુખ ભોગવીને મરવું, તે સારૂં છે. પણ એમાં એનું મન ઠરચું નહિ. નિરાશાની સામા તો આશા, અને પશ્ચાત્તાપની સામા, પાપની ચાહના ખેંચ કરે. તે પાપ કરે, પણ તેમાં સુખ ફળ મળતું નહિ, માટે નાખૂશ થતો; પછી વત્તો ને વત્તો આકરો થઈને મદોન્મત્તપણે માતેલો દેખાયો. જાણે "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ" પ્રગટવા લાગી. એમ પોતાનું ગંડકપણું

દેખાડતાં એક દિવસે તે એક ઘરની પાસે ઊભો હતો. તે ઘરમાંની એક બાઈડી તેનું જોઈને અને સાંભળીને ભયાતુર થઈ. બારી ઉઘેડીને કહેવા લાગી, કે "અરે તારૂં સાંભળીને મને ધ્રુજ આવેછે. એવી દુષ્ટાધર્મ બોલી મેં કદિએ સાંભળી નહિ. તારાથી ગામના બધાં જુવાન ભ્રષ્ટાચારી થઈ જાય એવું છે." હવે આ બાઈડી પોતે દુરાચારી હતી; બન્યન એ જાણતો હતો; માટે આવી નીકળી ગએલી હીણી બાઈડી મારૂં જોઈને એવું કહે, એ તેને બહુજ લાગ્યું. એક દમ ચૂપ રહ્યો. પરમેશ્વરનું સંભારીને મહા શરમ લાગી. તેના મનમાં એવું આવ્યું કે મારી આ ટેવ તો કદિ છૂટવાની નથી. તો પણ એવું થયું કે તે દિવસથી આગળ જતાં તેણે કોઈ દહાડો મ્હોડામાંથી દુર્ભાષણ કહાડયું નહિ. એ ફેર જોઈને બધા લોકને આશ્ચર્ય લાગ્યું. એ પર તે, એકની પછવાડે એક, થોડે થોડે, બીજાં દુષ્કર્મો પણ મૂકી દેવા લાગ્યો. પણ એવું કરતાં એને બહુ માઠું લાગ્યું. જાણે આંખ ફોડી નાખતો કે હાથ વાઢી નાખતો હોય, એવું એને એ લાગતું. પણ એટલું બધું તો પોતાના મનના પ્રયત્નથીજ થયું. ઈશ્વરદત્ત નવા મનના શુદ્ધ પરાક્રમથી તો નહિ, પણ સ્વાભાવિક મનના પાપયુક્ત બળથી. ચાલચલણમાં ને વાત વિચારમાં ફેર પડેલો, એ જોઈને પાડ પડોશીમાં જોતા શ્રોતા બધા આશ્ચર્ય જાણીને વાત કરવા અને વખાણવા લાગ્યા. એથી એનું મન મગ્ન થતું. લોક કહે કે જૂઓને આતો ભક્ત થઈ ગયો છે, એમાં સદાચાર ધર્માચાર પ્રગટ થાયછે. મહા શુભ કાર્ય થયું છે. પણ જેમ જેમ તેઓની આ વાતો તે સાંભળે તેમ તેમ અહંકારાભિમાન એને ઘેરી ઘેરીને ફાંદામાં નાખવા લાગ્યાં. એવું એક વર્ષ ચાલ્યું.

પણ ઈશ્વરની દયાદૃષ્ટિ એના ઉપર હતી, માટે એના ઉદ્ધારનો વખત પાસે આવવા લાગ્યો. એક દિવસ તે પોતાના ધંધાના ઉપર બેડફોર્ડ શેહેરમાં જતો હતો. ત્યાં તડકામાં બેઠેલાં ત્રણ બૈરાં તેણે દીઠાં. પાસે થઈને જવું હતું, તો તેણે સાંભળ્યું કે તેઓ એક બીજાની સાથે સંભાષણ કરેછે. શું બોલતી હોય, એ જાણવા સારૂ તે ઊભો રહ્યો. એથી માલમ પડયું કે ઈશ્વર વિષે, નવા જન્મ વિષે, હૃદયમાં ઈશ્વરના ચલાવેલા કામ વિષે, સ્વાભાવિક દુઃખાવસ્થાનું જ્ઞાન શી રીતે થાય એ વિષે, તે સંભાષણ હતું. તેઓ કહેતી કે ઈસુ ખ્રીસ્ત પરની ચાહના ઈશ્વરે અમારા આત્મામાં કેવી રીતિએ ઉત્પન્ન કરી; કેવી વાતો કહીને અને વચનો આપીને અમારા આત્માને તાજા કીધા છે, અને શેતાનને વિરૂદ્ધ ઊભાં રહી શકિયે માટે દિલાસો તથા ટેકો આપ્યા કરેછે. વળી શેતાન કેવી કેવી સૂચના આપેછે ને કેવી રીતિએ પરીક્ષા

કરેછે, એ વિષે તેઓ બોલતી હતી. કેવી રીતિએ શેતાનની તરફથી દુઃખ થતું ને તે કેવા હુમલા કરે, પણ એમાં તેઓને ઈશ્વરની ગમથી કેવી કેવી સહાય મળેછે, એનું પણ તેઓએ કહ્યું. વળી પોતાના સ્વાભાવિક મન વિષે તેઓનો કેવો અનુભવ છે, એટલે કેટલી અને કેવી દુઃખદશા છે ને કેવો અવિશ્વાસ ઊભળેછે, એ તેઓએ કહ્યું. વળી પોતાના સંધાં કૃત્ય એવાં ગંદાં અને એવાં અધુરાં છે, કે તેઓ કશા પણ કામમાં આવે એવાં નથી, માટે કેવા દ્વેષ તથા ધિક્કાર યોગ્ય છે, એ પણ તેઓએ કહ્યું.

એ સંભાષણ સાંભળતાં બન્યનને એવું લાગ્યું કે આ લોકના બોલ્યા ઉપરથી જણાય છે કે તેઓ આ જગતની નહિ હોય. જાણે તેઓ એકલી જેવી કે જૂદી જેવી છે, ને પોતાના પાડ પડોશીઓમાં ગણી જાય એવી નથી; કેમકે તેઓ શાસ્ત્રમાંનાં વચનો વાપરતાં એવી મગ્ન થાયછે કે તે વચનોની શોભા પ્રગટાય છે અને એમના મનમાં ઈશ્વરના અનુગ્રહનો દેખાવ દીપતો આવેછે.

એ પર બન્યન સત્યવેદનો અભ્યાસ બહુ હોંશથી કરવા લાગ્યો. ને વિશેષ કરીને જે ભાગો ઉપર તેનું મન પૂર્વે થોડું બેસતું હતું, તે ભાગોનો અભ્યાસ તેણે બહુ કરવા માંડયો. એ કામ ચાલતું તેટલામાં તેને કોઈ લોક મળ્યા. તેઓ (આંટિનોમિયન) નિર્નિયમ પંથના હતા. તેઓ કહેતા કે પાપ પુણ્ય એ તો ઇશ્વરના નિયમ ઉપરથી તો નહિ, પણ માણસના ધાર્યા ઉપરજ રહેછે; જેને માણસ પાપ ધારેછે તેજ પાપ છે ને જેને તે પાપ નથી ધારતો તે પાપ નથી. એ મતનો સ્વીકાર કરવાની તરફ બન્યન કંઈ વાર સુધી બહુ ખેંચાયો. પણ ઈશ્વર કૃપાથી એ ફાંદામાં તે પડતાં પડતાં બચી ગયો.

હવે તો તેણે પોતાના દુરાચારી સોબતીઓની સંગત મૂકી દીધી. તોપણ બે એક વર્ષ સુધી એનું મન શાંતિરહિત હતું. દેવવચનો વાંચે, તેના ઉપર વિચાર કરે, તે પ્રમાણે ચાલવાનું કરે, તોપણ સ્થિર સુખ શું છે એનો ખરો અનુભવ થયો નહિ. એટલામાં એક દિવસ તે ખેતરે થઇને જતો હતો, ત્યારે એ વિચાર તેના મનમાં આવ્યો, કે "તારૂં નીતિવાનપણું સ્વર્ગમાં રહેછે." એ શબ્દો તો ઇશ્વિરોક્ત વેદમાં નથી, પણ આ શબ્દ છે કે "ખ્રીસ્ત આપણે સારૂ જ્ઞાન તથા ન્યાયીપણું તથા પવિત્રીકરણ તથા ઉદ્ધાર થયો છે." એ ઉપરથી બન્યને જાણ્યું કે આ પૃથ્વી પરની કોઈ પણ વસ્તુએ કરીને આશા પૂર્ણ થવાની નથી, પણ જે જોઇએ તે બધું ઇસ્રમાં છે. ઈસ્રજ પોતે બધી આશા પૂર્ણ કરી શકેછે ને તે આકાશમાં રહીને અગત્યનું બધું આપેછે;

માટે કેવળ તેના ઉપર ભરોસો કરવો જોઇએ. એ વાત મનમાં ઠસી ગઈ તે દિવસથી તેને મહા સુખશાતા થઇ. ઇસુ પૂર્ણ છે, અને મારી સંપૂર્ણતા તેમાંજ છે, એ સમજીને તેને હર્ષાનંદ થયો.

સન ૧૬૫૩માં બન્યન પચીસ વર્ષની ઉમ્મરનો થએલો હતો. તે વર્ષે તેણે એવો ઠરાવ કીધો કે હું પ્રભુની મંડળીમાં મળું. બાપ્તિસ્ત મતના લોકોની એક સભા બેડફોર્ડ શેહેરમાં હતી. તેમાં જે ઉપદેશક હતા તેનું નામ જાન ગીફર્ડ હતું. નાનપણમાં એ પણ બન્યન જેવા હતા. પણ વિશ્વાસમાં આવ્યા પછી તે પ્રભુના લોકોને મોટો દિલાસો દેનાર એવો ઉપદેશક થયો. તેનું સાંભળતાં બન્યનને સારી અસર લાગતી હતી, માટે તેની ચલાવેલી સભામાં બેસવાનો તેણે ઇરાદો કીધો; એથી તેને અનેક પ્રકારે ફાયદો થતો ગયો. શેતાનની તરફથી પરીક્ષા થતી હતી ખરી, પણ ઇશ્વરકૃપાથી તેને બળ મળ્યું, માટે શેતાનને તે એવું કહી શક્યો કે "અરે શેતાન તું મારી પછવાડે જા." અને, ઇશ્વરનાં વચન પ્રમાણે, તેને જાણવામાં આવ્યું કે શેતાન મને મૂકીને ગયો. આ અનુભવની સાથે તેના ભક્ત્યાચારમાં તથા સદાચારમાં સુધારો જણાવામાં આવ્યો. તેની મંડળીના લોકોએ ઠરાવ કીધો હતો, કે અમારામાંના કોઈ ભાઇઓને અજાણ્યા લોકોને ઉપદેશ કરવા સારૂ ઠરાવવા જોઇએ. આ કામને વાસ્તે ઠરાવેલા ભાઈઓમાં બન્યન એક હતો. પેહલાં, ઉપદેશ કરતાં એને શરમ જેવું લાગતું, પણ જેમ જેમ એ કામમાં અભ્યાસ કરવા લાગ્યો, તેમ તેમ એની સુબુદ્ધિ પ્રફુલ્લિત થઈ, અને એનાં બોધવચનો ઘણાને સારાં અસરકારક દેખાયાં. બીજાની પાસેથી સાંભળેલી તથા શીખેલી વાતો તો નહિ, પણ પોતાના ખરા અનુભવની વાતો તે કેહતો એવું બધાને પ્રસિદ્ધ જણાયું, માટે કાન દઇને સત્યવાદીનું કહેલું સાંભળે એ પ્રમાણે સાંભળવા લાગ્યા. ચાર પાંચ વર્ષ એ કામ ચાલ્યું.

સન ૧૬૬૦માં વિશ્વાસીઓને વિરૂદ્ધ સતાવણી ચાલવા લાગી. બન્યન જેવાને ઉપદેશ કરવાની મના થઈ. માટે ગુપ્ત સભાઓ કરીને આવા લોક છાની રીતિએ ઉપદેશ કરતા. તે સાલના નોવેમ્બરની ૧૨ મી તારીખે બન્યન એક જગ્યામાં ઉપદેશ કરવા સારૂ બોલાવેલો હતો. એની ખબર માજીસ્ટ્રેટ સાહેબને થએલી, માટે તેને પકડવા સારૂ તેણે વારણ્ટ મોકલ્યું. બન્યનના કેટલાએક મિત્રોએ આવીને તેને કહ્યું, કે તમને પકડવાનું વારણ્ટ થયું છે. એ પર તે વિચાર કરવા લાગ્યો કે મારે શું કરવું, નાહસવું કે ઊભાં રહેવું? તેની બીચારી વહુ તથા ચાર નાહનાં છોકરાંનો વિચાર મનમાં આવ્યો. વળી બંદિખાનાનું

દુઃખ અને કદાચ મરણની સજા પણ થાય એવા વિચાર મનમાં આવ્યા, તેથી એવું ભાસ્યું કે મારે નાહસવું જોઈએ. પણ વળી સામાં વિચાર થયા, કે હું તો ઉપદેશક છું. બોધ કરતી વેળા નિર્ભયપણું તો મારા બોલવામાં જણાયછે. માટે આ સંકટકાળે મારા જેવા જે છે, તે બીને નાહાસી જાય, તો નિર્બળ જેવા અને શિષ્ય જેવા જે છે, તે શું કરે? તેઓ નિરાશ થઈ જશે અને કદાચ વિશ્વાસ મૂકી દેશે. એથી એણે ઠરાવ્યું કે હું બોધક થઈને આગેવાન જેવો છું, માટે જોદ્ધા જેવો થઈને યુદ્ધમાં અને મરણ સ્થળમાં પણ મારે આગળ પડવું જોઈએ. એવે સમયે મારામાં દૃઢતા દેખાય તો ઈશ્વરકૃપા મારા ઉપર મોટી થઈ એવું જણાય. એવી કૃપાની આશા રાખીને, અને પ્રભુ ઉપર ભરોંસો રાખીને, હું તો ઉપદેશ કરીશ.

ઉપદેશ કરતો હતો ત્યારે વારણ્ટ બજાવનારા આવીને તેને માજીસ્ત્રેટની આગળ પકડી લેઈ ગયા. માજીસ્ત્રેટ સાહેબ એને કંઇ ધમકાવવાનું અને કંઈ સમજાવવાનું કરીને કેહવા લાગ્યા, કે હું તમારી પાસે એટલુંજ માગું છું કે "હવેથી હું ઉપદેશ કરીશ નહિ" એવું વચન આપો, ને હું તમને છોડી દઈશ. નહિ તો જોજો તમારી આબ્રુ જશે; હું તમને બંધીખાનામાં મોકલીશ.

બન્યનનું મન સ્થિર રહ્યું. બંધીખાને જવાનો ધિક્કાર સેહતાં, એના મનમાં વિશ્વાસ દૃઢ રાખવાનો હર્ષાનુભવ એટલો થયો, કે જાણે મનની ઉલટ તે દાબી રાખી શક્યો નહિ. પછી જડજ સાહેબની આગળ એનું કામ ચાલ્યું. એ સાહેબ તો બહુ આકરા સ્વભાવના હતા. તેણે એવો હુકમ કીધો કે "તારે બંધીખાનામાં ત્રણ મહિના રેહવું. ત્યાર પછી જો કોઈવાર તું ઉપદેશ કરતો પકડાયો, તો તારો દેશવટો થશે; ને જો ત્યાર પછી તું આ દેશમાં કદી પકડાયો તો તને ફાંસીએ ચડાવામાં આવશે." એ પર બન્યને જવાબ દીધો કે "એ વાતમાં મારે તો નક્કી કેહવું પડેછે, કે જો તમે મને આજ બંદીખાનામાંથી કાહડશો, તો કાલે હું ઉપદેશના કામમાં વળગવાનો. પછી વાત તો પ્રભુના હાથમાં છે."

સને ૧૬૬૧ નું વર્ષ ચાર્લસ રાજાના મુકુટધારણનું, એટલે ગાદીપર બેસવાનું, વર્ષ હતું. ઘણાખરા બંદીવાનોને છોડીદેવાનો હુકમ થયો. ઘણા લોકોને આશા હતી કે બન્યન, અને બન્યન જેવા બીજા ઉપદેશકો જે બંધીખાનામાં પડેલા છે, તેઓનો છૂટકો થશે; પણ એવું થયું નહિ. ચોર ઈત્યાદિ દુરાચારીઓનો છૂટકો થયો, પણ કેવળ ધર્મ માન્ય કરવાને લીધે જેઓ બંધીખાનામાં નંખાએલા હતા તેઓ ત્યાંજ રહ્યા. બન્યન બેડફોર્ડ શેહરની તુરંગમાં બાર વર્ષ રહ્યો. તે ભયાનક

તથા ગંદી જગ્યા હતી. તો પણ તે તાં નિરાશ જેવો પડી રહ્યો નહિ. ઘરમાં વહુ બચ્ચાં નિરૂપાય છે એ સંભારીને કંઈ પણ નાહના નાહના કામ કરતો. વિલાયતમાં કલાઈની સળીઓ કરીને, બૂટ ઈત્યાદિ બાંધવા સારૂ, વાધરને છેડે વળગાડેછે. એવા કામમાં લાભ તો થોડો મળે, પણ બન્યન એવા વાધરો કરીને વેચતો હતો. એમ જો પણ તે બંધીખાનામાં હતો, તોપણ પોતાથી થાય તેટલું કરીને પોતાના કુટુંબના નિર્વાહને વાસ્તે કંઈ ઉપાય કરતો. બંદીખાનાનો એક દરોગો ડાયો માણસ હતો, માટે તેણે એ કામ કરવાની રજા આપી. બન્યનની એક નાહની દીકરી આંધળી હતી, તે પોતાના બાપને મળવા સારૂ રોજ આવે એવી રજા પણ દરોગાએ આપી. તેને હશુ બન્યન તૈયાર કરેલા વાધરો ઘેર મોકલતો. તેને વેચીને જે મળે તે પર ઘરના લોક દાહાડા કાહડતા. દાહડે તો એ કામ ચાલતું, ને પોતાની આંધળી દીકરી પાસે રહીને રમતી, એથી બાપનું માયાળુ મન મગ્ન થતું. રાત પડતી ત્યારે એ કામ બંધ રાખવું પડતું. તોય પણ બન્યન નિરૂદ્યોગી આળસુ જેવા સૂઈ જઈને ઊંઘી નોતો જતો. નાહની સરખી બત્તી તેના ઓરડામાં કરતા હતા. તેની પાસે બેસીને બન્યન વાંચવાનો અને લખવાનો અભ્યાસ કરતો. એવા પ્રસંગમાં અને એવી અવઘડ જગ્યામાં મુસાફરના ચાલ-વાની વાત તેણે લખી. એ કામ ચલાવતાં પણ તે નિત્ય સંભારતો કે બીજા લોકો ઉપર મારે તો દયા રાખવી અને પરોપકાર કરવો. માટે જેમ લાગ મળે તેમ તેઓને શાસ્ત્રની વાતો વાંચી સંભળાવીને ઉપદેશ કરતો, અને જે ગ્રંથ તે રચતો હતો, તે જેમ જેમ લખાતો ગયો, તેમ તેમ પોતાના સાથી બંદીવાનોને અને બંધીખાનાના સીપાઈ ઈત્યાદિઓને વાંચી વાંચીને દેખાડતો. સાંભળીને તેઓ મગ્ન થતા.

એ રીતિએ ૧૬૬૦ થી તે ૧૬૭૨ મા સાલ સુધી બંધીખાનામાં છતાં પણ, પોતાના ઘરના લોકોના નિર્વાહને અર્થે, તથા પોતાના અભ્યાસને અર્થે, તથા પોતાની સાથે બંધીખાનામાં દુખીઆ લોકોના સુખને અને સુધારાને અર્થે, રાત દિવસ તેણે ઉદ્યોગ કરયા કીધો; અને એવામાં જે ગ્રંથ તેણે લખ્યો તે તો પછી છપાઈ ગયાથી ઘણાનાં વાંચવામાં આવ્યો. એ ગ્રંથે કરી ઘણાને બોધ થએલોછે. એકલી ઈંગ્રેજી મૂળભાષામાં એ રહ્યો એવું નથી, પણ યુરોપની બધી ભાષાઓમાં અને આશિઆ તથા આફ્રિકાની ઘણી ભાષાઓમાં, એનો ઊતારો થએલો છે. એના

લખ્યાને બસેંની ઉપર વર્ષ થયાં તોપણ ઈંગ્લાંડમાં એની નવી નવી આવૃત્તિઓ છપાતી જાયછે, અને પરદેશોમાં એનું ભાષાન્તર થતું જાયછે.

૧૬૭૨ માં બન્યનનો છૂટકો થયો. બની શકે તેમ ફરીને તેણે ધરાદિક વિષે બંદોબસત કીધો. પછી ઉપદેશના કામમાં સંપૂર્ણ મન એક નિષ્ઠાથી રાખીને એણે બોધકનો ઉદ્યોગ ચલાવ્યો. એવું આસરે દશ વર્ષ ચાલ્યું. પછી ૧૬૮૨ માં એના ઉપર સતાવણી ફરી ઉભી થઈને બે વર્ષ ચાલી. એની સભાશાળામાં મંડળીના લોકોને એકઠા કરીને ઉપદેશ કરવાનો પ્રસંગ એને મળ્યો નહિ, માટે આડે અવળે કંઈ કંઈ ખેતરોમાં અને ગુપ્ત જેવી જગ્યામાં તે કોઈ કોઈ વેળા ઉપદેશ ચલાવતો. પણ એ કામ એનાથી બહુ કરાયું નહિ, એથી લખવા સારૂ કંઈ અવકાશ મળ્યો, માટે એણે યુદ્ધની ઉપમાએ કરીને વિશ્વાસીઓને વાસ્તે શુદ્ધ-પ્રયુદ્ધ નામે ગ્રંથ લખ્યો. આ ગ્રંથ પણ બહુ વખણાય છે, અને ઘણી ભાષાઓમાં એનો ઊતારો થએલા છે.

બન્યન વિશ્વાસી થયા પછી તેના મનમાં ધર્માદિ વાતોનો વિચાર જાથુ ચાલ્યા કરયો. અને ઉપદેશ કરવા લાગ્યો તે દિવસથી બોલવાનો પ્રસંગ મળે તો મુખ-વાચાથી, અને ન મળે તો પુસ્તકો રચીને પોતાની નિષ્ઠા પ્રગટ કરતો. એવું કરવામાં ઈશ્વરનો ઉપકાર પામતો અને જાણતો ગયો. સને ૧૬૮૮ ના સાલ સુધી એવું ચાલ્યું. તે વર્ષના બેસતાં, મંદવાડ થયાના કારણથી તે નિર્બળ થયો. તોપણ પરોપકાર કરવાનું તેણે મૂકી દીધું નહિ. તેના ગામથી કંઈ છેટે એક મોટા સાહેબ હતા. કોઈ કારણને લીધે તે પોતાના દીકરા ઉપર બહુ રીશાયલા, માટે તેણે એવો ઠરાવ કીધો કે એને વારસો આપું નહિ. એથી દીકરો બહુ દુઃખી થઈને અથડાતો ફરતો. એ જાણીને બન્યનને દયા આવી. માટે બાપની પાસે જઈને બહુ સમજાવીને બાપદિકરામાં સમ્મત ફરી કરાવ્યું. આ ઉપકારનું કામ કરયા પછી તે ઘોડા ઉપર બેસીને પોતાને ગામ જતો હતો. વરસાદમાં પલળી ગયાથી તેને સરદી લાગી ને પછી તાવ આવ્યો. દશ દિવસ માંદા રહ્યા પછી સ્વર્ગવાસી થયા. અંત્ય ઘડિએ તેના મુખમાંથી વિશ્વાસયુક્ત વચનો નીકળ્યાં. પાસે ઊભેલા મિત્રોને રડતા જોઈને તેણે કહ્યું, "તમે તો મારે વાસ્તે રડશો ના, રડો તો પોતાને વાસ્તે રડો; કેમકે હું તો આપણા પ્રભુ ઈસુ ખ્રીસ્તના પિતાની પાસે જાઉંછું. પિતાની આગળ ઊભેલા પુત્ર તે આપણો મધ્યસ્થ છે.

તેનું કરેલું બધું જાણીને મારા જેવા પાપીનો પણ તે અંગીકાર કરશે, એમાં કંઈ સંદેહ નથી. મારી આશા એવી છે કે થોડા દિવસ પછી આપણે બધા ત્યાં એકઠાં મળીશું, અને નવું ગીત ગાતાં સદા, જુગે જુગ, હર્ષાનંદમાં રહિશું."

સને ૧૬૮૮ના, આગસ્ટ માસની ૧૨મી તારીખે, અને પોતાની ઉમ્મરને સાઠમે વર્ષે એનું મરણ થયું. લંડનમાં બનિલફીલ્ડ્સ નામના કબરસ્થાનમાં એનું મુરદું મૂકાયું. એની અંતક્રિયા કરવા સારૂ ઘણા ભક્તો એકઠા મળ્યા અને તેઓએ મોટો વિલાપ કર્યો.

---

બન્યનની વાત અદભુત જેવી છે. કુળ જોતાં તો તે અધમ દેખાય, કામ જોતાં તો મહા કીર્ત્તિ જોગ છે; એમાં ઈશ્વરદયાનો અનુપમ મહિમા દેખાયછે.

એનો ઉપદેશ સાંભળવા સારૂ સર્વ પ્રકારના લોક એકઠા થતા. દરિદ્ર ધનવાન, કુલીન અકુલીન, વિદ્વાન અવિદ્ય, એવા એવા વિવિધ લોક એના શ્રોતાજનો હતા. એક વખત ઈંગ્લાંડના રાજાએ એક મહા પંડિતની સાથે વાત કરતાં એવું પૂછ્યું કે "અમારા સાંભળવામાં આવેછે, કે આપ બન્યનનો ઉપદેશ સાંભળવા જાઓછો. એથી આશ્ચર્ય લાગેછે; કેમકે આપ તો પંડિત છો, ને તે તો અભણ કલાઈગર છે." પંડિતે કહ્યું, "કે આ અભણ માણસનો ઉપદેશ એવો ઉત્કૃષ્ટ છે, કે જો તેનાં જેવાં બોધવચનો કરવાની શક્તિ પામવા વાસ્તે મારી બધી વિદ્વત્તા મારે દૂર કરવી પડે, તો તે દૂર કરીને, આ માણસમાં જે બોધશક્તિ છે તે મેળવી લેવી એ મને સારૂં લાગે."

એના મુખ્ય કારણ એછે, કે ઈંગ્રેજી સાધારણ ભાષા તે ચોખ્ખી વાપરતો; એના આતુર સ્વભાવને અનુકુલ આવે એવા હોંશવાળા વિચારો દેખાડતો; બીજાની પાસે જોઈ સાંભળેલું તો નહિ, પણ પોતાનું અનુભવેલું તે વિષે બોલતો; અને વિશેષે કરીને, શાસ્ત્રનો અભ્યાસ અહોનિશ કરવાથી, તેમાં એવો પ્રવીણ થયો કે તેનાજ ધારણ પ્રમાણે તે સંધું જોતો. ભૂત ભવિષ્ય ને વર્ત્તમાન વિષે, પાપ પુણ્ય, ભક્તિ અભક્તિ, સ્વર્ગ નરક ને ભૂમંડળ, ઈશ્વર માણસ ને શેતાન, તથા સર્વના

ગુણ સ્વભાવ તથા પ્રકૃતિ વિષે, સત્ય વેદમાં કહ્યા પ્રમાણેજ તે જાણતો, ધારતો તથા બોલતો. માટે એમાં કલ્પિત વિષયોનો જૂઠો અલંકાર તો નહિ, પણ પૂર્ણ અનુભવનો તથા સચ્છાસ્ત્રના યોગ્ય વિષયોનો ખરો અલંકાર દેખાવામાં આવેછે. એની ઉત્કૃષ્ટ બુદ્ધિનું વિશેષ કારણ એજ છે.

બન્યને ન્હાના મોટા મળીને આસરે બાસેંહેક ગ્રંથો લખ્યા છે. તેઓમાં "યાત્રાકરી" સરસ ગણાય છે, એના બે ભાગ છે, પેહલા ભાગનું ભાષાંતર ગુજરાતીમાં થએલું, તે ખ્રીસ્તીની મુસાફરી વિષે છે; બીજો ભાગ ખ્રીસ્તણ વિષે છે. એનો ઊતારો અજી ગુજરાતીમાં થયો નથી. "યાત્રાકરી" નામે પુસ્તકમાં ઉપમારૂપ કે દૃષ્ટાંતરૂપ કથા આવેછે. આ કથામાં, વિશ્વાસના માર્ગ ઉપર નીકળ્યા પછી વિશ્વાસીએ કેવું ચાલવું ને વર્તવું, શું સહેવું અને અનુભવવું, શાથી બીવું અને શાની આશા રાખવી, અને કઈ રીતે અંત સુધી નભતા રહેવું, આ વિષે રસિક રસિક કલ્પિત વર્ણન આવેછે. એ કથા કલ્પિત છે ખરી, તો પણ એમાં જૂઠી જૂઠી વાતો ગોઠવેલી તો નથી. એમાંની સર્વ વાતો ખરી છે. પાને પાને ભક્તિસૂચક બોધ અને સદાચારસાધક ઉપદેશ આવેછે.

યાત્રાકરી કરતાં લગારેક ઉતરતી કીર્ત્તિ પામેલું પુસ્તક જે છે તે "યુદ્ધપ્રયુદ્ધ" નામે કહેવાય છે. એમાં પણ ઉપમારૂપ કે દૃષ્ટાંતરૂપ કથા આવેછે. માનવને વિરૂદ્ધ થઈ લઢનારા એવા આત્મિક શત્રુઓ છે; એમની વાત માન્યાથી માણસ પાપી થાયછે, અને વિરૂદ્ધ થયાથી ભક્ત ઠરેછે; હરેક ભક્તે એમને વિરૂદ્ધ લઢવું જોઈએ, માટે જે ભક્ત છે તે જોદ્ધો પણ છે, ને તેણે યુદ્ધ ચલાવવું જોઈએ. એ વિષે આ પુસ્તકમાં વિસ્તારે બોધ કરેલો તથા સૂચના આપેલી છે. ભક્તના શત્રુ કોણ, તેની જુગતી કેવી, તેની સામું શી રીતિએ લઢવું, ભક્તની તરફનો થઈને કોણ લઢીને પરાક્રમ દેખાડેછે, એનું ચતુરાઈ ભરેલું વર્ણન આ પુસ્તકમાં કરેલું છે. એનું ગુજરાતી ભાષાંતર કરવાનો આરંભ થએલો છે, અને આશા છે કે વહેલું કે મોડું પૂરૂં થશે.

બન્યને એક ત્રીજું પુસ્તક લખ્યું છે; તે દૃષ્ટાંતરૂપ નથી, પણ ઈતિહાસરૂપ છે. પોતાનું ચરિતાખ્યાન તેમાં કરેલું છે. "અતિ પાપિષ્ટ ઉપર ઈશ્વરાનુગ્રહની જીત," એ નામે કરી એ પુસ્તક ઓળખાય છે. તેમાં બન્યન દેખાડેછે, કે

તે પોતે પહેલાં અતિ પાપિષ્ટ હતો, પણ ઈશ્વરે દયા કરીને પવિત્રતાનું સાધન કરનાર વિશ્વાસ તેમાં ઉપજાવીને તેનું તારણ કર્યું.

બન્યનકૃત બીજાં પુસ્તકો વિશેષે કરીને સાધારણ બોધ ગ્રંથો તથા બોધ ભાષણો છે, અને કંઈ થોડી કવિતા પણ છે; પણ ઉપર કહેલા ત્રણ પુસ્તકોને આધારે એની કીર્ત્તિ ચાલેછે. પણ કેવળ કીર્ત્તિ એ કંઈ મોટી વાત નથી; કીર્ત્તિ કીર્ત્તિમાં ફેર છે. માણસનો પરમોપયોગ (એટલે તારણ) સાધવાને અર્થે જેણે કામ કર્યું છે, તે કેવળ કીર્ત્તિવાન નથી, પણ વિશ્વોપકારી છે; એવા ઉપકારી બન્યન હતો.



તા. ૧૯ મી ડિસમ્બર ઈ. સને ૧૮૭૭.

# मुसाफरना चालवानी वात.

હું આ જંગલરૂપ દુનિયામાં ફરતો ફરતો એક જગ્યાએ જઈ પોહોંચ્યો; ત્યાં એક ગુફા* હતી; તેમાં હું સૂઈ ગયો. હું ઊંઘતો હતો એટલામાં મને સમણું આવ્યું. તે સમણામાં મેં ફાટાંતુટાં લુગડાં પેહેરેલો માણસ એક જગ્યામાં ઉભેલો જોયો. તેનું મ્હો પોતાના ઘરની ગમથી અવળું હતું; તેના હાથમાં પુસ્તક હતું, ને તેની પીઠ પર એક મોટો બોજ† હતો.[1] મેં તેને પુસ્તક ઉઘાડીને વાંચતાં જોયો. વાંચતાં વાંચતાં તે રડતો ને ધ્રુજતો હતો; પછી દુઃખ ન દાબી શકાયાથી તેણે મોટે ઘાંટે વિલાપ કરી કહ્યું, કે "હું શું કરૂં."[2]

એવી અવસ્થામાં તે ઘેર ગયો. તેનું દુઃખ તેની વહુ તથા છોકરાંને માલમ ન પડે, માટે બની શકે ત્યાં સુધી તેણે દાબી રાખ્યું. પણ તેનું દુઃખ એવું તો વધ્યું, કે તે ઘણી વાર ચૂપ રહી શક્યો નહિ; માટે તે આખરે પોતાની વહુને તથા છોકરાંને દિલ ખોલીને કહેવા લાગ્યો, કે "ઓ મારી પ્રિય વહુ ને મારાં પ્રાણપ્રિય છોકરાં, હું તમારા વહાલા મિત્ર પર એક ભારી બોજ છે, તેને લીધે હું નિરાશ છું. વળી મને નિશ્ચય ખબર પડી છે કે આ આપણું શેહેર‡ આકાશથી પડનાર આગે બળી જશે. તે ભારી આફતથી ન્હાસવાનો મને કોઈ ઉપાય હજી સૂઝતો નથી; ને જો સૂઝશે નહિ, તો ઓ મારી પ્રિય વહુ તથા મારાં પ્રાણપ્રિય છોકરાં, તમે મારી સાથે દુઃખી થઈને નાશ પામશો." એ વાતથી તેનાં સગાંને બહુ અચરત લાગ્યું. તો પણ તેની વાત ખરી છે એવું માન્યાથી તો નહિ, પણ તેના માથામાં કોઈ ધુન આવેલી છે એમ જાણીને વિસ્મય થયાં, ને તેઓએ ધાર્યું કે તે ઊંઘી ઉઠ્યા પછી હોશિયાર થશે. તે વખત રાત પડવા આવી હતી, માટે તેઓએ તેને વેહેલો સુવાડ્યો. પણ તેને રાતે દિવસની પેઠે દુઃખ થયું, માટે તે ઊંઘ્યો નહિ,

---

*કેદખાનું. શુભવર્ત્તમાન પ્રગટ કરતો હતો માટે તેમાં એ માણસ નંખાયો હતો. †પાપ. ‡દુનિયા.

1—યશા. ૬૪; ૬. લુક ૧૪; ૩૩. ગીત ૩૮; ૪.
2—પ્રેરિ. ૨; ૩૭. પ્રેરિ. ૧૬; ૩૦. હબા. ૧; ૨-૩.

પણ શોક કરતાં ને રડતાં તેણે આખી રાત કહાડી. સવારે તેઓ તેની ખબર લેવા સારૂ આવ્યાં. ને તેણે તેઓને કહ્યું કે મને દુઃખ વત્તું થતું જાયછે. વળી તે પહેલાંની પેઠે બોલવા લાગ્યો; પણ તેઓનાં મન કઠણ થવા લાગ્યાં. તેઓએ ધાર્યું, કે જો આપણે એના પર ધુમરાએલા રહીશું, તો એ ઠેકાણે આવશે. માટે કોઈ વાર તેઓએ તેની મશ્કરી કીધી, કોઈ વાર ધમકાવ્યો, ને કોઈ વાર તેના પર આંખઆડા કાન કીધા. એ માટે તેઓને સારૂ પ્રાર્થના કરવા, તથા તેઓ પર દયા લાવવા, તથા પોતાનું દુઃખ વિસરવા સારૂ ઘણું કરીને તે પોતાની ઓરડીમાં રહેવા લાગ્યો. વળી તે કોઈ વાર વાંચતાં ને કોઈ વાર પ્રાર્થના કરતાં એકલો ખેતરમાં ફરતો હતો. એ પ્રમાણે તેણે ઘણાએક દહાડા સુધી પોતાનો વખત કાડ્યો.

હવે એક વખત મેં જોયું તો તે ખેતરમાં ફરતો ને અગાઉ પ્રમાણે પુસ્તક વાંચતો હતો, ત્યારે તે મનમાં ઘણો કષ્ટિત થયો; ને વાંચતાં વાંચતાં તેણે પેહેલાંની પેઠે છાતીફાટ બૂમ પાડી કહ્યું કે "બચાવ પામવા સારૂ હું શું કરૂં."[૧] પછી તેના આમ તેમ જોવાથી જાણે તે નાહાસી જાય એવો તે મને માલમ પડ્યો. પણ તે નાહાસી ગયો નહિ; કારણ મારા જાણ્યામાં આવ્યું કે કહી ગમ નાહાસી જવું એ તેને સૂઝ્યું નહિ. ત્યારે શુભવર્તમાન-જણાવનાર નામે એક માણસને મેં તેની તરફ આવતો જોયો, ને તેણે તેને પૂછ્યું કે "તમે કેમ બૂમ પાડોછો?"

તેણે જવાબ દીધો, કે "સાહેબ, આ પુસ્તક વાંચ્યાથી મને માલમ પડેછે કે મારૂં મોત આવે ને પછી મારો ઈન્સાફ થાય,[૨] એવું મારા પર ઠરચું છે. ને હું જાણું છું કે મારૂં મોત આવે એ પર હું રાજી નથી[૩] ને ઈન્સાફમાં હું જઈ શકતો નથી."[૪] ત્યારે શુભવર્તમાન-જણાવનારે કહ્યું કે "આ દુનિયામાં બહુ આપદા પડેછે, તો તમે મરવાને કેમ રાજી નથી?" તે માણસે જવાબ દીધો કે "મારી પીઠ પરના બોજને લીધે હું કબરથી ઊંડો દબાઈ જઈશ, ને તોફતમાં પડીશ, એવી મને બિહીક લાગેછે,[૫] ને, સાહેબ, જો હું કેદમાં જવા સારૂ તૈયાર નથી, તો ઈન્સાફ પર જવા, તથા ઈન્સાફ પછી સજા ભોગવવા સારૂ પણ હું તૈયાર નથી; એવા વિચારથી મને રડવું આવેછે."

---

૧—પ્રેરિ. ૧૬; ૩૦-૩૧. ૨—હેબ્રી. ૯; ૨૭. ૩—અયુબ ૧૬; ૨૧-૨૨.
૪—હિજકી ૨૨; ૧૪. ૫—યશા ૩૦; ૩૩.

ત્યારે શુભવર્ત્તમાન-જણાવનારે કહ્યું કે "જો તમારો હાલ એવો છે, તો તમે હ્યાં કેમ ઊભા રોહોછો?" તેણે જવાબ દીધો, કે "મારે ક્યાં જવું એ મને સુઝતું નથી." ત્યારે તેણે વીટાળેલું એક ચર્મપત્ર તેને આપ્યું. તેમાં એમ લખેલું હતું કે "આવનાર કોપથી નાહાસી જાઓ."[1]

તેણે તે વાંચ્યું ને શુભવર્ત્તમાન જણાવનારની તરફ જોઈને કહ્યું, કે "મારે ક્યાં નાહાસી જવું?" ત્યારે તેણે એક પોહોળા મેદાનની તરફ આંગળી બતાવીને કહ્યું, કે "પેલો દરવાજો તમે જુઓછો શું?"[2] તે માણસે કહ્યું કે, ના. વળી તેણે પૂછ્યું કે "તમે પેલો પ્રકાશી દીવો જુઓછો શું?"[3] તેણે કહ્યું કે "હા, એવું દેખાય તો છે." ત્યારે શુભવર્ત્તમાન-જણાવનારે તેને કહ્યું કે "તે દીવા પર તમારી નજર રાખીને સીધા ચાલ્યા જાઓ, એટલે દરવાજો તમારી નજરે પડશે, ને જો તમે ઠોકશો, તો તમારે જે કરવું જોઈએ તેની તમને ખબર પડશે."

હવે સમણામાં મેં જોયું તો તે માણસ દોડતો જવા લાગ્યો, ને તે પોતાના ઘરથી ઘણે આઘે જઈ પોહોંચ્યો નોતો, એટલામાં તેની વહુ તથા તેનાં છોકરાં તેને જોઈને પાછા આવવા સારૂ બૂમ પાડવા લાગ્યાં. પણ તેણે પોતાના કાનમાં આંગળી ઘાલીને દોડતાં જતાં એવી બૂમ પાડી, કે "જીવન, જીવન, સદાકાલનું જીવન!"[4] ને પાછું ફરી જોયા વિના,[5] તે મેદાનની મધ્યે થઈને દોડતો ગયો.

તેના પડોશીઓ પણ તેને દોડતો જતો જોવા સારૂ બાહાર આવ્યા.*[6] તેને જોઈને કેટલાએકે તેની મશ્કરી કીધી, કેટલાએકે ધમકી દીધી, ને કેટલાએકે તેને પાછા ફરવા સારૂ કહ્યું. એઓમાંના બે જણે ઠેરવ્યું કે આપણે એને જોરથી પાછો તેડી લાવિયે. તે બેમાંના એકનું નામ હઠીલો ને બીજાનું નામ ચંચળ હતું. હવે તે માણસ દૂર નીકળી ગયો હતો, તો પણ તેઓએ તેની પછવાડે જવા ઠરાવ્યું. એ પ્રમાણે તેઓ ગયા ને વેહેલા તેની પાસે જઈ પોહોંચ્યા. ત્યારે તે માણસે તેઓને કહ્યું કે, પડોશીઓ, તમે શા માટે આવ્યા છો? તેઓએ

---

*શાસ્ત્રની વાત વિના કોઇ માણસ ખ્રીસ્તને મળે નહિ. જે આવનાર કોપથી નાહાસી જાયછે, તેઓની તરફ દુનિયાના લોક નજર કરેછે.

૧—માત્થી ૩; ૭. ૨—માત્થી ૭; ૧૩-૧૪. ૩—ગીત ૧૧૯; ૧૦૫. ૨. પિત. ૧; ૧૯.
૪—લુક ૧૪; ૨૬. ૫—ઉત્પ. ૧૯; ૧૭. ૬—યર. ૨૦; ૧૦.

કહ્યું, કે તમને સમજાવીને અમારી સાથે પાછા તેડી લઈ જવા સારૂ આવ્યા છિયે. પણ તેણે કહ્યું કે "એ કદાપી થનાર નથી; કેમકે હું જનમ્યો હતો તે નાશ થનાર શેહેરમાં તમે રેહોછો. તેનો નાશ થવાનો છે એ હું જાણુંછું. ને જો તમે વેહેલા મોડા ત્યાં મરશો, તો કબર કરતાં ઊંડી જગ્યા, જ્યાં આગ તથા બળતો ગંધક છે, તેમાં પડશો; માટે, ભલા પડોસીઓ, તમે સંતોશ રાખીને મારી સાથે આવો."

**હઠીલો.**—શું અમે અમારા મિત્રોનો તથા સુખનો ત્યાગ કરીને તમારી જોડે આવિયે!

**ખ્રીસ્તી.**—(એ તેનું નામ હતું) તેણે કહ્યું કે હા; કેમકે હું જે ઉપભોગ શોધુંછું, તેમાંનું થોડું તમારી સર્વ વસ્તુ કરતાં ઉત્તમ છે.[1] ને જો તમે મારી સાથે ઠેઠ આવશો, તો જે હું પામીશ, તે તમે પણ પામશો; કેમકે હું જાઊં છું ત્યાં જે જોઈએ તે કરતાં ઘણું છે.[2] માટે આવો, ને મારી ખરી વાત તપાસી જૂઓ.

**હઠી.**—એવું શું છે કે તમે આખી દુનિયાનો ત્યાગ કરીને તેને શોધવા જાઓછો?

**ખ્રીસ્તી.**—હું અવિનાશી, પવિત્ર તથા અક્ષય વારસો શોધુંછું.[3] તે સ્વર્ગમાં સાચવી રાખેલો છે,[4] ને જેઓ તેને ઉદ્યમથી શોધશે, તેઓને ઠરાવેલ વખતે અપાશે. તમારી ઈચ્છા હોય તો તે મારા પુસ્તકમાં વાંચો.

**હઠી.**—છી! તારૂં પુસ્તક તારી પાસે રાખ. તું અમારી સાથે પાછો આવેછે કે નહિ?

**ખ્રીસ્તી.**—ના, હું નહિ આવું; કેમકે મેં હોળ પર હાથ મુક્યો છે.[5]

**હઠી.**—પડોસી ચંચળ, ચાલો, તેને મૂકીને આપણે પાછા ઘેર જઈએ. એવા આપમતિયા લોક છે કે તેઓને તુરંગ આવેછે ત્યારે સાત બુદ્ધિવાન ખરૂં કારણ બતાવનાર માણસ કરતાં તેઓ પોતાની નજરમાં ડાહ્યા છે.

ત્યારે ચંચળે કહ્યું, કે તાનો ન લગાડો. જો એ ભલા ખ્રીસ્તીની વાત ખરી હોય, તો જે વસ્તુ તે શોધેછે તે આપણી પાસેના કરતાં સારી છે. મારા મનમાં આવેછે કે હું એની સાથે જાઊં.

**હઠીલો.**— શું તમે પણ મૂર્ખ થયા! મારૂં માનો તો પાછા ચાલો; કોણ

---

૧—૨. કરિ. ૪; ૧૮. ૨—લુક ૧૫; ૧૭. ૩—૧. પિતર ૧; ૪.
૪—હેબ્રી. ૧૧; ૧૬. ૫—લુક ૯; ૬૨.

જાણે, કે એવી ધૂન લાગેલા માણસ તમને ક્યાં લઈ જશે. પાછા ફરો, પાછા, અક્કલ પકડો.

ખ્રીસ્તી.—પડોસી ચંચળ મારી સાથે આવો. મેં તમને કહી તે વસ્તુ તો છે, ને તે ઉપરાંત પણ બીજી ઘણી સારી વસ્તુ પામવાની છે. જો મારી વાત ન માનો તો આ પુસ્તક વાંચો, ને તેમાંનું લખેલું તે ખરૂં છે એ મનાવવા સારૂ જેણે તે લખાવ્યું તેણે પોતાનું લોહી વેહેવડાવ્યું, એ જાણો.[1]

ચંચળ.—વારૂ, પડોસી હઠીલા, હું કોઈ ઠરાવ કરવા માંડું છું. મારૂં મન છે કે આ ભલા માણસની સાથે જાઉં, ને તેની સાથે ભાગીઓ થાઉં. પછી તેણે ખ્રીસ્તીને પૂછ્યું કે મારા સજન પડોશી તે ઈચ્છિત જગ્યાનો રસ્તો તમને માલમ છે શું?

ખ્રીસ્તી.—શુભવર્તમાન જણાવનાર નામના એક માણસે મને કહ્યું, કે આગળ જાઓ એટલે ન્હાનો દરવાજો આવશે, ને ત્યાં તમને રસ્તા સંબંધી ખબર મળશે.

ચંચળ.— તો સારૂં, ચાલો ભાઈ. પછી તે બેહુ ચાલતા થયા.

હઠીલો.—વારૂ, હું તો મારે ઘેર પાછો જાઉં છું. એવા પારકી અક્કલ પર ચાલનારા તથા તુરંગી લોકની સંગતમાં હું આવીશ નહિ.

## બીજો અધ્યાય.

હવે સમણામાં મેં જોયું કે હઠીલો પાછો ગયા પછી, ખ્રીસ્તી તથા ચંચળ મેદાનમાં વાત કરતાં કરતાં ચાલ્યા; ને આ રીતે તેઓએ વાતચિત કરવા માંડી.

ખ્રીસ્તી.—મારા પડોશી ચંચળ, કેમ છે? તમારી મરજી મારી સાથે આવવાની થઈ એથી હું બહુ ખુશ થયો. જે હજી અણદીઠ છે તેની જે સત્તા તથા બિહીક મારા મનમાં આવી તે જો હઠીલા જેવાના મનમાં પણ આવી હોત, તો તે એમ સેહેજમાં આપણને મૂકીને પાછો ન જાત.

ચંચળ.—પડોશી ખ્રીસ્તી, આપણે બે જણ, ઘાં એકલા છિયે માટે કોહો કે જે જગ્યાએ આપણે જઈયે છિયે, ત્યાં શી વસ્તુ છે ને આપણાથી તેઓનો ઉપભોગ શી રીતે થાય?

ખ્રીસ્તી.—મારી જીભે કેહેવા કરતાં તે સંબંધી મારા મનમાં સમજવું મને

---

[1]—હેબ્રી ૯; ૧૭ થી ૨૧ સુધી.

સેહેલું લાગેછે; પણ તમે તે જાણવા ચાહોછો, માટે તે સંબંધી મારા પુસ્તકમાંથી હું તમને વાંચી સંભળાવુંછું.

ચંચળ.—વારૂ તે પુસ્તકની વાત સાચી છે એમ તમે ધારોછો શું?

ખ્રીસ્તી.—હા, નિશ્ચે સાચી વાત છે; કેમકે જે અસત્ય બોલી શકતો નથી, તેણે એ લખાવ્યું.[૧]

ચંચળ.—તો ઠીક, તે શી વસ્તુ છે?

ખ્રીસ્તી.—અનંત રાજમાં રેહેવાનું પ્રાપ્ત થવાનું છે, ને આપણે તેમાં સદા કાળ રહિયે એ સારૂ અનંત જીવન આપણને અપાશે.[૨]

ચંચળ.—ઘણું સારૂં, બીજું શું છે?

ખ્રીસ્તી.—મહિમાવાન તાજ, તથા જે પોશાક પેહેરવાથી આપણે આકાશના સૂરજ સરખા પ્રકાશવાન થઈયે, તે આપણને અપાશે.[૩]

ચંચળ.—એ તો ઘણુંજ સારૂં છે, ને બીજું શું?

ખ્રીસ્તી.—ત્યાં રૂદન અથવા શોક કદી થશે નહિ, કેમકે તે જગ્યાનો ધણી આપણી આંખમાંથી બધાં આંસુ લૂછી નાંખશે.[૪]

ચંચળ.—આપણને કોની સંગત થશે?

ખ્રીસ્તી.—ત્યાં આપણે શીરાફીમ તથા ખીરૂબીમ સાથે રહીશું.[૫] ને તેઓનું તેજ એવું તો છે કે આપણી આંખે ખમી શકાશે નહિ, ને હજારો લોક જે આપણી આગળ ત્યાં ગયા છે, તેઓની સાથે પણ આપણો મેળાપ થશે; તેઓમાંનો એક પણ દુઃખકારક નથી, પણ સઘળા પ્રેમી તથા પવિત્ર છે ને તેઓ સંધા ઈશ્વરની સન્નિધ રહી, તથા તેની પ્રસન્નતા પામતાં, તેની આગળ સદા રેહેશે. ત્યાં સોનાના તાજ પેહેરેલા વૃદ્ધોને,[૬] તથા સોનાનાં વાજીત્ર સાથે પવિત્ર કુંઆરીઓને આપણે જોઈશું.[૭] ત્યાંના પ્રભુ પર પ્રેમ રાખ્યાના કારણથી આ દુનિયાના લોકે જે માણસોના કકડા કરી નાખ્યા, તથા આગમાં બાળી નાખ્યા, તથા જંગલી જાનવરોની પાસે મારી નંખાવ્યા, તથા દરિયામાં ડુબાવ્યા,[૮] તેઓને ત્યાં સાજા થએલા તથા વસ્ત્રરૂપ અમર જીવન પેહેરેલા આપણે જોઈશું.[૯]

---

૧—તિતસ ૧; ૨. ૨—યશા. ૪૫; ૧૭. યોહાન ૧૦; ૨૭,૨૮,૨૯. ૩—૨.તીમો. ૪; ૮. પ્રકટી.૨૨; ૫. માત્થી. ૧૩; ૪૩. ૪—યશા. ૨૫; ૮. પ્રકટી. ૭; ૧૬, ૧૭. વળી ૨૧; ૪. ૫—યશા. ૬; ૨. ૧. થેસ્સા. ૪; ૧૬, ૧૭. પ્રકટી. ૫; ૧૧ ૬—પ્રકટી. ૪; ૪. ૭—પ્રકટી. ૧૪; ૧-૫. ૮—યોહા. ૧૨, ૨૫. ૯—૨-કરિ. ૫; ૨, ૩, ૫.

ચંચળ.—એ સાંભળ્યાથી દિલને અતિ આનંદ થાયછે. એવા ઉપભોગ કરવાની વસ્તુઓ છે, તો તેમાંથી ભાગ આપણે શી રીતે લઈયે ?

ખ્રીસ્તી.—પ્રભુ, તે દેશના રાજાએ, આ પુસ્તકમાં એ લખાવ્યું છે.[1] તે વાતનો સાર એ છે કે જો આપણને ખરેખરી લેવાની ઇચ્છા હોય તો તે મફત અપાશે.

ચંચળ.—મારા સારા સાથી, એ વાત સાંભળ્યાથી હું ઘણો ખુશ થયો. ચાલો, આપણે પગ ઉઠાવિયે.

ખ્રીસ્તી.—મારી ઉતાવળે ચાલવાની તો ઘણી મરજી છે, પણ મારી પીઠ પરના બોજને લીધે હું જલદી ચાલી શકતો નથી.

ત્યારે સમણામાં મેં જોયું, કે તેઓ આ વાતચિત કરી ચૂકયા એટલે તેઓ મેદાનની વચમાં એક કાદવે ભરેલા કળણ આગળ જઈ પોહોંચ્યા, ને ગફલતથી તેઓ એકાએક તેમાં પડી ગયા. તે કળણનું નામ નિરાશ હતું. તેમાં તેઓએ થોડી વાર કાદવે ગરકાત્ર થઈ તરફડવા માંડ્યું, ને ખ્રીસ્તી પોતાની પીઠ પરના બોજથી કાદવમાં દબાઈ જવા લાગ્યો.

ત્યારે ચંચળે કહ્યું, કે "પડોશી ખ્રીસ્તી, અમણાં તમે કેવી જગ્યામાં છો"?

ખ્રીસ્તીએ કહ્યું, કે "નિશ્ચે હું જાણતો નથી."

એને લીધે ચંચળ નાખુશ થવા લાગ્યો, ને ગુસ્સો કરીને તેણે પોતાના સાથીને કહ્યું, કે "જે સુખ સંબંધી તમે મને એટલી વાર સુધી કહ્યું, તે શું એજ છે? જો મુસાફરીના આરંભમાં એવી વિપત છે, તો મુસાફરીના અંત સુધીમાં કોણ જાણે શું થશે. જો હું જીવતો બહાર નીકળું, તો તમે એકલા તે ઇચ્છિત દેશનો અનુભવ કરજો." એમ કહીને તેણે બહાર નીકળી જવા સારૂ હાથ પગ જોરથી પછાડયા, ને કળણની જે બાજુ પર તેનું ઘર હતું તે બાજુએથી નીકળીને ચાલ્યો ગયો. ત્યાર પછી ખ્રીસ્તીએ તેને જોયો નહિ.

હવે ખ્રીસ્તી નિરાશ કળણમાં પછાડા મારતો એકલો રહ્યો, તો પણ પોતાના

---

1—યશા. ૫૫; ૧, ૨. યોહાન ૬; ૩૭. તથા ૭; ૩૭. પ્રકટી. ૨૧; ૬. તથા ૨૨: ૧૭.

ઘરની બાજુ મૂકીને દરવાજાની બાજુએ જવા સારૂ તેણે મેહેનત કરયા કીધી. તે બાજુએ પોહોંચ્યો, પણ તેની પીઠ પરના બોજાને લીધે તે બહાર નીકળી શકતો નોહોતો. ત્યારે સમણામાં મેં જોયું, કે સહાય નામે એક માણસે તેની પાસે આવીને પૂછ્યું કે "તમે હ્યાં શું કરોછો?"

ખ્રીસ્તી.—સાહેબ, હું આવનાર કોપથી બચું એ સારૂ શુભવર્ત્તમાન-જણાવનાર નામના એક માણસે મને એ રસ્તે પેલા દરવાજાની ગમ જવાનું કહ્યું, ને ત્યાં જતાં હું એમાં પડ્યો.

સહાય.—તમે પગથી* જોઈને કેમ ચાલ્યા નહિ?

ખ્રીસ્તી.—હું ભયને મારે, પાસેને માર્ગે ચાલતાં, એમાં પડી ગયો.

ત્યારે સહાયે કહ્યું, કે તમારો હાથ આપો, ને તેણે આપ્યો. હાથ આપતાંજ તેણે તેને બહાર કાહાડીને[1] સખત ભોંય પર આણ્યો; પછી કહ્યું, કે "હવે તમે ચાલ્યા જાઓ."

તેને કાહડનારની પાસે જઈને મેં તો પૂછ્યું, કે, "સાહેબ, નાશ થનાર શેહેરમાંથી પેલા દરવાજે જવાનો રસ્તો એ છે, તો એ જગ્યા દુરસ્ત કરયામાં કેમ નથી આવતી, કે મુસાફરો સલામત ચાલ્યા જાય"? તેણે મને કહ્યું, કે "એ કળણ એવું છે કે તે દુરસ્ત કરી શકાતું નથી. જે ફીણ તથા મેલ પાપના પસ્તાવાથી ઉત્પન્ન થાયછે, તે આ નીચી જગ્યામાં વહ્યા કરેછે, માટે તે નિરાશ કળણ કેહેવાયછે; કેમકે જ્યારે કોઈ પાપીને પોતાની નાશવંત અવસ્થા સંબંધી સૂચના થાયછે, ત્યારે ઘણો ભય તથા સંદેહ તથા હિમ્મત તુટવાનો વિચાર તેના મનમાં ઉત્પન્ન થાયછે; ને તે સઘળા એકઠા થઈને આ જગ્યામાં ઠરી રેહેછે. જમીન ખરાબ થયાનું કારણ એજછે."

રાજાની ખુશી નથી કે આ જગ્યા એવી ખરાબ રેહે;[2] માટે રાજાના દારોગાના બતાવ્યા પ્રમાણે મજુરો, સોલસેં વરસ થયાં, એ જગ્યા સમારવા બહુ મેહેનત કરયા કરેછે. વળી હું જાણું છું કે આ જગ્યા સમારવા સારૂ ઓછામાં ઓછી સારી શીખામણે ભરેલી વીસ હજાર ગાડી, રાજાના દેશની હરેક ગમથી, તેઓ લાવ્યા, ને જે વાકેફગાર છે તેઓ કેહેછે, કે એકલી એ શીખામણે કરીને

---

* સારા સમાચારમાંનાં વચનો.

૧—ગીત૪૦; ૨.  ૨—યશા. ૩૫; ૩, ૪.

એ જમીન સારી થઈ શકશે, તો પણ હજુ સુધી તે નિરાશાનું કળણ છે, ને જે થઈ શકે તે કરે તો પણ એવું ને એવુંજ રહેશે.

ફરી એ કળણની વચમાં ધારા બાંધનારના હુકમથી કેટલીએક સારી ને મજબૂત પગથી* છે. પણ જ્યારે એ જગ્યામાં કાદવ વધે છે (ને મોસમ બદલાયછે ત્યારે તો એમ બહુશ થાયછે) ત્યારે તે પગથી કમ દેખાયછે, ને જો દેખાય તો પણ માથામાં ચકર આવવાથી લોક પગથી મૂકેછે, ને તે છતાં પણ, તેઓ કાદવમાં પડીને બહુ ખરડાયછે. પણ દરવાજે પોહોંચ્યા પછી તો રસ્તો સારો છે.૧

હવે સમણામાં મેં જોયું કે ચંચળ પોતાને ઘેર પોહોંચ્યો, ને તેના પડોસીઓ તેને મળવા સારૂ આવ્યા. તેઓમાંના કેટલાએકે તે પાછો આવ્યો માટે તેને બુદ્ધિવાન કહ્યો. બીજાઓએ તે ખ્રીસ્તી સાથે ગયો માટે તેને મૂર્ખ કહ્યો. બીજાઓએ તેની નામરદીને લીધે તેની એવી મશ્કરી કીધી, કે "જો અમે ખ્રીસ્તી સાથે જવા માંડીને છાતી ચલાવત તો એવી બેવકુફીનું કામ ન કરત, કે થોડીએક હરકતના કારણથી પાછા આવત." તેને લીધે ચંચળ ખશિયાણો પડ્યો, પણ આખરે તેણે શરમ મૂકી દીધી. ત્યારે સઘળાએ પોતાની વાત ફેરવીને બિચાર ખ્રીસ્તીની પૂઠ પાછળ નિંદા કરવા માંડી.—એટલુંજ ચંચળ સંબંધી છે.

## ત્રીજો અધ્યાય.

પછી ખ્રીસ્તી એકલો ચાલ્યો જતો હતો, ત્યારે તેણે એક માણસને ખેતરમાં થઈને તેને મળવા આવતો જોયો. ને એમ થયું કે બે રસ્તા એકઠા થયા તે જગ્યામાં તેઓ મળ્યા. જે સાહેબ તેમને મળ્યો તેનું નામ સંસારી-બુદ્ધિવાન હતું. તે દૈહિક-જુગતી નામે શેહેરમાં રહેતો હતો. એ શેહેર બહુ મોટું હતું તથા ખ્રીસ્તીના શેહેરની પાસે હતું. હવે ખ્રીસ્તીના નાશ થનાર શેહેરમાંથી નીકળવાની ખબર એકલા પોતાના શેહેરમાં ફેલી હતી એમ નહિ, તે બીજા શેહેરોમાં પણ ફેલી હતી માટે સંસારી બુદ્ધિવાન તેને ભારે લદાએલો, અફસોસ કરતો, કણતો વગેરે ચાલતો જોઈને, અટકળે ઓળખીને તેની સાથે વાત કરવા લાગ્યો.

**સંસારી.**—ઓહો સજ્જન, આવા ભારે લદાએલા તમે ક્યાં જાઓછો?

*ઈશુ પરના વિશ્વાસથી પાપની માફી તથા સ્વર્ગે પામવાનાં વચન. ૧—૧. શમુ. ૧૨; ૨૩.

**ખ્રીસ્તી**—ભારે લદાએલા તો ખરો. એવો મેં બીજો કોઈ જાણ્યો નથી. તમે પૂછોછો કે ક્યાં જાઓછો, તો સાંભળો. હું પેલા સામા દરવાજે જાઉંછું; કેમકે મને ખબર પડી છે કે મારો ભારી બોજ ઉતારવાનો ઉપાય મને ત્યાં મળશે.

**સંસારી.**—તમારે વહુ છોકરાં છે શું?

**ખ્રીસ્તી.**—હા; પણ આ બોજથી હું એવો લદાએલો છું, કે જેવું સુખ તેઓથી મને પેહેલાં થતું હતું તેવું હમણાં થતું નથી; ને જેમ મારૂં કોઈ ન હોય, એમ મને લાગેછે.૧

**સંસારી.**—જો હું તમને સારી મસલહત આપું, તો તમે સાંભળશો?

**ખ્રીસ્તી.**—હા; જો સારી હોય તો સાંભળીશ; કેમકે સારી મસલહતની મને અગત છે.

**સંસારી.**—મારી મસલહત તો એ છે, કે તમારા બોજથી જેમ વેહલું થાય તેમ છૂટવું; કેમકે ત્યાં સુધી તમારૂં મન ઠેકાણે બેસશે નહિ, ને જે સારી વસ્તુ ઈશ્વરે તમને આપી છે તેનો પણ ત્યાં સુધી તમે ઉપભોગ કરી શકશો નહિ.

**ખ્રીસ્તી.**—હું તો મારા બોજથી છૂટવા ચાહુંછું, પણ એવું કરવાને હું અશક્ત છું. આપણા દેશમાં મારી ખાંધ ઉપરથી તેનો ઉતારનાર કોઈ નથી; માટે મેં તમને કહ્યું તે પ્રમાણે મારા બોજથી છૂટકો પામવા હું આ રસ્તે જાઉંછું.

**સંસારી.**—તમારા બોજથી છૂટકો પામવા સારૂ એ રસ્તે જવાનું તમને કોણે કહ્યું?

**ખ્રીસ્તી.**—શુભવર્તમાન-જણાવનાર નામે એક મોટા તથા આબરૂદાર માણસે.

**સંસારી.**—એવી તેની મસલહતને લીધે હું તેને શ્રાપ દઉં છું. જે રસ્તો તેણે બતાવ્યો તેના જેવો આ દુનિયામાં બીજો કોઈ ભયંકર તથા વિકટ રસ્તો નથી; ને જો તમે તેની મસલહત પ્રમાણે ચાલશો, તો તમને એમજ માલમ પડશે. મને એવું દેખાયછે કે એટલામાં પણ તમને કાંઈ થયું છે; કેમકે નિરાશા કળણનો કાદવ તમને લાગ્યો છે, પણ એ કળણ તે રસ્તે જનારને વિપતનો આરંભ છે. મારૂં સાંભળો, હું તમારા કરતાં મોટી ઉમ્મરનો છું. તે રસ્તે જતાં તમને થાક, દુઃખ, ભૂખ, ભય, ઉઘાડાપણું, તરવાર, સિંહ, અજગર, અંધકાર, મોત

---

૧—૧ કરિ. ૭; ૨૯.

વગેરે મળશે. એ વાત ખરી છે, કેમકે ઘણાઓના કેહેવાથી તેની સાબીતી થઈ છે. કોઈ માણસ પારકાની વાત સાંભળીને પોતાનો જીવ ભયમાં કેમ નાખે?

ખ્રીસ્તી.—સાહેબ જે મને કહ્યું, તે સંધા કરતાં આ મારી પીઠ પરનો બોજ મને વત્તો ભયંકર લાગેછે.* જો એ બોજથી હું છૂટકો પામું, તો રસ્તે જે મને મળે તે સંબંધી હું ફિકર રાખતો નથી.

સંસારી.—પ્રથમ એ બોજ તમારા પર કેમ આવ્યો?

ખ્રીસ્તી.—આ પુસ્તક વાંચ્યાથી.

સંસારી.—એમજ હું ધારૂંછું. જેમાં અક્કલ પોહોંચતી નથી તે સંબંધી વિચારવાથી ઘણા હલકા લોક તમારી પેઠે એકાએક ઘેલા થાયછે,† ને એ ઘેલાપણાથી તેઓ તમારી પેઠે એકલા પુરૂષાર્થ વગરના થાયછે એટલુંજ નહિ, પણ જે સંબંધી તેઓ અજાણ્યા છે તે પામવા જતાં જાતનું જોખમ કબૂલ કરેછે.

ખ્રીસ્તી.—હું જે પામવા ચાહું છું તે હું જાણું છું, એટલે મારા ભારી બોજથી છૂટકો.

સંસારી.—એ રસ્તે ઘણો ભય છે, તો તેમાં તમે છૂટકો પામવા કેમ જાઓછો? જો ધીરજ રાખીને મારી વાત સાંભળશો, તો જે તમે પામવા ઈચ્છોછો, તે આ ભયકારક રસ્તે ચાલ્યા વિના પામવાનો ઉપાય તમને બતાવીશ. હા, ને તે ઉપાય પાસે છે. ને વળી હું કહુંછું, કે ભયને બદલે તમને શાંતિ, મિત્રાઈ તથા સંતોષ મળશે.

ખ્રીસ્તી—સાહેબ, એ ભેદ મારી આગળ ખોલો.

સંસારી—પેલા-કૃતના-અભિમાની નામે ગામમાં પોતાના-પુણ્યનો-અભિમાની નામે એક સાહેબ રેહેછે. તે વિવેકી તથા આબરૂદાર માણસ છે, ને તમારા જેવો બોજ માણસની પીઠ પરથી ઉતારવામાં તે હોશીઆર છે. હું જાણું છું, કે એ રીતે તેણે ઘણા ઉપકાર કીધા છે. વળી જે પોતાના બોજને મારે ઘેલા જેવા થયા, તેઓને સારા કરવાને પણ તે હોશીઆર છે. તેની પાસે જશો, તો તમે સહાય વેહેલા પામશો. તેનું ઘર ત્યાંથી એક ગાઉમાં કાંઈ એક ઓછું છે. જો તે ઘરમાં ન હોય, તો આદરભાવ નામે તેનો રૂપવાન દિકરો પોતાના બાપ સરખું એવું કામ કરી શકેછે, તે તમને સહાય કરશે; માટે મેં કહ્યું

---

* જે ખરેખરો ખ્રીસ્તી છે તે આપદા તથા સતાવણી કરતાં પાપથી વધું બીહેછે.

† લોક શુભવર્તમાનની વાત ધ્યાન રાખીને વાંચે એ તેને પસંદ નથી.

કે ત્યાં તમારા બોજથી તમને છૂટકો મળશે. પછી જો તમારા અસલના ઘરમાં પાછા જવાની મરજી ન હોય (ને તમે પાછા જાઓ એવું હું ચાહતો નથી), તો તમારાં વહુ છોકરાંને પેલા ગામમાં તેડી લાવો. ત્યાં ઘરો ખાલી છે, ભાડું મોઘું નથી, ખાવાનું પણ સસ્તું તથા સારૂં છે. ત્યાં સારા પડોસીઓ સાથે તમારે સમાગમ થયાથી, તમે આબરૂ પામીને લાયક રીતે દહાડા કાહાડશો.

હવે ખ્રીસ્તીનું મન ચળવચળ થવા લાગ્યું. પણ થોડીવાર પછી તેના મનમાં આવ્યું, કે જો એ સાહેબની વાત ખરી હોય, તો તેની સલાહ લેવી એ બુદ્ધિનું કામ છે.* માટે તેણે ફરી એવું કહ્યું કે, સાહેબ, તે સારા માણસને ઘેર જવાનો કિયો રસ્તો છે?

**સંસારી**—પેલો ઊંચો પાહાડ તમે જૂઓછો શું? †

**ખ્રીસ્તી**—હા, હું જોઉંછું.

**સંસારી**—તે પાહાડની પાસે જાઓ, ને જે પેહેલું ઘર આવશે, તે તેનુંજ છે.

ત્યારે પોતાના-પુણ્યના-અભિમાનીને ત્યાં સહાય પામવા સારૂ ખ્રીસ્તી રસ્તેથી ફર્યો. પણ તે પાહાડ આગળ પોહોંચ્યો, ત્યારે તે એવો ઉંચો દેખાયો, ને જે બાજુ રસ્તાની તરફની હતી, તે એવી તો તુટી પડવા જેવી તેને દેખાઈ, કે રખે તે મારા માથા પર પડશે, માટે આગળ જવાને તેની હિમ્મત રહી નહિ. ને હવે શું કરવું એ તેને સૂઝયું નહિ. માટે તે ઉભો રહ્યો ને તે ખરે રસ્તે હતો ત્યાર કરતાં તેનો બોજ હમણાં વત્તો ભારી જણાયો. વળી પાહાડમાંથી આગના ભભુકા નીકળ્યા,૧ તેથી રખે હું બળી જાઉં એમ તેના મનમાં આવ્યું. બિહીકથી પસીનો તેને છૂટ્યો, ને તે કાંપવા લાગ્યો.૨ ત્યારે સંસારી બુદ્ધિવાનને મનસુબે ચાલ્યાથી તે દલગીર થવા લાગ્યો. એટલામાં તેણે શુભવર્ત્તમાન-જણાવનારને પોતાની ગમ આવતો જોયો. તેને જોઇને તે શરમાયો, ને શુભવર્ત્તમાન-જણાવનાર આવતો આવતો છેક પાસે આવી પોહોંચ્યો, ત્યારે ભયંકર રીતે મ્હો ચડાવીને તેણે એમ કેહેવા માંડ્યું.

**શુભ**—ખ્રીસ્તી, તમે હ્યાં શું કરોછો? એ સાંભળીને ખ્રીસ્તીને જવાબ દેવો કાંઈ સૂઝયો નહિ, માટે તેની આગળ ચૂપ ઊભો રહ્યો. પછી શુભવર્ત્તમાન-જણાવનારે કહ્યું, કે નાશ થનાર શેહેરના કોટની બાહાર મેં જે માણસને બૂમ પાડતો જોયો તે તમે નથી શું?

---

* સંસારી બુદ્ધિવાનની વાતના ફાંદામાં ખ્રીસ્તી પડેછે. †પાહાડ એટલે શીનાઈ પાહાડ.

૧—નિર્ગ. ૧૯; ૧૬, ૧૮. ૨—હેબ્રી. ૧૨; ૨૧.

**ખ્રીસ્તી**—હા, ભાઈ સાહેબ, હું તેજ માણસ છું.

**શુભ**—મેં ન્હાના દરવાજાનો રસ્તો તમને બતાવ્યો નહિ શું ?

**ખ્રીસ્તી**—હા, ભાઈ સાહેબ, તમે બતાવ્યો.

**શુભ**—તો એવા વેહેલા તમે તે રસ્તેથી કેમ ફર્યા ? અમણાં તમે ખરે રસ્તે નથી.

**ખ્રીસ્તી**—નિરાશ કળણની એ બાજુપર મને એક સાહેબ મળ્યો; તેણે મને સમજાવ્યો કે સામા ગામમાં તમારો બોજ ઉતારી શકે એવો એક માણસ છે.

**શુભ**—તે કોણ હતો ?

**ખ્રીસ્તી**—તે ભલા માણસ જેવો દેખાયો. તેણે મને ઘણી વાત કહી, ને અંતે મેં તેનું માન્યું, માટે હું હ્યાં આવ્યો. પણ મેં એ પાહાડને જોયો તથા તે તુટી પડવા જેવો છે તે પણ જોયું, ત્યારે તે મારા માથા પર ન પડે માટે હું એકાએક ઊભો રહ્યો.

**શુભ**—તે સાહેબે તમને શું કહ્યું ?

**ખ્રીસ્તી**—તેણે મને પૂછ્યું, કે તમે ક્યાં જાઓછો ? ને મેં તેને તે કહ્યું.

**શુભ**—ત્યારે તેણે શું કહ્યું ?

**ખ્રીસ્તી**—તેણે પૂછ્યું, કે તમારે કુટુંબ છે ? ને મેં કહ્યું, કે હા. વળી મેં કહ્યું, કે મારી પીઠ પરના બોજથી હું એવો લદાએલો છું, કે પેહેલાંની પઠે તેથી મને સુખ થતું નથી.

**શુભ**—પછી તેણે શું કહ્યું ?

**ખ્રીસ્તી**—તેણે કહ્યું, કે તમારા બોજથી જલદી છૂટકો થાય તેમ કરો. ને મેં કહ્યું, કે હું એવો વિસામો શોધુંછું; એજ સારૂ હું પેલે દરવાજે જાઉંછું; કેમકે ત્યાં છૂટકો પામવાની જગ્યા સંબંધીની ખબર મને મળે એવું છે.

ત્યારે તેણે કહ્યું, કે હું તમને એ કરતાં સારો, ટુંકો, તથા શુભવર્તમાન-જણાવનારના બતાવેલા રસ્તામાં જેવી અડચણ છે, તેવી ન હોય, એવો રસ્તો બતાવીશ. તે રસ્તે જતાં એવો બોજ ઉતારવામાં હોશિયાર એક સાહેબનું ઘર આવશે. માટે મેં તેનું માન્યું, ને મારા બોજથી જલદી છૂટકો થાય એ સારૂ તમારો બતાવેલો રસ્તો મૂકી દઈને હું આણી ગમ આવ્યો. પણ જ્યારે હ્યાં આવી પોહોંચ્યો ને મેં એ સંધું જોયું, ત્યારે બિહીકથી હું ઊભો રહ્યો ને હવે મને કાંઈ કરવું સૂઝતું નથી.

ત્યારે શુભવર્ત્તમાન-જણાવનારે કહ્યું, કે થોડીવાર સુધી ઊભા રોહો. હું તમને ઈશ્વરની વાતો સમજાવુંછું. ત્યારે તે ધ્રૂજતો ધ્રૂજતો ઊભો રહ્યો. ને શુભવર્ત્તમાન-જણાવનારે કહ્યું, કે "જે બોલેછે તેનો નકાર ન કરો, કેમકે પૃથ્વી-પરના બોલનારને જેઓએ નકાર્યો હતો તેઓ બચ્યા નહિ, તો સ્વર્ગથી બોલનારની ગમથી ફરિયે તો નિશ્ચે આપણે બચીશું નહિ."[1] વળી તેણે કહ્યું, કે "નીતિવાનો વિશ્વાસથી જીવશે, પણ જો કોઈ માણસ પાછો હટશે, તો તે પર મારો જીવ પ્રસન્ન થશે નહિ."[2] તેણે પણ એ વાતો તેના પર એમ લગાડી, કે સંકટમાં પડવા જનાર માણસ તમો છો. તમે પરાત્પરના ઉપદેશનો ત્યાગ કરવા માંડ્યો, ને તમારા આત્માનો નાશ થઈજાય એટલે સુધી શાંતિના માર્ગથી તમે પગ પાછા કાહાડવા માંડોછો.

ત્યારે ખ્રીસ્તી મરણતોલ થઈગયો, ને તેના પગ પાસે પડીને બૂમ પાડી કે "મને અફસોસ છે, કેમકે હું નાશ પામવાનો છું." તે જોઈને શુભવર્ત્તમાન જણાવનારે તેનો જમણો હાથ પકડીને કહ્યું, કે "બધાં પાપ તથા દુર્ભાષણ માણસને માફ થશે."[3] "અવિશ્વાસી ન થાઓ, પણ વિશ્વાસી થાઓ."[4] ત્યારે ખ્રીસ્તી હોશમાં આવવા લાગ્યો, ને પેહેલાંની પેઠે શુભવર્ત્તમાન-જણાવનારની આગળ ધ્રુજતો ધ્રુજતો ઊભો રહ્યો.

પછી શુભવર્ત્તમાન-જણાવનારે કહ્યું, કે જે વાત હું તમને કહુંછું તે પર સારી પેઠે ધ્યાન રાખો. જેણે તમને ભૂલાવ્યા, ને જેની પાસે તેણે તમને મોકલ્યા, તેઓ કોણ છે, તે હું તમને જણાવુંછું. જે તને મળ્યો તેનું નામ સંસારી-બુદ્ધિવાન છે. એ નામ તેને લાયક છે; કેમકે આ દુનિયાનો ઉપદેશ માત્ર તેને ગમેછે.[5] એ માટે ભજન કરવા તે હમેશ કૃતના-અભિમાની નામે શેહેરના મંદિરમાં જાયછે. વળી તે એવા ઉપદેશ પર પ્રેમ રાખેછે; કેમકે તેને લીધે કાંઈ સતાવણી થતી નથી.[6] તેનો સ્વભાવ દૈહિક છે, માટે મારો ઠીક માર્ગ નઠારો જણાવવા સારૂ તે યત્ન કરેછે. હવે એ માણસની મસલહતમાંની ત્રણ વાત પર તમારે કંટાળો આણવો જોઈએ. તે એ છે:—

૧. તેણે તમને માર્ગથી ભુલાવ્યા.
૨. મરણસ્તંભ પર તમને કંટાળો આવે, એવું તેણે યત્ન કીધું.
૩. જે માર્ગથી નાશમાં જવાયછે, તે માર્ગમાં તેણે તમને ફેરવ્યા.

---

૧—હેબ્રી. ૧૨; ૨૫. ૨—હેબ્રી. ૧૦; ૩૮. ૩—માત્થી. ૧૨; ૩૧.
૪—યોહાન. ૨૦; ૨૭. ૫—યોહાન ૧ પત્ર. ૪; ૫. ૬—ગલા. ૬; ૧૨.

૧. તેણે તમને માર્ગથી ભુલાવ્યા, ને તમે ભૂલને માની, એ બે વાત પર તમારે કંટાળવું; કેમકે એમ કર્યાથી તમે સંસારી-બુદ્ધિવાનનો ઉપદેશ માન્યો, ને ઈશ્વરનો ઉપદેશ મૂકી દીધો. પ્રભુ કેહેછે કે, "સાંકડે દરવાજેથી જવા યત્ન કરો".[1] એટલે જે દરવાજે મેં તમને મોકલ્યા તે; કેમકે જીવનમાં પોહોંચાડનાર દરવાજો સાંકડો છે, ને થોડા લોકને તે જડેછે.[2] એ ન્હાના દરવાજાથી તથા તેમાં પોહોંચાડનાર રસ્તા પરથી, આ દુષ્ટ માણસે તમને એવા ભુલાવ્યા, કે તમારો નાશ લગભગ આવી પોહોંચે, માટે તેના ભુલવ્યા પર કંટાળો આણવો: ને તમે તેનું સાંભળ્યું માટે તમારે પોતાપર પણ કંટાળો રાખવો જોઈએ.

૨. મરણસ્તંભ તમને અપ્રસન્ન લાગે એવું તેણે યત્ન કીધું, માટે તે પર કંટાળો; કેમકે મિસરની સંપત કરતાં તે મરણસ્તંભને વધારે પસંદ કરવો.[3] વળી મહિમાવાન રાજાએ તમને કહ્યું છે કે "જે પોતાનો જીવ બચાવેછે તે તેને ખોશે; ને જે મારી પાછળ આવેછે ને પોતાનાં માબાપ તથા વહુ છોકરાં તથા ભાઈ બેહેન તથા પોતાના જીવ પર પણ દ્વેષ કરતો નથી, તે મારો શિષ્ય થઈ શકશે નહિ."[4] માટે હું કહુંછું કે જે સંબંધી શાસ્ત્ર કહેછે, કે તે વિના તમારૂં સદાકાળનું જીવન થશે નહિ, તે સંબંધી કોઈ માણસ ઉલટું સમજાવે, કે તેથી તમારો નાશ થશે, એવા ઉપદેશ પર તમે કંટાળો.

૩. જે માર્ગથી નાશમાં જવાય છે તે માર્ગમાં તેણે તમને ફેરવ્યા તે પર તમે કંટાળો; ને કંટાળો આવે એ સારૂ વિચાર કરો કે તેણે અમને કોણની પાસે મોકલ્યા, ને વળી તે માણસ તમારો બોજ ઉતારવાને કેવો અશક્ત છે.

પોતાના-પુણ્યના-અભિમાની પાસે તેણે તમને મોકલ્યા, તે તો દાસીનો પુત્ર છે, કે જે હમણાં છે ને પોતાનાં છોકરાંની સાથે દાસપણામાં છે.[5] ને આ શીનાઈ પાહાડ સંબંધી તમે બીધા કે એ મારા માથા પર તુટી પડશે, તે તો દૃષ્ટાંતમાં એજ છે. હવે જો તે તથા તેનાં છોકરાં દાસપણામાં છે, તો તેથી તમારો છૂટકો શી તરેહ થઈ શકે? માટે એ પોતાના-પુણ્યનો-અભિમાની તમારા બોજથી તમારો છૂટકો કરી શકતો નથી. હજી તો તેનાથી કોઈ માણસ પોતાના બોજથી છૂટકો પામ્યો નથી, ને હવે પછી પણ પામનાર નથી. કેમકે નિયમ-શાસ્ત્રના કૃત્યથી તમે નિરપરાધી ઠરશો નહિ, તેનાથી કોઈ માણસ એવા બોજથી છૂટકો પામી શકતો નથી; માટે સંસારી-બુદ્ધિવાન પારકો છે, ને પોતાના-પુણ્યનો-

---

૧—લુક. ૧૩; ૨૪. ૨—માત્થી. ૭; ૧૩, ૧૪. ૩—હેબ્રી. ૧૧; ૨૫, ૨૬. ૪—માર્ક. ૮; ૩૮. યોહાન. ૧૨; ૨૫. માત્થી. ૧૦; ૩૯. લુક. ૧૪; ૨૬. ૫—ગલા. ૪; ૨૧, ૨૭.

અભિમાની ઠગ છે. તેનો દિકરો આદરભાવ હસમુખો છે ખરો, તો પણ તે ઢોંગી છે, ને તમને સહાય કરી શકશે નહિ. મારૂં માનો, જે વાત એ વ્યસની માણસથી તમે સાંભળી, તેમાં એટલું માલ છે કે તમારો બચાવ ન થાય માટે મારે બતાવેલ રસ્તેથી તમને ફેરવવા. પછી શુભવર્ત્તમાન-જણાવનારે સ્વર્ગની તરફ ઘાંટો પાડીને કહ્યું કે "મારી વાતની સાબિતી આપો;" એટલે જે પાહાડની હેઠળ ખ્રીસ્તી ઊભો હતો, તેમાંથી એવા શબ્દ તથા આગ નિકળ્યાં કે તેના શરીરનાં રૂઆં ઊભાં થયાં. તે શબ્દ આ હતા કે, "શાસ્ત્રનાં કૃત્યના અભિમાની જેટલા છે, તેટલા શ્રાપમાં છે; કેમકે એમ લખ્યું છે કે જે વાત નિયમ શાસ્ત્રના પુસ્તકમાં લખી છે, તે બધી કરવામાં જે ટકતો નથી તે શ્રાપિત છે."

ત્યારે ખ્રીસ્તીએ જાણ્યું કે નિશ્ચે મારૂં મોત આવશે. શોકે તે બૂમ પાડવા લાગ્યો, ને જે સમે સંસારી-બુધિવાન તેને મળ્યો તે સમેને તેણે શ્રાપ દઇને કહ્યું કે "અતિ ઘણી મારી મૂર્ખાઇ થઇ કે મેં તેની સલાહ માની." તે સાહેબનું સમજાવવું દૈહિક છતાં પણ તેની એવી તો અસર લાગી કે ખરે રસ્તેથી ફર્યો તેથી ખ્રીસ્તી શરમીંદો થયો. પછી તેણે શુભવર્ત્તમાન-જણાવનારને આ પ્રમાણે કહ્યું

**ખ્રીસ્તી**—સાહેબ, તમે શું ધારોછો? હવે મારી આશા પૂરી થઇ શકે? શું પાછો ફરીને હું દરવાજે જાઉં? શું એવું કર્યાને લીધે તેઓ મને કાહાડી તો નહિ મૂકે? ને મને શરમીંદો કરી પાછો તો નહિ વાળે? હું દલગીર છું, કે મેં એ માણસની મસલહત સાંભળી. હવે મારાં પાપની માફી થાય શું?

ત્યારે શુભવર્ત્તમાન-જણાવનારે તેને કહ્યું, કે તમારૂં પાપ બહુ મોટું છે ખરૂં; કેમકે એમ કર્યાથી તમે બે અપરાધ કીધા, એટલે જે રસ્તો સારો છે તે તમે મૂકી દીધો, ને મને કરેલ માર્ગે ચાલ્યા; તો પણ દરવાન તમને પેસવા દેશે; કેમકે માણસો પર તે અનુગ્રહ કરેછે. પણ ખબરદાર, ફરી પાછા ફરતા ના, રખે "જ્યારે તેનો કોપ કાંઇએક પણ સળગે ત્યારે રસ્તેથી તમારો નાશ થાય".૧

## ચોથો અધ્યાય.

ત્યાર પછી ખ્રીસ્તીએ પાછા જવાને રૂખ કીધી, ને શુભવર્ત્તમાન જણાવનારે તેને ચુંબન દીધું. ને ઊમળકો લાવીને કહ્યું કે "ઇશ્વર તમને કુશળ રાખો." ત્યારે તે ઉતાવળે ચાલ્યો ને રસ્તામાં કોઇની સાથે બોલ્યો નહિ, ને

---

૧—ગીત ૨; ૧૨.




ઠોકો ને તમારે સારૂ ઉઘડાશે.

૫૦ ૧૭.

કોઈઍ તેને કાંઈ કહ્યું, તો પણ તેણે જવાબ દીધો નહિ; પણ મને કાપેલી જમીન પર ચાલનાર માણસની પેઠે, તે આખે રસ્તે ચાલ્યો ગયો, ને સંસારી બુદ્ધિવાનની મસલહત લેવાથી જે રસ્તેથી તે પાછો ફર્યો, તે રસ્તે પાછો જઈ પોહોંચ્યો, ત્યાં સુધી કોઈ તરેહથી તેના મનમાં આવ્યું નહિ કે મને કુશળ છે. આખરે તે દરવાજે પોહોંચ્યો. તે દરવાજાની ઉપર લખ્યું હતું કે "**ઠોકો ને તમારે સારૂ ઉઘડાશે**"[1] માટે તેણે બે ત્રણ વાર ઠોકતાં કહ્યું, કે—

પાપ ઘણાં કીધાથી હું તો ઘેલો છું ને દીન;
દુરાચારે ચાલ્યો માટે પૂર્ણ થયો બળહીન.

તોય પછી જે માહે રહેછે, જો ઊઘાડી દ્વાર,
'આવ' કહીને આજ્ઞા આપે, દયા કરી નિર્ધાર;

તો તેનો ઉપકાર ઘણો તો સંભારૂં સહુ કાળ;
કીર્તન ગાતાં ગગને ચાલું, કૃત માની કરૂણાળ.

ત્યાર પછી અનુગ્રહ નામે ઍક ઠાવકો માણસ દરવાજા આગળ આવ્યો, ને તેણે પુછ્યું કે તમે કોણ છો? ને ક્યાંથી આવ્યા? ને તમે શું માગોછો?

**ખ્રીસ્તી**—હું ઍક ભારે લદાઍલો પાપી છું. નાશ થનાર શેહેરમાંથી હું આવ્યો છું, ને આવનાર કોપથી બચું ઍ માટે સીઍાન પાહાડ પર જાઉંછું ને સાહેબ, મને ખબર થઈ છે કે ઍ દરવાજેથી ત્યાં જવાનો રસ્તો છે. તો તમારી ખુશી હોય તો હું અંદર આવું?

**અનુ**—હા, મારી ઘણી ખુશી છે કે તમે આવો. ઍમ કેહેતાંજ તેણે દરવાજો ઉઘાડ્યો.*

ને ખ્રીસ્તી દરવાજામાં પેસતો હતો ઍટલે બીજાઍ તેને અંદર ખેંચી લીધો. ત્યારે ખ્રીસ્તીઍ પૂછ્યું કે "ઍનું શું કારણ!" બીજાઍ કહ્યું કે "આ દરવાજાથી થોડે વેગળે ઍક મજબૂત કીલ્લો બાંધેલો છે. ત્યાંનો સેનાધિપતિ બાલઝબુલ છે, ને અંદર પેસવા પેહેલાં, આ દરવાજા પાસે આવનારાઓનું મોત આવે ઍ સારૂ, તે તથા તેના સાથીઓ તીર મારેછે."† ત્યારે ખ્રીસ્તીઍ કહ્યું કે "હું હરખાઉંછું તથા ધ્રૂજુંછું." ને તે માંહે ગયો ત્યારે ત્યાંના રેહેનારે પૂછ્યું કે "હ્યાં આવવાનું તમને કોણે કહ્યું"?

---

* તુટેલા મનવાળા પાપીઓને સારૂ દરવાજો ઉઘડાશે.
† સાંકડે દરવાજે પેસનારાઓ પર શેતાન દ્વેષ રાખેછે.

૧—માથ્થી ૭; ૭.

**ખ્રીસ્તી**—શુભવર્ત્તમાન-જણાવનારે મને હ્યાં આવવાનું તથા દરવાજો ઠોકવાનું કહ્યું; વળી તેણે કહ્યું કે તારે જે કરવું જોઇએ તે સાહેબ તને કેહેશે.

**અનુ.**—એક ઉઘાડો દરવાજો તમારી આગળ છે, ને કોઇ તેને બંધ કરી શકતો નથી.

**ખ્રીસ્તી**—હવે મારી વિપતનું ફળ મને મળવા લાગ્યું.

**અનુ.**—તમે એકલા કેમ આવ્યા?

**ખ્રીસ્તી**—જેમ મને ભય દેખાયો, તેમ મારા પડોશીઓને દેખાયો નહિ માટે.

**અનુ.**—તેઓમાંના કોઇએ તમારા આવવા સંબંધી જાણ્યું શું?

**ખ્રીસ્તી**—હા, પેહેલાં તો મારાં વહુ છોકરાંએ મને જોયો, ને મને પાછો ફેરવવાને બૂમ પાડી; મારા પડોશીઓમાંના કેટલાએકે પણ ઊભા રહીને મને પાછો ફેરવવાને બૂમ પાડી; પણ કાનમાં આંગળી ઘાલીને હું આગળ ચાલ્યો.

**અનુ.**—શું, તેઓમાંનું કોઇ તમને પાછા ફેરવવા માટે પછવાડે લાગ્યું નહિ?

**ખ્રીસ્તી**—હા, હઠીલો તથા ચંચળ આવ્યા, પણ તેઓનું કાંઇ ચાલ્યું નહિ. એમ જોઇને હઠીલો મેહેણાં મારતાં પાછો ગયો, પણ ચંચળ થોડેએક રસ્તે મારી સાથે આવ્યો.

**અનુ.**—તે આખે રસ્તે કેમ નહિ આવ્યો?

**ખ્રીસ્તી.**—નિરાશ કળણ સુધી તો અમે સાથે આવ્યા, ને તેમાં અમે એકાએક પડ્યા, તેથી મારા પડોસીની હિમ્મત હઠી ગઇ, ને આગળ આવવાને તેણે જીવ ચલાવ્યો નહિ; પણ તેણે કળણમાંથી નીકળીને તેના ઘરની તરફ જતાં કહ્યું, કે "તમે એકલા તે ઇચ્છિત દેશનો અનુભવ કરજો." પછી તે પોતાને રસ્તે ગયો, ને હું મારે રસ્તે આવ્યો. તે હઠીલાની પછવાડે ગયો, ને હું આ દરવાજાની ગમ આવ્યો.

ત્યારે અનુગ્રહે કહ્યું, કે તે માણસને અફસોસ છે. શું, સ્વર્ગના મહિમાને તેણે એવો હલકો ગણ્યો કે તે પામવામાં થોડી આપદાના ભયથી તે પાછો ફર્યો?

ખ્રીસ્તીએ કહ્યું, ચંચળ સંબંધી મેં સાચું કહ્યું ખરૂં, ને જો મારા સંબંધી હું સાચું કહું તો જણાશે કે તે કરતાં હું સારો નથી. તે પોતાને ઘેર પાછો ગયો ખરો, પણ હું સંસારી-બુદ્ધિવાનની દૈહિક વાત માન્યાથી નાશને માર્ગે ફર્યો.

અનુ.—ઓ હો! તે તમને મળ્યો શું? તમે પુણ્યના-અભિમાની પાસે વિશામો પામવા જાઓ, એવું તે ચાહાતો હશે. તે બેહુ ખરેખરા ઠગ છે, પણ તમે તેની મસલહત માની શું?

ખ્રીસ્તી.—હા, હું જઈશક્યો ત્યાં સુધી તો હું પુણ્યના-અભિમાનીને શોધી કાહાડવા ગયો. પણ આગળ જતાં મને એવું દેખાયું કે જે પાહાડ તેના ઘર પાસે છે, તે મારા માથા પર તુટી પડશે, માટે હું ત્યાંથી અટક્યો.

અનુ.—તે પાહાડથી ઘણાએક મોત પામ્યા, બીજા ઘણા મોત પામશે. તમે ચુરેચુરા થયાથી બચ્યા એ ઘણું સારૂં થયું.

ખ્રીસ્તી.—હું ત્યાં એવી દુર્દશામાં હતો, ત્યારે જો શુભર્વર્ત્તમાન-જણાવનાર મને ફરી મળ્યો ન હોત, તો કોણ જાણે મને શું થાત. ઈશ્વરની દયાથી તે ફરી મારી પાસે આવ્યો ન હોત, તો હું હ્યાં કદી આવત નહિ. પણ હવે હું આવ્યો ખરો, તો પણ હું તો આપ સાહેબ સાથે વાતચિત કરવા કરતાં તે પાહાડથી મોત પામવા લાયક છું. મારા પર કેવી કૃપા છે, કે મને આ દરવાજામાં પેસવાનું મળ્યું.

અનુ.—હ્યાં આવ્યા અગાઉ, કોઈએ ગમે તેવું ખોટું કામ કીધું હોય, તો પણ અમે તેને આવવા દેવામાં કાંઈ હરકત કરતા નથી. તેને અમે કદાપિ કાહાડી મૂકતા નથી.૧ માટે, ભલા ખ્રીસ્તી, તમે થોડેએક મારી સાથે આવો, ને તમારે જે રસ્તે જવું જોઈએ તે સંબંધી હું તમને સમજાવું. તમારી સામા પેલો સાંકડો રસ્તો તમે જુઓછો શું? તે રસ્તે તમારે જવું. વૃદ્ધોએ, પેગંબરોએ, ખ્રીસ્તે તથા તેના મોકલેલાઓએ એ રસ્તો બાંધ્યો છે; તે આંકણીથી આંકેલા જેવો સીધો રસ્તો છે; તે રસ્તે તમારે જવું.

ખ્રીસ્તી—અજાણ્યો માણસ ભુલો પડે, એવો તેમાં કાંઈ વાંકવળામણો રસ્તો છે શું?

અનુ.—હા, ઘણા બીજા રસ્તા એમાં મળેલા છે ખરા, પણ તેઓ વાંકાચુંકા તથા પોહોળા છે. ખરો રસ્તો એ ઊપરથી જણાશે, કે તે એકલો સીધો તથા સાંકડો છે.૨

---

૧—યોહાન ૬; ૩૭. ૨—માત્થી ૭; ૧૪.

ત્યારે સમણામાં મેં જોયું, કે ખ્રીસ્તીએ તેને વળી પૂછ્યું, કે "તમે મારી પીઠ પરનો બોજ ઉતારવાની મને સહાય કરશો શું?"*—અજી સુધી તો બોજથી તેનો છૂટકો થયો નોહોતો ; ને કોઈની સહાય મળ્યા વિના તે કોઈ તરેહથી ઉતરે નહિ.

તેણે જવાબ દીધો, કે તમે છૂટકો પામવાની જગે જઈ પોહોંચશો ત્યાં સુધી ધીરજ રાખીને બોજ લઈ જાઓ, કેમકે ત્યાં તમારી પીઠ પરથી તે પોતાની મેળે પડી જશે.†

પછી ખ્રીસ્તીએ કમ્મર બાંધીને મુસાફરી કરવા તૈયારી કીધી. ત્યારે બીજાએ કહ્યું કે હાંથી કેટલેએક દૂર સમજાવનારનું ઘર આવશે, તેનું બારણું ઠોકજો, ને તે તમને ઘણી સારી વસ્તુઓ બતાવશે. ત્યારે ખ્રીસ્તીએ પોતાના મિત્ર પાસેથી આજ્ઞા લીધી, ને તેણે ફરી તેને કહ્યું, કે ઈશ્વર તમને કુશળ રાખો.

## પાંચમો અધ્યાય.

ત્યારે તે આગળ ચાલીને સમજાવનારને ઘેર પોહોંચ્યો. તેણે ત્યાં બહુ વાર બારણું ઠોક્યા કીધું. આખરે એકે દરવાજા આગળ આવીને પૂછ્યું, કે એ કોણ છે?

**ખ્રીસ્તી.**—સાહેબ, મુસાફર છું. મારા કલ્યાણને સારૂ એ ઘરધણીના મિત્રે મને હાં મોકલ્યો છે, માટે ઘરધણી સાથે વાતચિત કરવા ચાહુંછું.

ત્યારે તેણે ઘરધણીને બોલાવ્યો. થોડી વાર પછી ઘરધણીએ ખ્રીસ્તીની પાસે આવીને પૂછ્યું, કે "તમે શું ચાહોછો?"

**ખ્રીસ્તી.**—સાહેબ, હું નાશ થનાર શેહેરમાંથી નીકળીને શીઓન પાહાડ પર જાઉંછું. જે દરવાજો રસ્તાને નાકે છે, તેના દરવાને મને કહ્યું, કે "તમે સમજાવનારને ઘેર જાઓ, મુસાફરીમાં ચાલતાં ચાલતાં સારા કામમાં આવે એવી ઘણી સારી સારી વસ્તુ તે તમને દેખાડશે."

ત્યારે સમજાવનારે કહ્યું, કે "અંદર આવો ; જેથી તમને ગુણ થાય તે હું બતાવીશ." પછી તેણે પોતાના ચાકરને કહ્યું, કે "દીવો કરી લાવો." ને ખ્રીસ્તીને કહ્યું, કે "તમે મારી સાથે આવો." ને તે તેને એક કોટડીમાં એકાંત તેડી ગયો,

---

* બીચારા ખ્રીસ્તી બોજથી થાકેછે.

† પાપની જુદાઇ તથા બોજથી ખ્રીસ્તના મોત તથા લોહી વિના છુટકો થઇ શકતો નથી

ને ચાકરને કહ્યું, કે પેલું બારણું ઉઘાડ. તેણે ઉઘાડ્યું એટલે ખ્રીસ્તીએ ભીત પર ટાંગેલી એક ઠાવકા માણસની તસવીર જોઈ. તે તસવીર એવી હતી કે તેની આંખ સ્વર્ગની ગમ ફેરવેલી હતી; તેના હાથમાં પરમોતમ પુસ્તક હતું; તેના હોઠો પર સતનો ધારો લખેલો હતો; સંસાર તેની પીઠ પછવાડે હતો. તે તસવીર માણસની આજીજી કરતી હોય એવી દેખાતી; ને તેના માથા ઉપર ઉંચો સુંનાનો તાજ લટકતો હતો.

ત્યારે ખ્રીસ્તીએ પૂછ્યું, કે આ તસવીર કોણની છે?

સમ.—જેની એ તસવીર છે, તેના જેવો હજારોમાં એક ભાગ્યેજ મળશે. તે ઈશુના એક મોકલેલાની પેઠે કહી શકે, કે "ખ્રીસ્તની ગમના દસ હજાર શીખવનાર હોય, તો પણ તમારે ઘણા બાપ નથી; કેમકે શુભવર્તમાનને આસરે ખ્રીસ્ત ઈશુની ગમ મેં તમને જન્માવ્યા છે. મારા ન્હાના છોકરાઓ, ઈશુ ખ્રીસ્ત તમારાં મનમાં ઉત્પન્ન થાય, ત્યાં સુધી મને તમારે સારૂ ફરી જણવાનું કષ્ટ થાયછે."[1] તમે સ્વર્ગની ગમ એની ફેરવેલી આંખ, તથા તેના હાથમાં પરમોતમ પુસ્તક, તથા તેના હોઠો પર લખેલો સતનો ધારો જુઓછો. એ ઉપરથી તમારે સમજવું કે ભેદનો અર્થ શોધી કાહાડીને પાપીઓને બતાવવો, એ તેનું કામ છે; માટે જાણે માણસની આજીજી કરતો હોય એવો દેખાયછે. વળી સંસાર તેની પીઠ પછવાડે તથા તાજ તેના માથા ઉપર લટકતો જૂઓછો, એ ઉપરથી સમજવું કે તે પોતાના શેઠની સેવા પર પ્રેમ રાખતાં, અમણાંની વસ્તુ તુચ્છ જાણેછે; માટે પરલોકમાં તેને ફળ, એટલે મહિમા, નિશ્ચે મળશે. ફરી સમજાવનારે કહ્યું, કે મેં એ તસવીર તમને પેહેલી દેખાડી, એ સારૂ કે જે માણસની એ છે, તેને તમારે જવાની જગ્યાના ધાણીએ ઠેરવ્યો છે, કે જે વિકટ જગ્યા રસ્તે તમને મળે, તેમાં તે એકલો તમારો ભોમિયો થાય. માટે જે મેં તમને દેખાડ્યું તે પર ધ્યાન રાખજો, ને તમે જે જોયું તે યાદ રાખજો, રખે મુસાફરીમાં કેટલાએક ખરો રસ્તો બતાવવાનું બહાનું કરીને તમને નાશને માર્ગે લઈ જાય.

પછી તે તેનો હાથ પકડીને તેને મોટી કોટડીમાં લઈગયો. ત્યાં બહુ ધૂળ હતી; કારણ કે તે અવાળરી હતી. થોડીએક વાર સુધી ખ્રીસ્તીએ જોયા કીધું. પછી

---

૧—૧ કરિ. ૪; ૧૫. ગલા. ૪; ૧૯. ૧ થેસ. ૨; ૭.

સમજાવનારે વાળનારને તેડાવ્યો; ને તેણે આવીને વાળવા માંડ્યું. ત્યારે એવી ધૂળ ઉડી કે ખ્રીસ્તીનો દમ રૂંધાવા લાગ્યો. પછી સમજાવનારે ત્યાં ઉભેલી સ્ત્રીને કહ્યું, કે પાણી લાવીને છાંટો, ને છાંટયા પછી કોટડી સેહેલથી વળાઈને સાફ થઈ.

ત્યારે ખ્રીસ્તીએ કહ્યું, કે એનો અર્થ શો છે?

સમજાવનારે જવાબ દીધો, કે જે માણસનું મન શુભવર્ત્તમાનવડે કોઈ વાર શુદ્ધ થયું ન હોય, તેની ઉપમારૂપ એ કોટડી છે. મનની દુષ્ટતાએ કરીને માણસનું મન પુરૂં અશુદ્ધ થઈગયું, તેની ઉપમા ધૂળ છે. જેણે પેહેલાં વાળવા માંડ્યું તે નિયમ શાસ્ત્ર છે; પણ જેણે પાણી લાવીને છાંટ્યું તે શુભવર્ત્તમાન છે. તમે જોયું કે જ્યારે વાળનારે વાળવા માંડ્યું ત્યારે એવી ધૂળ ઉડી કે તેનાથી કોટડી સાફ થતી નોહોતી, પણ ઉલટો તમારો દમ રૂંધાવા લાગ્યો. એથી સમજવું કે નિયમ શાસ્ત્ર માણસના મનને પાપથી શુદ્ધ કરતું નથી; કેમકે તેથી પાપ પર જય પામવાની શક્તિ આવતી નથી; પણ જેમ જેમ તે પાપ જણાવેછે તથા પાપ કરવાની મને કરેછે, તેમ તેમ તેથી પાપ મનમાં તાજું થાયછે,[1] દૃઢ થાયછે,[2] તથા વધેછે.[3] વળી તમે જોયું કે સ્ત્રીએ કોટડીમાં પાણી છાંટ્યું, ત્યારે તે સેહેલથી વળાઈને સાફ થઈ. તેથી જાણવું, કે જ્યારે શુભવર્ત્તમાનની મીઠી ઉમદા અસર મનને લાગેછે, ત્યારે જેમ પાણી છાંટ્યાથી ધૂળ બેઠી, તેમ માણસના મનનું પાપ દબાઈ જાયછે, તેનો પરાજય થાયછે, તે પરના વિશ્વાસથી મન શુદ્ધ થાયછે, ને ત્યારે તે મહિમાના રાજાની પાસે રેહેવા જોગ થાયછે.[4]

વળી મેં સમણામાં જોયું, કે સમજાવનાર ફરી તેનો હાથ પકડીને તેને એક ન્હાની કોટડીમાં તેડી ગયો. ત્યાં ખુરસી પર બેઠેલા બે ન્હાના છોકરા હતા. એકનું નામ ઉતાવળો ને બીજાનું નામ ધીરજ. ઉતાવળો અસંતોષી દેખાયો, પણ ધીરજ સંતોષી હતો. ખ્રીસ્તીએ પૂછ્યું કે ઉતાવળો અસંતોષી દેખાયછે તેનું કારણ શું છે? સમજાવનારે જવાબ દીધો કે તેના શેઠની મરજી છે, કે આવતા વરસના આરંભ સુધી, તે પરમપદ પામવાની સબૂર રાખે; પણ ઉતાવળો તો અમણાંજ તેને પામવા ચાહેછે; પણ ધીરજ સબૂર રાખવા રાજી છે.

---

૧—રૂમી. ૭; ૯. ૨—૧ કરિ. ૧૫; ૫૬. ૩—રૂમી. ૫; ૨૦.

૪—યોહાન. ૧૫; ૩. એફેસિ. ૫; ૨૬. પ્રેરિ. ૧૫; ૯. રૂમી. ૧૬; ૨૫-૨૬. યોહાન. ૧૫; ૧૩.

ત્યારે મેં જોયું કે એકે ઉતાવળાની પાસે આવીને તેના પગ આગળ એક દ્રવ્યની થેલી ખાલી કીધી. તે તેણે હરખે લીધું. પછી તે ધીરજને બહુ હસ્યો. પણ થોડીવાર પછી મને દેખાયું,કે તેણે બધું ઉડાવી નાખ્યું,ને તેની પાસે ફાટાં તૂટાં લુગડાં માત્ર રહ્યાં.

ત્યારે ખ્રીસ્તીએ સમજાવનારને કહ્યું કે એનો પૂરો અર્થ મને સમજાવો.

**સમજાવનારે** જવાબ દીધો, કે આ બે છોકરા દૃષ્ટાંતરૂપ છે. ઉતાવળાથી, સંસાર પર મન લગાડનારા સમજવા; ને ધીરજથી, સ્વર્ગ પર મન લગાડનારા સમજવા. તમે જૂઓછો કે ઉતાવળો આ વરસમાં, એટલે આ દુનિયામાં, બધું પામવા ચાહેછે; તેજ પ્રમાણે સંસાર પર મન લગાડનારા છે, તેઓ અમણાંજ પરમપદ પામવા ચાહેછે. આવતા વરસમાં, એટલે આવતી દુનિયામાં, તેઓ, પરમપદનો ભાગ પામવા સુધી સબૂર રાખતા નથી. આવતી દુનિયાના પરમપદ સંબંધી ઈશ્વરે જે બતાવ્યું, તે કરતાં તેઓ આ કેહેવતને વત્તા ભરોસા જોગ ગણેછે; એટલે "ઝાડ પરની બે ચલ્લી કરતાં હાથમાંની એક સારી છે." પણ તમે જોયું કે તેણે તે જલદી ઉડાવી નાખ્યું, ને ફાટાં તૂટાં લુગડાં માત્ર તેની પાસે રહ્યાં. તેજ પ્રમાણે એવા સર્વ લોકને જગને અંતે થશે.

ત્યારે ખ્રીસ્તીએ કહ્યું, કે ઘણાં કારણથી ધીરજની બુદ્ધિ મને સારી માલૂમ પડેછે. પેહેલું પોતાનું પરમપદ પામવા તે સબૂર રાખેછે. બીજું ઉતાવળા પાસે ફાટાં તૂટાં લુગડાં માત્ર રેહેશે, ત્યારે ધીરજને પરમપદનો મહિમા મળશે.

**સમ.**—હા. ને બીજું પણ કારણ છે, કે આવતી દુનિયાનો મહિમા કદી જશે નહિ; પણ હ્યાંનો મહિમા વેહેલો જતો રેહેછે, માટે ઉતાવળાને પોતાનું પરમપદ પેહેલું મળ્યું તેથી તે ધીરજને હસ્યો. પણ એ કરતાં ધીરજને તેના પર વત્તું હસવાનું કારણ થશે; કેમકે તેને પોતાનું પરમપદ છેલ્લુંજ મળ્યું; કેમકે પેહેલાએ છેલ્લાને જગ્યા આપવી પડશે; છેલ્લાને આપવાનો વખત છે, પણ છેલ્લાએ કોઈને જગ્યાં આપવી પડશે નહિ, કેમકે તેની પછવાડે કોઈ છેલ્લો નથી. માટે જેને પોતાનો ભાગ પેહેલાં મળેછે, તે ખરચવાનો તેને સમય છે, પણ જેને પોતાનો ભાગ છેલ્લો મળેછે તેની પાસે તે સદા રેહેનાર છે. એ માટે ધનવાનને એમ કહ્યું હતું કે "તમારા જીવનમાં તમને સારી વસ્તુ હતી ને લાજરસને નઠારી, પણ અમણાં તે દિલાસો પામેછે, ને તમે દુઃખી છો."[૧]

---

૧—લુક ૧૬; ૨૫.

ખ્રીસ્તી.—એ ઉપરથી મને જણાયછે કે જે અમણાં છે, તે પર મમતા રાખવી સારી નથી; પણ જે આવનાર છે તે પામવાની સબૂર રાખવી ઠીક છે.

સમ.—તમે ખરૂં કોહોછો, કેમકે જે જે દેખાયછે, તે ક્ષણિક છે; પણ જે જે દેખાતું નથી, તે અક્ષય છે;૧ તો પણ જે ક્ષણિક છે તે તથા આપણા દૈહિક વિષય એવા પાસે પાસે રેહેનારા છે, કે તેઓ પરસ્પર પ્રેમ રાખેછે. પણ જે વસ્તુ હવે પછી આવનાર છે તેઓ તથા આપણા દૈહિક વિષયો એક બીજાના ઓળખીતા નથી, તેથી તેઓમાં જૂદાઈ રેહેછે.૨

ત્યારે સમણામાં મેં જોયું કે સમજાવનાર ખ્રીસ્તીનો હાથ પકડીને એક જગ્યામાં તેને તેડી ગયો. ત્યાં ભીતની પાસે અગ્નિ સળગેલો હતો ને તે હોલવવા સારૂ એક જણ ઊભો રહીને તેના પર ઘણું પાણી નાંખ્યા કરતો હતો, તો પણ અગ્નિ વત્તો સળગતો હતો ને તાપ વધારે થતો ગયો.

ત્યારે ખ્રીસ્તીએ પૂછ્યું, કે એનો અર્થ શો છે?

સમજાવનારે જવાબ દીધો, કે જે કૃપાનું કામ માણસના મનમાં ઉત્પન્ન થયું છે, તેના સરખું એ છે. જે તેને હોલવવા સારૂ પાણી નાંખેછે, તે શેતાન છે; પણ તમે જૂઓછો કે અગ્નિ વત્તો સળગતો જાયછે ને તાપ વધારે થાયછે, એનું કારણ પણ તમે જોશો. પછી ભીતની પછવાડે તે તેને તેડી ગયો. ત્યાં તેણે એક જણ જોયો, તેના હાથમાં તેલ ભરેલું એક વાસણ હતું, ને તે છાનામાના તે અગ્નિમાં નાખતો હતો.

એ જોઈને ખ્રીસ્તીએ પૂછ્યું, કે એ કોણ છે?

સમજાવનારે જવાબ દીધો, કે એ ખ્રીસ્ત છે. પોતાના કૃપારૂપ તેલ કરીને તે માણસના મનમાં ઉત્પન્ન થએલાનું હમેશ પોષણ કરેછે, ને, શેતાન પોતાનું ચાલે તેટલું કરે, તો પણ, ખ્રીસ્તીઓનાં મન કૃપાવાળાં કરેછે.૩ વળી તમે જોયું કે અગ્નિ સળગેલો રાખવા સારૂ તે ભીત પછવાડે ઊભો રેહેછે, એ પરથી તમારે સમજવું, કે જે લોકની પરીક્ષા શેતાનથી થાયછે તેઓનાં મનમાં એ કૃપાના કામનું શી રીતે પોષણ થાયછે, એ સમજવું તેઓને કઠણ લાગેછે.

---

૧—૨ કરિ. ૪; ૧૮. ૨—રૂમી. ૭; ૧૫ થી ૨૫ સુધી. ૩—૨ કરિ. ૧૨; ૯.

ફરી મેં જોયું કે સમજાવનાર તેનો હાથ પકડીને તેને એક રળીઆમણી જગ્યા-માં તેડી ગયો. ત્યાં એક મોટા સુંદર મેહેલ બાંધેલા હતો. તે જોઇને ખ્રીસ્તી બહુ ખૂશ થયો. વળી તેની અગાશી પર તેણે જરીનાં લુગડાં પેહેરેલા કેટલાએક લોકને ફરતા જોયા.

ત્યારે ખ્રીસ્તીએ પૂછ્યું, કે શું આપણે માંહે જઇએ ?

પછી સમજાવનાર તેને મેહેલના દરવાજા પાસે તેડી ગયો. એટલે તેણે દીઠું કે દરવાજે માંહે જવા સારૂ ઘણા પુરૂષ ઊભા હતા, પણ કોઇને જવાની છાતી નોહોતી. વળી દરવાજાથી થોડે દૂર, એક માણસ મેજ આગળ ચોપડો તથા ખડીઆ સમેત માંહે પેસનારનું નામ લખવા સારૂ બેઠેલો હતો. વળી પેસનારાઓને જેટલું થઇ શકે તેટલું નુકસાન તથા દુઃખ પોહોંચાડવા સારૂ, દરવાજાની પેલી ગમ ઘણા હથિયારબંધ ઊભેલા હતા. તે જોઇને ખ્રીસ્તીને અચરત લાગ્યું. પેહેલાં તો તે હથિયારબંધના ભયને મારે લોક પાછા હટયા, પણ આખરે ખ્રીસ્તીએ જોયું કે એક જોરાવર માણસે લખનારની પાસે જઇને તેને કહ્યું, કે સાહેબ, મારૂં નામ લખો. તેનું નામ લખાયા પછી તેણે જોયું કે તે માણસ પોતાની તરવાર મિયાનમાંથી કાહાડીને, તથા પોતાના માથા પર ટોપ પેહેરીને, દરવાજાની તરફ દોડીને હથિયારબંધ પર તૂટી પડયો. તેઓએ તેના પર મારીનાખવાના જેવા હુમલા કીધા. પણ તેણે નિર્ભયતાથી તરવાર જોરમાં ચલાવી, ને જ્યારે તેઓ આમણ સામણ સારી પેઠે ઘાયલ થયા,[1] ત્યારે તેમને હટાડીને તેણે રસ્તો મૂકાવ્યો, ને એમ ધસીને મેહેલમાં ગયો. તેવારે મધુર સ્વર માંહેથી સંભળાયો, તે મેહેલની અગાશી પર ફરનારાઓનો હતો. તેઓએ એમ કહ્યું, કે :—

આવને, આવને, ભાય તો આવને;
સવેરા વૈભવે માન મેળાવને.

• ત્યારે તે માહે ગયો, ને તેઓના જેવાં લુગડાં તેને પેહેરાવ્યાં. ત્યારે ખ્રીસ્તીએ મલકાઇને કહ્યું, કે મારા જાણ્યામાં આવેછે કે એનો અર્થ મને માલમ છે.

ત્યાર પછી ખ્રીસ્તીએ કહ્યું, કે હવે મને હ્યાંથી જવા દો. સમજાવનારે કહ્યું, કે ના. હું તમને બીજું કાંઇ દેખડાવું ત્યાં સુધી રોહો, પછી તમે જજો. ત્યારે

---

૧—માત્થી ૧૧: ૧૨. પ્રેરિ. ૧૪; ૨૨.

તેનો હાથ પકડીને તે તેને બહુ અંધારી કોટડીમાં તેડી ગયો. ત્યાં લોહોડાના પાંજરામાં એક માણસ બેઠેલો હતો.

હવે તે માણસ શોકાતુર દેખાયો. તેની આંખ ભોંયની ગમ રાખેલી હતી; તેના હાથ જોડેલા હતા; ને તે એવી તો હાય મારતો હતો, કે જાણે તેની છાતી ફાટી જશે. ત્યારે ખ્રીસ્તીએ પૂછ્યું, કે આ કોણ છે? સમજાવનારે કહ્યું, કે તેની સાથે વાત કરો.

ત્યારે ખ્રીસ્તીએ તે માણસને કહ્યું, કે "તમે કોણ છો"? તે માણસે જવાબ દીધો કે "હું પેહેલાં હતો તેવો હું હમણાં નથી."

**ખ્રીસ્તી.**—પેહેલાં તમે કેવા હતા?

તે માણસે કહ્યું, કે પેહેલાં તો મારી નજરમાં તથા બીજાની નજરમાં હું સુંદર તથા ફળદાયક ધર્મી હતો.[1] પેહેલાં હું જાણતો કે હું સ્વર્ગી શેહેરમાં જનાર છું, ને હું ત્યાં પોહોંચીશ એમ ધારીને હું હરખાતો.

**ખ્રીસ્તી.**—વારૂ, તો હમણાં તમે કેવા છો?

**માણસ.**—હમણાં હું નિરાશ માણસ છું, ને જેમ આ લોહોડાના પાંજરામાં હું બંધાએલો છું, તેમ નિરાશારૂપી પાંજરામાં પૂરાએલો પણ છું. હું બહાર નીકળી શકતો નથી. અફસોસ! હું નીકળી શકતો નથી!

**ખ્રીસ્તી.**—તમે એ અવસ્થામાં શાથી પડયા?

**માણસ.**—સાવચિત્ત તથા સાવધાન રેહેવું મેં મૂકી દીધું; મેં વિષયની ગર્દન પર લગામ છૂટી મૂકી દીધી; ધર્મ શાસ્ત્રનો પ્રકાશ મારામાં થયા છતાં ને ઇશ્વરનો ઉપકાર મારા પર થયા છતાં, મેં પાપ કીધું. મેં પવિત્ર આત્માને દલગીર કીધો, ને તે મારી પાસેથી ગયો. મેં શેતાનને લલચાવ્યો, ને તે મારી પાસે આવ્યો છે. મેં ઇશ્વરને કોપાયમાન કીધો, ને તેણે મને મૂકી દીધો છે. મારૂં મન એવું કઠણ થયું છે કે હું પસ્તાવો કરી શકતો નથી.

ત્યારે ખ્રીસ્તીએ સમજાવનારને પૂછ્યું, કે એવા માણસે આશા ન રાખવી જોઇએ શું? સમજાવનારે કહ્યું, કે એને પૂછો.

ત્યારે ખ્રીસ્તીએ તેને પૂછ્યું, કે નિરાશારૂપી લોહોડાના પાંજરામાંથી નીકળવાની આશા તમે રાખતા નથી શું?

---

1—લુક. ૮; ૧૩.

માણસ.—ના, કાંઈજ નહિ.

ખ્રીસ્તી.—એમ કેમ? આશીર્વાદિતનો દીકરો બહુ દયાળુ છે.

માણસ.—બીજી વાર પોતાને સારૂ મેં તેને મરણસ્તંભે જડયો છે,[1] તેને મેં વખોડયો છે,[2] તેની નીતિ મેં વખોડી છે, તેનું લોહી મેં અપવિત્ર ગણ્યું છે, ને અનુગ્રહના આત્માની મેં નિંદા કીધી છે.[3] માટે, સંધા વચન પ્રમાણે જોતાં, દયા પામવાથી હું બારેજ થયો, ને અમણાં ઠરાવેલા ઈનસાફ તથા અગ્નિરૂપ કોપની ધમકી, જે વેરીઓની પેઠે મને બાલીનાંખશે, તેવી ભયંકર ધમકીજ મારે સારૂ છે.

ખ્રીસ્તી.—શું પામવાને તમે એવી અવસ્થામાં પડયા?

માણસ.—આ દુનીઆના વિષય તથા એશ તથા લાભ પામવા સારૂ પડયો. મને એવું ભાસ્યું કે તેનો ઉપભોગ કરવાથી મને ઘણું સુખ થશે, પણ અમણાં તે સંધાં વીછુની પેઠે મને ડંસે છે.

ખ્રીસ્તી.—શું અમણાં તમે મન ફેરવીને પાપનો પસ્તાવો કરી શકતા નથી?

માણસ.—ના. ઈશ્વર મને પસ્તાવો કરવાનું મન આપતો નથી; તેની વાતથી વિશ્વાસ કરવાની હિમ્મત મને થતી નથી. હા, તેણે પોતે મને આ લોહોડાના પાંજરામાં બંધ કીધો છે, ને આ દુનિયાના સંધા લોક મળીને મારો છૂટકો કરી શકશે નહિ. ઓ સદાકાળ! સદાકાળ! જે દુઃખ સદાકાળ મારા પર આવનાર છે તે હું કેમ સહી શકીશ!

ત્યારે સમજાવનારે ખ્રીસ્તીને કહ્યું, કે આ માણસનું દુઃખ સંભારો, કે તેથી હમેશ તમને સાવધાની રેહે.

ખ્રીસ્તીએ કહ્યું કે એ ભયાનક છે. હું સાવચિત્ત તથા સાવધાન રહું, ને એ માણસના દુઃખ જેવું મને ભોગવવું પડે નહિ, એ સારૂ ઈશ્વર મારી સહાય કરો. સાહેબ, હવે મારે રસ્તે ચાલવાનો સમય નથી થયો શું?

સમ.—સબૂર કરો. એક બીજી વસ્તુ હું તમને બતાવું, ત્યાર પછી તમે જજો.

ત્યારે ખ્રીસ્તીનો હાથ પકડીને તે સુવાની ઓરડીમાં તેને તેડી ગયો. તેમાં એક માણસ બીછાના પરથી ઊઠતો હતો, ને તે લૂગડાં પેહેરતાં ધ્રૂજ્યો તથા કાંપ્યો. ત્યારે ખ્રીસ્તીએ પૂછ્યું, કે એ માણસ એમ કેમ ધ્રૂજે છે? ને સમજાવનારે તેને

---

૧—હેબ. ૬; ૬. ૨—લુક. ૧૯; ૧૪. ૩—હેબ. ૧૦; ૨૮—૨૯.

કહ્યું, કે તમારા ધ્રુજવાનું કારણ ખ્રીસ્તીને કોહો. ને તેણે કેહેવા માંડ્યું, કે ગઈ રાત્રે મેં સમણામાં જોયું, કે આકાશ અંધરાવા લાગ્યું, ને ગડગડાટ તથા વીજળી એટલાં થયાં કે તેથી હું અતીશે બીધો. હવે સમણામાં મેં નજર ઉંચી કરીને જોયું, કે પવનના સુસવાટાથી વાદળાં ખશી ગયાં, ને મેં તુરઈનો મોટો નાદ સાંભળ્યો. ને વાદળાં પર બેઠેલા એક માણસને હજારો સ્વર્ગવાસી સાથે જોયો. તેઓ આગના ભભુકા જેવા હતા, ને આકાશ ભભુકાદાર આગથી સળગેલું હતું. પછી મેં મોટી વાણી સાંભળી કે "મુએલાઓ, ઉઠો; ને તમારો ઈન્સાફ થાય, માટે આવો." વાણી થઈ, એટલે પાહાડો ફાટી ગયા, ને કબરો ઉઘડી ગઈ, ને જે મુએલા તેમાં હતા તેઓ નીકળ્યા. તેઓમાંના કેટલાએક બહુ ખૂશ હતા, ને તેઓએ ઉંચું જોયું; પણ કેટલાએકે પાહાડ તળે સંતાઈ રેહેવાનું યત્ન કીધું. ત્યારે વાદળા પર બેઠેલા માણસે એક પુસ્તક ઉઘાડ્યું, ને દુનિયાના બધા લોકને પોતાની પાસે આવવાનો હુકમ કીધો. મેં જોયું, કે જેમ ઈન્સાફ કરનારની તથા અપરાધીની વચમાં અંતર હોયછે, તેમ તે માણસની તથા લોકની વચમાં તેની આગળ આગના ભભુકા નીકળ્યાથી અંતર પડ્યો. ૧ તેની સાથે જે આવ્યા હતા તેઓને હુકમ થયો, કે "નકામા દાણા, નીદણ, તથા કચરો એકઠાં કરીને બળતા ખાડામાં નાંખી દો." ૨ તેવારે જે જગ્યામાં હું ઊભો હતો, તેની પાસે અથાક ખાડો પડ્યો. તે માંહેથી બેસુમાર ધૂમાડો તથા અંગારા તથા બીહામણા શબ્દ નીકળ્યા. વળી તે લોકને ફરીથી હુકમ થયો "કે મારા ઘઉં વખારમાં ભરો." ૩ એટલે મેં જોયું કે તેઓ ઘણા લોકને ઉંચા વાદળમાં લઈ ગયા, પણ મને તો તેઓએ પડતો મૂક્યો.૪ મેં સંતાવા સારૂ મેહેનત કીધી, પણ સંતાઈ શક્યો નહિ; કેમકે વાદળા પર બેઠેલો માણસ મારા પર નજર રાખતો હતો. મારાં પાપ પણ મને યાદ આવ્યાં, ને હરેક બાબતમાં મારા અંતઃકરણથી હું અપરાધી જણાયો.૫ એટલામાં હું જાગ્યો.

ખ્રીસ્તી.—એ સમણું જોયાથી તમે એવા કેમ બીધા.

માણસ.—મેં ધાર્યું કે ઈન્સાફનો દહાડો આવ્યો છે, ને હું તે સારૂ તૈયાર

---

૧—૧ કરિ. ૧૫. ૧ થેસ. ૪; ૧૬. યહુ. ૧૫. યોહાન. ૫; ૨૮–૨૯. ૨ થેસ. ૧; ૮–૧૦. પ્રક. ૨૦; ૧૧ થી ૧૪ સુધી. યશાયા. ૨૬; ૨૧. મીકાહ. ૭; ૧૬- ૧૭. ગીત. ૫; ૪. તથા ૫૦; ૧, ૨, ૩. મલકી. ૩; ૨, ૩. દાની. ૭; ૯, ૧૦. ૨—માત્થી. ૩; ૧૨ તથા ૧૩; ૩૦ તથા ૨૫; ૩૦. મલકી ૪; ૧. ૩—લુક ૩; ૧૭. ૪—૧ થેસ. ૪; ૧૬ ૧૭. ૫—રૂમી. ૨; ૧૪, ૧૫.

નથી. વળી દૂતો ઘણાને ઉપર લઈ ગયા, ને મને પડતો મૂક્યો, ને મારી પાસે નરકનું મ્હોડું ઉઘડ્યું હતું. મારા અંતઃકરણે પણ મને અપરાધી ઠેરવ્યો, ને મને એવું માલમ પડ્યું કે ઇન્સાફ કરનારે ગુસ્સે ભરેલી પોતાની આંખો મારી તરફ રાખી. એ સંધાંથી હું ઘણો બીધો.

ત્યારે સમજાવનારે ખ્રીસ્તીને કહ્યું, કે એ સંધાં સંબંધી તમે વિચાર કીધો છે શું?

**ખ્રીસ્તી.**—હા. ને તેથી મને આશા થાયછે, ને ભય પણ થાયછે.

**સમ.**—વારૂ, એ બધું તમારા મનમાં એવું રાખો, કે જે રસ્તે તમારે જવું તેમાં તમને જલદી ચલાવવા સારૂ તેઓ તમારી બાજુ પર અંકુશરૂપ થાય.

પછી ખ્રીસ્તીએ કમ્મર બાંધીને મુસાફરી કરવાની તૈયારી કીધી. ત્યારે સમજાવનારે કહ્યું, કે "ઓ ભલા ખ્રીસ્તી, જે રસ્તેથી શેહેરમાં જવાયછે તે બતલાવવા સારૂ બોધ કરનાર હમેશ તમારી સાથે રહો." પછી ખ્રીસ્તીએ રસ્તે ચાલતાં કહ્યું કેઃ—

અહિં તો કેવી અદ્ભુત વાતો, જવલે જ દેખાય,
જે સુખકારક, ને ગુણકારી, ભય પણ નથી થાય;

આત્મામાં પણ જ્ઞાન કરાવી મન રાખે ગંભીર;
મન નબળામાં બળ ઉપજાવી, નિભવા આપે ધીર.

જે પથમાં હું ચાલવા લાગ્યો, જે લીધું મેં કામ,
તેમાં જોર ચલાવી દેવા, શુદ્ધ કરાવે હામ.

એ સહુ દેખાડયાનો હેતુ, સ્મરતાં, રાખું ધ્યાન;
ધ્યાન થકી તો મનમાં થાજો, શુભ વાતોનું જ્ઞાન.

આપ ધણીએ સમજાવીને, કીધો છે ઉપકાર;
જીવન દેશો ત્યાં સુધી હું, સંભારી દેનાર.

## છઠ્ઠો અધ્યાય.

હવે સમણામાં મેં જોયું, કે જે સડકને રસ્તે ખ્રીસ્તી જવાનો હતો, તેની બંને બાજુ પર ભીત હતી; તે ભીત બચાવ કેહેવાય છે. ૧ તે રસ્તા પર લદાએલો ખ્રીસ્તી દોડ્યો; પણ પીઠ પરના બોજાને લીધે તેને દોડવામાં ઘણી અડચણ પડી.

તે દોડતો દોડતો થોડીએક ચહડવાની જગ્યાએ પોહોંચ્યો. તે જગ્યામાં એક ઊભો મરણસ્તંભ હતો, ને તેની તળે એક કબર હતી. ને સમણામાં મેં જોયું, કે ખ્રીસ્તી

---

૧—યશા. ૨૬; ૧.

મરણસ્તંભની પાસે આવી પોહોંચ્યો. એટલે તેની પીઠ પરથી બોજ છૂટી પડ્યો. તે ગબડતો ગબડતો કબરના મ્હો આગળ આવ્યો, ને તેમાં પડ્યો. પછી મેં તેને જોયો નહિ.

ત્યારે ખ્રીસ્તી ખૂશ થયો ને હરખાયો, ને આનંદે તેણે કહ્યું, કે દલગીરીથી મને વિશામો, ને મોતથી મને જીવન મળ્યું છે.* પછી તે વિસ્મય થઈને જોવા સારૂ થોડું ઊભો રહ્યો; કેમકે મરણસ્તંભને જોયાથી તે બોજથી છૂટકો પામ્યો. એ તેને ઘણું અચરત લાગ્યું; ને તે જોયા કરતાં કરતાં તેની આંખોમાંથી આંશુ વહ્યાં.[1] હવે તે રડતો તથા જોતો ઊભો હતો, એટલે ત્રણ તેજસ્વીએ તેની પાસે આવીને કહ્યું, કે "તમને કુશળતા થાઓ." તેઓમાંના એકે કહ્યું, કે તમારાં પાપ તમને માફ થયાં છે,[2] બીજાએ તેનાં ફાટાં તૂટાં લુગડાં કાહાડીને બીજો પેહેરવેશ પેહેરાવ્યો,[3] ને ત્રીજાએ તેના કપાળ પર મોહોર કીધી,[4] ને મોહોર કરેલો એક વાળેલો લખોટો તેને આપ્યો. એવું કરતાં કહ્યું, કે તમે રસ્તે ચાલતાં એમાં જોજો, ને સ્વર્ગની ભાગળે પોહોંચીને આપજો. પછી તેઓ ચાલ્યા ગયા, ને ખ્રીસ્તી ખૂશીએ ત્રણવાર કુદ્યો, ને એવું ગાતો ગાતો ચાલ્યો:—

પાતક પીડાએ લાદેલો, હું આવ્યો આ ઠામ,
તાં લગ કોપણ રીત થકી તો. નો'તું સુખનું નામ.

ધન ધન આ તો ઠામ ગણુંછું, સુખનો અહિં આરંભ;
મજ શિર પરથી બોજ ગયો છે, તરત,—વિનાજ વિલંબ.

જે બાંધનથી હું બાંધેલો, તે અહિં છૂટી જાય,
મજ બેડીનાં બારે દુઃખો, દૂર ખપાં તો થાય.

ધન ધન, ધન ધન, ધંજા કહુંછું, ધન ધન આ પણ થાર;
પણ તેને ધન સોગણ, જેણે વેઠ્યું મોત કઠોર.

મજ કાજે ધિક્કાર સહીને, પોતે ત્યાગ્યો પ્રાણ,
માટ હું ઉપકારી માની, ગાઉં પરમ વખાણ.

---

*ઇશ્વર કોઇ માણસને તેના અપરાધ તથાં પાપના બોજથી છૂટકો કરેછે ત્યારે કોઇ ખૂશીથી કુદતો હોય તેવો તે થાયછે.

૧—જીક. ૧૨; ૧૦. ૨—માર્ક. ૨; ૫. ૩—જીક. ૩; ૪. ૪—એફે. ૧;૧૩.



મરણસ્તંભ તથા ત્રણ તેજસ્વીઓ.

પ૦ ૩૦.

ત્યાર પછી સમણામાં મેં જોયું, કે તે હેઠળ આવ્યો ત્યાં સુધી તે એ પ્રમાણે ચાલ્યો. ત્યાં, રસ્તાની કોરે, તેણે પગે બેડી ઘાલેલા ત્રણ માણસને ઊંઘતા જોયા. એકનું નામ મૂર્ખ, બીજાનું નામ આળસુ, ને ત્રીજાનું નામ ધીટાઈ.

ખ્રીસ્તીએ એવી અવસ્થામાં તેઓને જોઈને, તેમને જગાડવા સારૂ પાસે જઈને એવી બૂમ પાડી, કે "વાહાણના ડોલ પર ઊંઘનારના જેવા તમે છો;[1] કેમકે મોતનો સમુદ્ર, એટલે અથાક ખાડી, તમારી હેઠળ છે; માટે જાગો, ને ત્યાંથી આવો. મરજી હોય તો તમારી બેડી કાહાડવાને હું સહાય કરીશ." વળી તેણે કહ્યું, કે "ગરજનાર સિંહ જેવો જે ફરેછે, તે જો હ્યાં આવે, તો નિશ્ચે તમે તેનો શીકાર થશો."[2] એ સાંભળીને તેઓ તેની તરફ જોઈને એ રીતે જવાબ દેવા લાગ્યા. મૂર્ખે કહ્યું, કે "મને ભય દેખાતો નથી." આળશુએ કહ્યું, કે "હજી થોડી વાર મને ઊંઘવા દો." ને ધીટાઈએ કહ્યું, કે "હરેક પીપ પોતાના તળિયા પર રહેછે"* પછી તેઓ ફરીથી સૂઈ ગયા, ને ખ્રીસ્તી પોતાને રસ્તે ચાલ્યો.

હવે ખ્રીસ્તીએ તેઓને જગાડ્યા હતા, ને સલાહ આપીને તેઓની બેડી કાહાડવામાં સહાય કરવાનું કહ્યું હતું, તો પણ તેઓએ તેનો ઉપકાર હલકો ગણ્યો હતો, એથી તે દુઃખ પામતો ચાલતો હતો.

એટલામાં ડાબા હાથની ગમના કોટ ઉપરથી બે માણસ તે સાંકડા રસ્તામાં ઉતરીને તેની પછવાડે જલદી આવ્યા. એકનું નામ કરમઠ, ને બીજાનું નામ ઢોંગી. તેઓના તેની પાસે આવ્યા પછી, તેણે તેઓની સાથે વાત કરવા માંડી.

**ખ્રીસ્તી.**—સાહેબો, તમે ક્યાંથી આવ્યા ને ક્યાં જાઓછો?

**બેમાણસો.**—અમે મિથ્યાવખાણ દેશમાં જન્મ્યા હતા, ને સીયોન પાહાડ પર સ્તુતિ કરવા સારૂ અમે જઈયે છિયે.

**ખ્રીસ્તી.**—જે દરવાજો રસ્તાની આદે છે, તેમાં થઈને તમે કેમ આવ્યા નહિ? "બારણેથી જે આવતો નથી, પણ બીજે રસ્તેથી ચહડી આવેછે, તે ચોર તથા લુંટારો છે," એવું લખ્યું છે એ તમને માલમ નથી શું?[3]

**બેમાણસો.**—તે દરવાજેથી જવાને અમારા દેશના બધા લોક આઘું ગણેછે; માટે પાસે પડે એ સાર તેઓ ઘણું કરીને અમારી પેઠે કોટ ઉપરથી ઉતરી આવેછે.

---

* જો ઇશ્વર માણસની મનરૂપી આંખ ઉઘાડે નહિ, તો તેને સમજાવવું નિષ્ફળ જશે.

૧—ની. ૨૩; ૩૪. ૨—૧ પિતર. ૫; ૮. ૩—યોહાન. ૧૦; ૧.

ખ્રીસ્તી.—જે શેહેરમાં આપણે જઈયે છિયે, તેના ધણીની પ્રગટ કરેલી ઇચ્છાનું ઉલંઘન કરવું, એ અપરાધ ગણાશે નહિ શું?

બેમાણસ.—તે સંબંધી તમારે ફીકર રાખવી નહિ; કેમકે અમે અમારા વહીવટ પ્રમાણે કરિયે છિયે; ને જો જરૂર પડે, તો એના એક હજાર વરસના વહીવટની સાબિતી આપી શકીશું.

ત્યારે ખ્રીસ્તીએ કહ્યું, કે ઇન્સાફમાં તમારો વહીવટ ચાલશે શું?

બેમાણસો.—તેઓએ કહ્યું, કે અમારો વહીવટ એક હજાર વરસ થયાં ચાલ્યો આવેછે, માટે કોઈ અદલ ઇન્સાફ કરનાર તેને વાજબી ગણશે એમાં શો શક? વળી તેઓએ કહ્યું, કે જો અમે ઠીક રસ્તે હોઈયે, તો ગમે તે રસ્તે આવિયે, તેમાં શું? જો રસ્તામાં છિયે તો તેમાંજ છિયે. અમને માલમ પડેછે કે તમે દરવાજેથી આવ્યા, તો પણ તમે રસ્તામાંજ છો; ને કોટ પરથી ઉતરી આવેલા અમે પણ રસ્તામાંજ છિયે, તો તમારી અવસ્થા અમારા કરતાં શી બાબતમાં સારી છે?

ખ્રીસ્તી.—મારા ધણીના ધારયા પ્રમાણે હું ચાલ્યો જાઉંછું. તમે તમારા ખ્યાલ પ્રમાણે ચાલોછો. અમણાં પણ રસ્તાનો ધણી તમને ચોર ગણેછે, માટે હું જાણુંછું કે રસ્તાને અંતે તે તમને સારા માણસ ગણશે નહિ. તેની આજ્ઞા વિના તમે રસ્તામાં આવ્યા છો, ને તેની દયા પામ્યા વિના તમે અંતે બહાર જશો.

એનો તેઓએ એટલોજ જવાબ દીધો, કે તમે તમારી ફીકર રાખો. ત્યારે મેં જોયું કે તેઓ, કોઈ કોઈવાર, વાત કરતા આગળ ચાલ્યા, ને તે બે માણસે ખ્રીસ્તીને કહ્યું, કે જે ધારા તથા ઠરાવ છે તે જેમ તમે પાળો છો તેમ અમે પણ અંતઃકરણથી પાળીશું એમાં શક નથી. વળી તેઓએ કહ્યું, કે તમે અંગરખો પેહેરયો છે ખરો, પણ તે વિના, તમારા ને અમારામાં કાંઈ તફાવત માલમ પડતો નથી. તે તો કદાસ તમારા પડોસીમાંના કોઈએકે તમારૂં ઉઘાડપણું ઢાંકવા સારૂ તમને આપ્યો હશે.

ખ્રીસ્તી—તમે દરવાજેથી આવ્યા નહિ, માટે નિયમ શાસ્ત્રનાં વ્રત પાળ્યાથી બચવાના નથી.[1] ને મારા અંગરખા સંબંધી જે તમે કહોછો, તે તો જ્યાં હું જાઉંછું ત્યાંના ધણીએ મારૂં ઉઘાડાપણું ઢાંકવા સારૂ મને આપ્યો છે. તે હું તેની કૃપાની નિસાણી ગણુંછું; કેમકે અગાઉ ફાટાં તુટાં લુગડાં એકલાં મારી

---

૧—ગલાતી. ૨; ૧૬.

પાસે હતાં. વળી એ પ્રમાણે વિચાર કરવાથી રસ્તામાં મને દિલાસો ઉપજેછે, કે હું શેહેરની ભાગળે પોહોંચીશ, ત્યારે ત્યાંનો પ્રભુ મને ઓળખશે; મેં જે અંગરખો પહેર્યો છે, તેથી તે મને ઓળખશે; કેમકે તેણે મારાં ફાટાં તૂટાં લૂગડાં કહાડ્યાં, તે વેળાએ તેણે મને એ અંગરખો આપ્યો. વળી મારો બોજ મારી પીઠ પરથી પડ્યો, તે દાહાડે મારા પ્રભુના એક અંગીમિત્રે મારા કપાળ પર મોહોર કીધી, તે તમારી નજરે પડી નહિ હશે. ને વળી એક મોહોર કરેલો વાળેલો લખોટો તેણે મને આપ્યો, કે તે વાંચવાથી રસ્તે મને દિલાસો થાય; ને તેણે મને કહ્યું કે સ્વર્ગની ભાગળે પોહોંચો એટલે એ ત્યાં આપશો, તો નિશ્ચે તમને અંદર જવા દેશે. હવે તમે ભાગળેથી આવ્યા નહિ, માટે મને સંદેહ આવેછે, કે એ સઘળું તમારી પાસે નહિ હોશે?

એ વાતનો જવાબ તેઓ ખાઈગયા, ને એક બીજાની તરફ જોઈને હસ્યા. ત્યારે મેં જોયું કે ખ્રીસ્તીએ તેઓની સાથે ફરીથી વાત કીધી નહિ; પણ તે પોતાના મનમાં વિચાર કરીને, કોઈ વાર અફસોસ કરતો ને કોઈવાર ખૂશ થતો આગળ ચાલ્યો ગયો. ને તેજસ્વીએ જે વાળેલો લખોટો તેને આપ્યો હતો, તેમાં તે વારે વારે વાંચતો, તેથી તેના મનનું સમાધાન થતું હતું.

## સાતમો અધ્યાય.

મેં જોયું કે તેઓ દુર્ઘટ પાહાડ આગળ પોહોંચ્યા; તેની હેઠળ એક ઝરો હતો. પાહાડ હેઠળ બીજા બે રસ્તા પણ સીધા રસ્તાને મળેલા હતા, એક ડાબી ગમ, ને બીજો જમણી ગમ. પણ સાંકડો રસ્તો પાહાડ પર ચડવાનો હતો, ને તે ચડવાના રસ્તાનું નામ દુર્ઘટ હતું. હવે ખ્રીસ્તીએ ઝરા આગળ જઈને પાણી પીધું.[૧] પછી પાહાડ પર ચડતાં તેણે એમ કહ્યું કે:—

આ તો પર્વત ઉચ ઘણો છે, તોપણ ચડવા ચાહું;
વિકટ હશે, પણ હું તો તેથી જીવન ઠામે જાઉં.

માટે મનમાં ધીર ધરીને, ત્યાગું ભય, નબળાઈ.
દુઃખ પડે પણ, સાચું કરવું; અમનું સુખ, મૂર્ખાઈ.

---

૧—યશા. ૪૯; ૧૦.

પછી બીજા બે માણસ પાહાડ હેઠળ આવ્યા. પણ તેઓએ જોયું કે રસ્તો ઊંચો છે, ચડવાને કઠણ પડશે, ને હ્યાં બીજા બે રસ્તા છે. ત્યારે તેઓએ વિચાર કીધો કે ખ્રીસ્તી જાયછે, તે રસ્તાને પાહાડની પેલી તરફ એ બે રસ્તા મળતા હોશે; માટે તેઓએ તેઓમાં ચાલવાનું ઠેરવ્યું. તે રસ્તામાંના એકનું નામ ભય ને બીજાનું નામ નાશ હતું. એક ભય નામે રસ્તે જવાથી અંધાર જંગલમાં પોહોંચ્યો. બીજો નાશ નામે રસ્તે જવાથી અંધારમય પાહાડની એક મોટી જગ્યામાં પોહોંચ્યો, ને તેની વચમાં તે ઠોકર ખાઈને પડીગયો ને પાછો ઉઠ્યો નહિ.

ત્યાર પછી મેં ખ્રીસ્તીની તરફ જોયું. તે જગ્યા ચડવાની ઘણી વિકટ હતી, માટે પેહેલો દોડતો, પછી ધીમે ચાલતો, ને આખરે ઘુંટણે પડીને હાથે પકડતો પકડતો તે ચહડ્યો. હવે તે પાહાડના રસ્તાની વચમાં એક સારી કુંજ હતી. તે પાહાડના ધણીએ થાકેલા મુસાફરને વિસામાને સારૂ બનાવી હતી. ત્યાં ખ્રીસ્તી જઈને થાક ખાવા બેઠો, ને તે પોતાની ફેંટમાંથી વાળેલો લખોટો કાહાડીને વાંચતાં વાંચતાં દિલાસો પામ્યો, ને મરણસ્તંભ આગળ તે ઊભો હતો, ત્યારે જે અંગરખો તેને અપાયો તે તે ફરી તપાસવા લાગ્યો. એ પ્રમાણે તે કેટલીએક વાર આનંદ પામ્યો, ને આખરે તેને એવી ઊંઘ આવી, કે તે સાંજ સુધી તે જગ્યામાં સૂઈ રહ્યો, ને ઉંઘમાં તેના હાથમાંથી વાળેલો લખોટો પડીગયો.* તે ઊંઘતો હતો ત્યારે એકે તેની પાસે આવીને તેને જગાડ્યો, ને કહ્યું, કે "ઓ ઉંઘણસી, કીડી પાસે જા, તેની ચાલ પર વિચાર, ને બુદ્ધિવાન થા."[1] એ સાંભળીને ખ્રીસ્તી ઝપકી ઉઠ્યો, ને પાહાડના મથાળા પર પોહોંચ્યો ત્યાં સુધી ઉતાવળે ચાલ્યો.

હવે પાહાડના મથાળા પર તે પોહોંચ્યો, એટલે બે માણસ તેની સામાં જલદી દોડતાં આવ્યાં. એકનું નામ બિહીકણ, ને બીજાનું નામ બ્રાંતવાળો. તેઓને ખ્રીસ્તીએ કહ્યું, કે "સાહેબો, શું છે? તમે ઉલટે રસ્તે જાઓછો."

બિહીકણે જવાબ દીધો કે "અમે શીઓન શેહેરમાં જતા હતા ને પેલી દુર્ઘટ જગ્યા ઉપર ચડ્યા, પણ જેમ જેમ અમે રસ્તે આગળ જઈયેછિયે તેમ તેમ અમને ભય વત્તો લાગેછે, માટે અમે ફરીને પાછા જઈયે છિયે."

---

*ને ઉંઘેછે તે ખોયછે. 1—દ્રષ્ટાંત. ૬; ૬.

ભ્રાંતવાળાએ કહ્યું, કે "હા, એમજ છે. ત્યાંથી થોડે આગળ રસ્તામાં બે સિંહ બેઠેલા છે. તેઓ ઊંઘતા કે જાગતા છે એ અમે જાણતા નથી, પણ અમે જાણ્યું, કે જો તેઓની પાસે જઈશું, તો તેઓ એકદમ અમારા કકડે કકડા કરશે."

ત્યારે ખ્રીસ્તીએ કહ્યું, કે "તમારા કેહેવાથી મને બિહીક લાગેછે, પણ કુશળ રેહેવા સારૂ હું ક્યાં નહાસી જાઉં? મારો દેશ તો આગ તથા ગંધકે બળવાનો છે. જો હું ત્યાં પાછો ફરૂં, તો મારો નિશ્ચે નાશ થશે; પણ જો હું સ્વર્ગી શેહેર-માં પોહોંચીશ, તો નિશ્ચે હું સલામત રહીશ; માટે હું જવાને છાતી ચલાવીશ. પાછા જવામાં મારૂં મોત થશે. આગળ જવામાં મોતનો ભય છે ખરો, પણ તે વટયો એટલે સદાકાળનું જીવન છે. હું તો આગળ જઈશ."

ભ્રાંતવાળો તથા બિહીકણ પાહાડ પરથી દોડતા ઉતર્યા, ને ખ્રીસ્તી તેઓ સંબંધી વિચાર કરતો આગળ ચાલ્યો. વાળેલા લખોટો વાંચવાથી દિલાસો થાય એ સારૂ તે પોતાની કેંટમાં જોવા લાગ્યો, પણ તે તેને જડયો નહિ. તેથી ખ્રીસ્તીના મનમાં ઘણો ક્લેશ થયો, ને તેને કાંઈ કરવું સૂઝયું નહિ; કેમકે જેથી તે પેહેલાં દિલાસો પામતો તથા સ્વર્ગી શેહેરમાં તેને પેસવાનું હતું, તે તેની પાસેથી ખોવાઈ ગયો. તે ઘણો ગભરાયો ને તેને કાંઈ કરવું સૂઝયું નહિ. આખરે તેને યાદ આવી, કે પાહાડના રસ્તાની બાજુ પર કુંજમાં હું ઊંઘી ગયો હતો, માટે ઘુંટણીએ બેસીને એ મૂર્ખાઈની માફી તેણે ઈશ્વર પાસે માગી; પછી તે વાળેલા લખોટો શોધવા ગયો. પાછા જતાં, જે દુઃખ તેના મનમાં આવ્યું તે કોણથી કહી શકાય? કોઈ વાર તેણે અફસોસ કીધો, કોઈ વાર રડયો, ને ઘણી વાર પોતા પર ધિક્કાર કીધો, કે "હું કેવો મૂર્ખ, કે જે જગ્યા મારા વિસામાને સારૂ બાંધેલી હતી તેમાં હું સૂઈ ગયો." એ પ્રમાણે તે પાછા જતાં રસ્તાની બંને બાજુએ જે વાળેલા લખોટા વડે રસ્તામાં ઘણીવાર તેને દિલાસો થતો હતો, તેને ઢુંઢતો ચાલ્યો. ને જે કુંજમાં તે બેસીને ઊંઘી ગયો હતો, તે તેની નજરે પડી, ત્યાં સુધી તે એમ કરતો ચાલ્યો. પણ તે જોઈને તેનું ઊંઘવાનું ખોટું કામ સાંભરી આવ્યું, તેથી તેના મનમાં વધારે શોક થવા લાગ્યો.[૧] ને અપાત્ર ઊંઘ સંબંધી વિલાપ કરતો ને એમ કેહેતો ગયો કે હું "કેવો નઠારો માણસ છું, કે હું દિવસે ઊંઘી ગયો; ભયને ઠામે ઉંઘીગયો, ને જે

---

૧—પ્રકટી. ૨; ૪. ૧ થેસ. ૫; ૬-૮.

જગ્યા પાહાડના પ્રભુએ મુસાફરના મનને શાંતિ આપવા સારૂ બનાવી,તેને હું શરી-રના સુખના કામમાં લાવ્યો ! મેં કેટલાં ડગલાં વૃથા ભરયાં ! એમજ ઈસ્રાએલી લોકને થયું હતું. તેઓના પાપને લીધે ઈશ્વરે તેઓને પાછા લાલ દરિયાની તરફ મોકલ્યા. એ પાપી ઊંઘ આવવાથી તો જે રસ્તે હું ખૂશીથી જાત, તે રસ્તે મારે શોકાતુર થઈને જવું પડેછે. અમણાં તો હું કેટલો આગળ જઈ પોહોંચત. જે રસ્તે મારે એક વાર ચાલવાનું હતું, તે રસ્તે અમણાં મારે ત્રણ વાર ચાલવું પડેછે. ને અમણાં દહાડો પણ નમવા લાગ્યો, માટે મારે અંધારામાં ચાલવું પડશે. જો હું ઉંઘત નહિ તો કેવું સારૂં થાત.

હવડાં તે કુંજમાં પોહોંચ્યો, ને ત્યાં કેટલીએક વાર સુધી તે રડતો બેઠો. આખરે ઈશ્વરના કરવાથી તેણે પોતાની આંખ બેઠકની નીચે ફેરવી, એટલે તેણે પોતાનો વાળેલો લખોટો જોયો. તે તેણે ધ્રૂજતાં, ઝડપથી ઉંચકી લઈને ફેંટમાં ખોસ્યો. હવે એ માણસને પોતાનો વાળેલો લખોટો જડયો, તેથી કેવો આનંદ થયો એ કોણ કહી શકે? કેમકે તે વાળેલો લખોટો તેને જીવન પાંમવાનો, તથા સ્વર્ગના શેહેરમાં જવાના દાખલારૂપ હતો, માટે તે તેણે ફેંટમાં ખોસ્યો. ને જે જગ્યાએ તે પડી રહ્યો હતો, તેમાં ઈશ્વરના કર્યાથી તેણે પોતાની આંખ ફેરવી, માટે ઈશ્વરની સ્તુતિ કરીને તે હરખાઈને તથા આંસુ આણીને તે ફરી પોતાને માર્ગે ચાલ્યો ગયો. તે ઘણી જલદીથી પાછો પાહાડ પર ચહડી ગયો, તો પણ ઉપર પોહોંચ્યા પેહેલાં સુરજ અસ્ત થયો. તેથી પેલી મીઠી ઊંઘ સાંભરી આવી, ને તે ફરીથી એમ વિલાપ કરવા લાગ્યો કે "ઓ કુપાત્ર ઊંઘ,તારે લીધે મને રસ્તામાં રાત પડશે ; સૂર્યના પ્રકાશવિના મારે ચાલવું પડશે ; રસ્તે ચાલતાં અંધારૂં પડશે; ને મારી કુપાત્ર ઉંઘથી ભયકારક જાનવરોનો ઘાંટો મને સાંભળવો પડશે. હવે ભ્રાંતવાળો તથા બિહીકણ, સિંહ જોઈને બીધા હતા, તે સંબંધી તેઓએ જે કહ્યું હતું તે તેને યાદ આવ્યું. ત્યારે ખ્રીસ્તી મનમાં કેહેવા લાગ્યો કે એ જાનવરો શીકાર શોધવા સારૂ રાત્રે ફરેછે, ને જો અંધારામાં મને મળે તો તેઓના હુમલા-થી હું શી તરેહ બચું ; તેઓ મારા કકડા ન કરે એવો શો ઉપાય કરૂં." એમ વિચાર કરતો તે રસ્તે ગયો. તે પોતાની ભૂલ સંબંધી વિલાપ કરતો હતો, એટલે સામા જોઈને તેણે સડકના રસ્તાની કોરે સુંદર નામે એક મોટો મેહેલ બાંધેલો જોયો. ૧

---

૧—પ્રક. ૩; ૨. ૧ પેત્ર. ૫; ૭-૮.

## આઠમો અધ્યાય.

હવે સમણામાં મેં જોયું કે તે તેની તરફ જલદી ચાલ્યો કે જો ત્યાં રેહેવાનું મળે તો રેહે. તે થોડેએક દૂર ગયો એટલામાં એક ઘણો સાંકડો રસ્તો આવ્યો. તે દરવાનની દેવડીથી આસરે પાગાઉ વેગળો હતો. તેણે પોતાની સામું ધારીને જોયું તો બે સિંહ રસ્તા પર તેની નજરે પડયા, ને તેણે વિચારયું કે જે ભયથી ભ્રાંતવાળો તથા બિહીકણ પાછા ફરયા તે ભય હું જોઉંછું. સિંહો સાંકળે બાંધેલા હતા ખરા, પણ તેણે સાંકળ જોઈ નહિ. ત્યારે તેને બિહીક લાગી ને તેણે વિચારયું કે હું પેલાની પેઠે પાછો ફરૂં કે નહિ; કેમકે તેણે જાણ્યું કે આગળ જવામાં નિશ્ચે મારૂં મોત આવશે. ને જાણે પાછો ફરતો હોય એવો ઊભો રહ્યો. તે જોઈને જાગરૂત નામે દરવાને બૂમ પાડી કે તમારો વિશ્વાસ એટલો થોડો છે શું?[1] સિંહથી ન બીહો; કેમકે તેઓ તો સાંકળે બાંધેલા છે. વિશ્વાસીઓના વિશ્વાસનું તથા અવિશ્વાસીઓનું પારખું જોવા તેઓ ત્યાં રાખેલા છે. રસ્તાની વચ્ચે ચાલો, ને તમને કાંઈ નુકસાન પોહોંચશે નહિ.

ત્યારે મેં જોયું, કે સિંહની બિહીકથી તે ધ્રુજતો ધ્રુજતો ચાલ્યો ગયો, પણ દરવાનના કહ્યા પર ધ્યાન રાખવાથી તેઓની ગર્જના સાંભળ્યા છતાં પણ, તેઓથી તેને કાંઈ નુકસાન પોહોંચ્યું નહિ. ત્યારે તાળી પાડીને જે ભાગળ આગળ દરવાન હતો, ત્યાં જઈને તે ઊભો રહ્યો. ને ખ્રીસ્તીએ દરવાનને કહ્યું "હે સાહેબ, આ કેવું ઘર છે; હું હ્યાં આજ રાત્રે રહું શું?" દરવાને જવાબ દીધો કે "પાહાડના પ્રભુએ મુસાફરના વિસામાને તથા સુખશાતાને સારૂ એ ઘર બંધાવ્યું છે." વળી દરવાને તેને પૂછ્યું, કે તમે ક્યાંથી આવ્યા, ને ક્યાં જાઓછો?

**ખ્રીસ્તી.**—હું નાશ થનાર શેહેરમાંથી આવ્યો, ને સીયોન પાહાડ પર જાઉંછું; પણ સુરજ આથમ્યો, માટે જો રજા આપો તો મારી ઇચ્છા આજ રાત્રે હ્યાં રેહેવાની છે.

**દરવાન.**—તમારૂં નામ શું છે?

**ખ્રીસ્તી.**—મારૂં નામ હમણાં ખ્રીસ્તી છે, પણ પેહેલાં અધર્મી હતું. હું યાફેતના વંશનો છું, જેને શેમના માંડવામાં રેહેવા સારૂ ઈશ્વરે પ્રેરણા કીધી.[2]

---

૧—માર્ક ૪; ૪૦. ૨—ઉત્પ. ૯; ૨૭..

દર.—સુરજ આથમ્યો છે. તમે એટલા મોડા કેમ આવ્યા?

ખ્રીસ્તી.—હું વેહેલો આવત, પણ મને અફસોસ છે; કેમકે જે કુંજ રસ્તાની બાજુએ છે તેમાં હું ઉંધી ગયો, ને ઉંઘમાં મારો દાખલો ખોવાઈ ગયો, તે વિના હું પાહાડના મથાળા પર આવ્યો, ને ત્યાં મેં મારી ફેંટમાં જોયો, પણ મને તે જડ્યો નહિ; માટે મનમાં શોક કરતો, હું જ્યાં સૂતો હતો ત્યાં પાછો ગયો, ને ત્યાંથી મને તે જડ્યો ને અમણાં હું આવ્યો.

દર.—વારૂ, આ જગ્યાની એક કુંઆરી સ્ત્રીને હું ઘરમાંથી બોલાવી લાવું, ને જો તમારી વાત તેને પસંદ આવે, તો ઘરના ધારા પ્રમાણે તે તમને કુટુંબમાં તેડી જશે. ત્યારે જાગૃત નામે દરવાને ઘંટ વગાડ્યો, ને તે સાંભળીને ઘરના આંગણા આગળ વિવેક નામે એક ઠાવકી રૂપવાળી સ્ત્રી આવી, ને તેણે પૂછ્યું કે તમે મને શા માટે બોલાવી?

દરવાને જવાબ દીધો કે આ માણસ નાશ થનાર શેહેરમાંથી આવ્યો છે ને સીયોન પાહાડ પર જવાનો છે, પણ તે થાકેલો છે, ને અંધારૂં થયું છે, માટે તેણે આજ રાત્રે હ્યાં રેહેવાનું મને પૂછ્યું, ને મેં તમને બોલાવ્યાં કે ઘરના ધારા પ્રમાણે તમે એની સાથે વાતચિત કરો, ને જેમ તમારી નજરમાં આવે તેમ કરો.

ત્યારે તેણે ખ્રીસ્તીને પૂછ્યું કે તમે ક્યાંથી આવ્યા ને ક્યાં જાઓછો? ને તેણે તે કહ્યું. ફરી તેને પૂછ્યું, કે તમે એ રસ્તે શી તરેહ આવ્યા? ને તેણે તે કહ્યું. ત્યારે તેણે પૂછ્યું, કે રસ્તામાં તમે શું શું જોયું, ને તમને શું શું મળ્યું? ને તેણે તે કહ્યું. ને આખરે તેણે તેનું નામ પૂછ્યું. ને તેણે કહ્યું કે મારૂં નામ ખ્રીસ્તી છે, ને મને એમ દેખાયછે કે એ ઘર પાહાડના પ્રભુએ મુસાફરોને વિસામા તથા સુખ શાતાને સારૂ બંધાવ્યું છે, માટે હ્યાં રેહેવાની મારી ઘણી ઈચ્છા છે. ત્યારે તે મલકાઈ, ને તેની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. ને થોડી વાર પછી તેણે કહ્યું, કે કુટુંબનાં બીજાં બે ત્રણ બોલાવી લાવું. ને દરવાજા પાસે દોડી જઈને અગમશોચી, ધર્મી, તથા પ્રેમીને તેણે બોલાવ્યાં. થોડી વાતચિત કર્યા પછી તેઓ તેને કુટુંબમાં તેડી ગયાં. કુટુંબમાંનાં ઘણાંઓ તેને ઉંબરા આગળ મળ્યાં, ને કહ્યું કે, પ્રભુના આશીર્વાદિત, અંદર આવો. પાહાડના પ્રભુએ તમારા જેવા મુસાફરોને સારૂ એ ઘર બંધાવ્યું છે. ત્યારે પ્રણામ કરીને તેઓની સાથે તે ઘરમાં ગયો. હવે તે અંદર આવીને બેઠો. પછી તેઓએ તેને કાંઈ પીવાનું આપ્યું, ને માહોમાહે

ઠેરવ્યું, કે વાળુ તૈયાર થાય ત્યાં સુધી, આપણો વખત નકામો જાય નહિ, માટે આપણે ખ્રીસ્તી સાથે વાતચિત કરીશું. ને તેઓએ ધર્મી, અગમશોચી, તથા પ્રેમીને તેની સાથે વાતચિત કરવા ઠેરવ્યાં. ને તેઓ એમ વાતચિત કરવા લાગ્યાં.

**ધર્મી**—આવો, ભલા ખ્રીસ્તી. અમે પ્રેમને લીધે તમને અમારા ઘરમાં ઉતારો આપ્યો, માટે અમારા કલ્યાણને અર્થે તમારી મુસાફરીમાં જે જે તમને બન્યું હોય, તે વિશે આપણે વાતચિત કરીએ.

**ખ્રીસ્તી**—ઘણી ખુશીથી કરીશ. તમારી એવી ઇચ્છાથી મને ઘણો આનંદ થયો છે.

**ધર્મી**—પેહેલાં તમે શા કારણથી મુસાફરી કરવા નીકળ્યા?

**ખ્રીસ્તી**—એક ભયંકર શબ્દ મારા કાનમાં આવ્યો; તે એવો હતો, કે "જો તમે હાં રેહેશો, તો તમારો નાશ જરૂર થશે." તેથકી મારા દેશમાંથી મારે નીકળવું પડયું.

**ધર્મી**—તમારૂં આ રસ્તેથી આવવાનું શા ઉપરથી થયું?

**ખ્રીસ્તી**—ઇશ્વરના કરવાથી થયું; કેમકે નાશ થવાની બિહીક મારા મનમાં આવી ત્યારે કાંઇ કરવું મને સૂઝતું નોહોતું, ને હું ધ્રૂજતો ને રડતો હતો, ત્યારે શુભવર્ત્તમાન જણાવનાર એક માણસે મારી પાસે આવીને દરવાજાની તરફ જવા સારૂ કહ્યું. નહિ તો મને તે કદી જડત નહિ. જે રસ્તો તેણે બતાવ્યો તે રસ્તેથી હું હાં આવી પોહોંચ્યો છું.

**ધર્મી**—તમે સમજાવનારના ઘર પાસેથી આવ્યા નહિ શું?

**ખ્રીસ્તી**—હા, ને ત્યાં મેં એવી વસ્તુ જોઈ, કે જીવતાં સુધી મને સાંભરશે. વિશેષ ત્રણ વસ્તુ- એટલે શેતાનને ઉલટું ખ્રીસ્ત પોતાના કૃપાના કામનું માણસના મનમાં પોષણ કરેછે તે; ને જે માણસે પાપ એવું કીધું હતું કે ઇશ્વરની દયા પામવા વિષે તે નિરાશ હતો તે; ને જે માણસને એવું સમણું આવ્યું કે ઇન્સાફનો દાહાડો આવ્યો છે તે. એ ત્રણ વસ્તુ મેં જોઇ.

**ધર્મી**—પેલા માણસે સમણામાં જે જોયું, તે તેણે તમને કહ્યું શું?

**ખ્રીસ્તી**—હા, ને તે મને બહુ ભયકારક લાગ્યું. તે કેહતો હતો ત્યારે મારા મનમાં દુઃખ આવ્યું, તો પણ મેં તે સાંભળ્યું. એથી હું ખુશ છું.

**ધર્મી**—સમજાવનારના ઘરમાં તમે કાંઈ બીજું જોયું શું?

**ખ્રીસ્તી**—હા, જ્યાં મોટો મેહેલ હતો ત્યાં તે મને તેડી ગયો. જે લોક ત્યાં હતા તેઓ જરીના લુગડાં પેહેરતા હતા. દરવાજે અટકાવનાર હથિયારબંધ માણસોમાંથી એક હિમ્મતવાને પોતાને જવા સારૂ રસ્તો મુકાવ્યો, ને લોકોએ તેને પેસવાનું તથા સર્વકાળનો મહિમા પામવાનું કહ્યું, તેથી મને બહુ આનંદ ઉપજ્યો. મારે આગળ હજી જવું છે, એ હું જાણતો હતો, નહિ તો હું એક વર્ષ સુધી તે ભલા માણસને ત્યાં રેહેત.

**ધર્મી**—તમે રસ્તામાં બીજું શું જોયું?

**ખ્રીસ્તી**—ત્યાંથી હું થોડે દૂર ગયો, ત્યારે લાકડા પર ટાંગેલો તથા લોહીએ વેહેતો એવો એક માણસ મને ભાસમાન થયો. તેને જોયાથી મારી પીઠ પરનો બોજ પડી ગયો; કેમકે ત્યાં સુધી હું ભારે બોજથી લદાએલો હતો. તે મારી પીઠ પરથી પડી ગયો, એ મને બહુ આશ્ચર્ય લાગ્યું; કેમકે પેહેલાં મેં એવું કદી જોયું નોહોતું. તે પર મારી આંખ એવી તો બેઠી, કે તે પરથી હું ફેરવી શકતો નોહોતો. હું ઊભો રહીને જોતો હતો, ત્યારે ત્રણ તેજસ્વી મારી પાસે આવ્યા. તેઓમાંના એકે મને કહ્યું, કે તમારાં પાપ માફ થયાં છે; બીજાએ મારાં ફાટાં તૂટાં લુગડાં કાહાડીને મને આ ચીકન ભરેલો અંગરખો આપ્યો; ને ત્રીજાએ આ નિશાણી મારા કપાળ પર કીધી, ને મોહોર કરેલો એક વાળેલો લખોટો મને આપ્યો. એમ કેહતાંજ તેણે પોતાની ફેંટમાંથી તે લખોટો કાહાડી દેખાડયો.

**ધર્મી**—એ ઉપરાંત તમે બીજું કાંઈ જોયું હશે?

**ખ્રીસ્તી**—જે વસ્તુ સંબંધી મેં તમને કહ્યું તે સહુથી સારી; પણ મેં બીજું જોયું, એટલે મૂર્ખ, આલસુ, તથા ધીટાઈ. એ ત્રણ માણસને રસ્તાથી થોડે દૂર બેડી ઘાલેલા ઉંઘતા મેં જોયા, પણ તેઓને હું ઉઠાડી શકતો નોહોતો. પછી મેં કરમઠને તથા ઢોંગીને કોટ પરથી ઉતરતા જોયા. તેઓએ મને કહ્યું કે અમે શીઓન પાહાડ પર જઈયેછિયે. મેં કહ્યું કે તમારો નાશ થશે, પણ તેઓએ માન્યું નહિ, ને તે પ્રમાણે તેઓ જલદી નાશ પામ્યા. વળી પાસેના પાહાડ પર ચહડવાનું ને સિંહોની પાસે થઈને આવવાનું મને બહુ કઠણ પડયું. હું જાણુંછું કે ભાગળ આગળ ઊભા રેહેનાર ભલા દરવાને મને સહાય કીધી ન હોત, તો હું પાછો ફરત. પણ હું હ્યાં આવી પોહોંચ્યો, માટે હું ઈશ્વરનો પાડ માનુંછું, ને તમારા આવકારનો પણ હું પાડ માનુંછું.

પછી અગમશોચીએ ધાર્યું, કે હું પણ તેને થોડા સવાલ પૂછું. ને તેણે કહ્યું, કે હું પૂછું તેનો તમે જવાબ દો.

**અગમ.**—જે દેશમાંથી તમે આવ્યા, તે સંબંધી તમે કોઈવાર વિચાર કરોછો શું?

**ખ્રીસ્તી**—હા, કરૂંછું; પણ તેથી મને શરમ તથા કંટાળો લાગેછે. જે દેશમાંથી હું આવ્યો તે સંબંધી જો હું ફીકર રાખત, તો નિશ્ચે મને પાછા જવાનો સમય આવત; પણ અમણાં હું ઉત્તમ દેશ, એટલે સ્વર્ગનો દેશ પામવાની ઇચ્છા રાખુંછું. ૧

**અગમ.**—તમારી ત્યાંની જાણીતી વસ્તુમાંની કાંઈ તમારી સાથે લાવ્યા છોશું?

**ખ્રીસ્તી**—હા, પણ મારી ઇચ્છા ન છતાં લાવ્યો છું. ખશુશ મારા મનની દૈહિક કલ્પના તે મને તથા મારા દેશી લોકને ઘણું સારૂં લાગતું, પણ હવડાં તો તે સંધાથી મને દિલગીરી થાયછે.* ને જે મને અમણાં સારૂં લાગેછે તે જો હું પસંદ કરૂં, તો તે વસ્તુ સંબંધી હું કદી વિચાર કરીશ નહિ. પણ જ્યારે હું સારૂં કરવા ચાહુંછું, ત્યારે મારા મનમાં ભૂંડાઈ છે. ૨

**અગમ.**—જે વસ્તુથી તમે કોઇવાર ગભરાયા, તે બીજીવાર તમને સ્વાધીન થએલી માલમ પડેછે કે નહિ?

**ખ્રીસ્તી**—કોઈ કોઇવાર એમ થાયછે, ને તે હું સુના સરખી ઘડી ગણુંછું.

**અગમ.**—કિયા કારણથી એઓ સ્વાધીન થાયછે એની યાદ તમને છે શું?

**ખ્રીસ્તી**—હા, યાદ છે. મરણસ્તંભ પાસે મેં જોયું તે સંબંધી વિચારવાથી એમ થાયછે; ને એ ચીકનભરેલો મારો અંગરખો જોવાથી એમ થાયછે; ને જે વાળેલો લખોટો મારી પેંટમાં રાખુંછું તેમાં જોવાથી પણ એમ થાયછે; ને જ્યાં હું જાઉંછું, તે સંબંધીના વિચાર મારા દિલમાં ઉભરાઈ આવેછે તેથી પણ એમ થાયછે.

**અગમ.**—તમે શીઓન પાહાડ પર જવાની એવી ઇચ્છા કેમ રાખોછો?

**ખ્રીસ્તી**—મરણસ્તંભ પર ટાંગેલા મુએલાને હું ત્યાં જીવતો જોવાની આશા રાખુંછું. જે મારા મનમાં આવીને મને ગભરાવેછે તે સંધાંથી મારો

---

* દૈહિક કલ્પના ખ્રીસ્તીને ગમતી નથી.

૧—હેબ્રી. ૧૧; ૧૫-૧૬.    ૨—રૂમી. ૭; ૧૫—૨૧.

છૂટકારો થવાની પણ હું આશા રાખુછું. ને સાંભળ્યામાં આવેછે કે ત્યાં મોત નથી.૧ ત્યાં જેની સંગત મને પસંદ આવશે તેમાં હું રહીશ, ને સાચું પૂછો તો તે ટંગાએલાના આસરા વડે મારા બોજથી હું છૂટો થયો, માટે તેના પર હું પ્રેમ રાખુંછું. વળી મારા મનના મંદવાડથી હું થાકી ગયો છું, ને જ્યાં હું ફરીથી મરીશ નહિ, ને મંડળી હમેશ પવિત્ર, પવિત્ર, પવિત્ર, મોટે ઘાંટે કેહેછે, ત્યાં હું સંગાતી થવા ચાહુંછું.

પછી પ્રેમીએ ખ્રીસ્તીને પૂછ્યું, કે તમારે કુટુંબ છે કે નહિ? તમે પરણેલા છો કે નહિ?

**ખ્રીસ્તી**—મારે ધણીઆણી, તથા ચાર નાનાં છોકરાં છે.

**પ્રેમી**—તેઓને તમે તમારી સાથે કેમ લાવ્યા નહિ?

**ખ્રીસ્તી**—ત્યારે ખ્રીસ્તીને રડવું આવ્યું, ને તેણે કહ્યું કે જો તેઓ મારી સાથે આવત, તો હું તેઓને ઘણી ખુશીથી લાવત, પણ મારી મુસાફરી કરવા પર તેઓ સંધાં સામાં થયાં.

**પ્રેમી**—તમારે તેઓને કેહેવું જોઇતું હતું, કે એ જગ્યાએ રેહેવાથી તમે ભયમાં પડશો.

**ખ્રીસ્તી**—એમ મેં કહ્યું, ને અમારા શેહેરના નાશ સંબંધી ઇશ્વરે મને ચેતાવ્યો હતો, તે પણ મેં તેઓને કહ્યું. પણ તેઓએ મારી વાત મશ્કરીમાં ગણી, ને મારૂં માન્યું નહિ. ૨

**પ્રેમી**—તેઓ તમારી વાત માને, એ સારૂ તમે ઇશ્વરની વિનંતિ કીધી હતી?

**ખ્રીસ્તી**—હા, ખરા દિલથી મેં એવું કીધું; કેમકે મારી વહુ તથા છોકરાં મને બહુ વાહાલાં છે.

**પ્રેમી**—તમારો શોક તથા આવનાર નાશની બિહીક સંબંધી તેઓને તમે કહ્યું શું? કેમકે હું જાણુંછું કે નાશ નિશ્ચે આવેછે એ તમને સાફ માલમ પડ્યું.

**ખ્રીસ્તી**—બહુ બહુ વાર એમ મેં તેઓને કહ્યું, ને મારા મ્હો પરથી તથા મારાં આંશુથી, તથા મારા માથા પર આવનાર કોપને લીધે મારા ધ્રુજ્યાથી, મારી બિહીક તેઓને માલમ પડત; પણ એ સંધું જોયા છતાં તેઓ મારી સાથે આવ્યા નહિ.

---

૧—યશા. ૨૫; ૮. પ્રકટી. ૨૧; ૪. ૨—ઉત્પ. ૧૯; ૧૪.

**પ્રેમી**—તેઓએ પોતાના ન આવવાનું શું કારણ બતાવ્યું?

**ખ્રીસ્તી**—મારી વહુ સંસારનો ત્યાગ કરવાથી બીધી, ને મારાં છોકરાં એશ આરામમાં પડચાં હતાં; એવાં કારણથી મારે એકલું આવવું પડયું.

**પ્રેમી**—પણ તમારી નાલાયક ચાલચલણથી તમારી સમજાવવાની બધી વાત નિષ્ફળ ગઈ હશે.

**ખ્રીસ્તી.**—હું મારી ચાલચલણ સંબંધી છાતી ઠોકીને કેહેતો નથી ખરો, કેમકે તેમાં મેં ઘણી ભૂલ કીધી છે. હું જાણુંછું કે વાદવિવાદથી અથવા સમજાવવાથી કોઈ માણસ બીજા લોકના કલ્યાણને સારૂ તેઓનાં મનમાં વાત ઉતારવા યત્ન કરે, પણ તેની ખોટી ચાલચલણથી તે વાત નિષ્ફળ જાય. મારાં કોઈ નાલાયક કામથી તેઓને મુસાફરી પર કંટાળો ન આવે, માટે મેં ઘણી ખબરદારી રાખી. હા, ને એવું જોઈને તેઓએ મને કહ્યું, કે તમે સખત રીતે ચાલોછો, ને જેમાં અમને કાંઈ ભૂંડું સુઝતું નથી તે અમારે લીધે તમે મૂકી દીધું છે. જો તેઓને મારાથી કાંઈ હરકત થઈ, તો તે એજ હશે કે હું ઈશ્વરને ઉલટું પાપ કરવાથી તથા મારા પડોસીનું નુકસાન કરવાથી ઘણો સાવધાન રહ્યો.

**પ્રેમી.**—કાઈને પોતાના ભાઈ પર દ્વેષ રાખ્યો; કારણ કે પોતાનાં કામ ભૂંડાં હતાં ને પોતાના ભાઈનાં કામ રૂડાં હતાં. ૧ ને જો એવા કારણને લીધે તમારી વહુ છોકરાંઓએ ઠોકર ખાધી, તો એમ જણાયછે કે તેઓ ભલાઈ પર દ્વેષ રાખેછે. તેઓના લોહીના દોષથી તમે તમારા જીવનો છૂટકો કીધો. ૨

હવે સમણામાં મેં જોયું, કે વાળું તૈયાર થયું ત્યાં સુધી તેઓએ એ પ્રમાણે વાત કરયા કીધી. પછી તેઓ વાળું કરવા બેઠા. સારૂં ખાવાનું તથા પૂરો નીતરો વૈન મેજ પર હતાં. બેઠાં બેઠાં પાહાડના પ્રભુ સંબંધી તેઓએ માત્ર વાતચિત કીધી, એટલે કે તેણે શું કીધું છે, તે શા માટે કીધું છે, ને આ ઘર કેમ બંધાવ્યું. તેઓની વાતથી મને માલમ પડયું કે તે ઘણો મોટો જોદ્ધો છે, ને જેના અખ્તિયારમાં મોત હતું તેની સાથે લડીને તેને મારીનાંખ્યો છે; પણ એવું કરતાં તેણે ભયાનક દુઃખ સહ્યું માટે મેં તેના પર વત્તો પ્રેમ કીધો. ૩

---

૧—૧ યોહાન. ૩; ૧૨. ૨—હઝકેલ. ૩; ૧૯. ૩—હેબ. ૨; ૧૪.

ખ્રીસ્તીએ કહ્યું, કે મેં સાંભળ્યું છે ને હું ખરૂં માનું છું કે લડાઈમાં તેણે ઘણું લોહી વેહેવા દીધું, ને એ સંધું પોતાના દેશ પરના ઘણા પ્રેમને લીધે તેણે કીધું; એ ઉપરથી તેના અનુગ્રહનો મહિમા દેખાયછે. વળી કુટુંબમાંના કેટલાએકે કહ્યું, કે મરણસ્તંભ પર મુઆ પછી અમે તેને જોયો હતો, ને તેની સાથે વાતચિત પણ કીધી હતી. ને તેઓએ કહ્યું, કે તેના કહ્યા ઉપરથી અમને જણાયછે, કે પૂર્વથી તે પશ્ચિમ સુધી મુસાફર પર એવો પ્રેમ રાખનાર બીજો કોઈ નથી. તેનો તેઓએ એક દાખલો આપ્યો, કે તેણે ગરીબ લોકનું કલ્યાણ કરવા સારૂ પોતાનો મહિમા મૂકી દીધો. વળી તેઓએ કહ્યું, કે અમે તેને એવું કેહેતાં સાંભલ્યું, કે "સીયોન પાહાડ પર હું એકલો રહીશ નહિ." તેઓએ વળી કહ્યું, કે ઘણા મુસાફર જે પેહેલાં ભીખારી તથા મૂળે કંગાલ હતા તેઓને તેણે અમીર કીધા છે. ૧

એમ વાત કરતાં રાત ઘણી ગઈ, પછી પોતાના રક્ષણને સારૂ પ્રભુની પ્રાર્થના કરીને તેઓ સૂઈ ગયા. હવે ઉપલે માળે, સૂર્યના ઉગવાની ગમની એક મોટી ઓરડીમાં, તેઓએ તે મુસાફરને સૂવાડ્યો. તે ઓરડીનું નામ કુશળતા હતું. તેમાં તે પોહો ફાટવા સુધી સૂઈ રહ્યો, ને જાગ્યા પછી તેણે એમ ગાયું:—

હું છું હવડાં કેવે ધામ? ખ્રીસ્તતણું આ કેવું કામ?
મુસાફરી પર કેવું વ્હાલ? કેવી તે રાખે સંભાળ?

કે તે યત્ન કરીને આપ, માફ કરેછે મારાં પાપ,
હમણાંથી પણ મારો વાસ, સ્વર્ગનિકટમાં આપે ખાસ.

સવારે તેઓના ઉઠ્યા પછી તેઓએ તેની સાથે ફરી વાતચિત કરી, ને કહ્યું કે અમે તમને આ જગ્યાની દુર્લભ વસ્તુ બતાવિયે ત્યાર પેહેલાં તમે ત્યાંથી ન જશો. પછી તેઓ તેને ભણવાની કોઠડીમાં તેડીગયા, ને ત્યાં તેને જૂની તવારીખો બતાવી, એટલે તેમાં તેઓએ તેને પાહાડના પ્રભુની વંશાવળી બતાવી, કે તે દાહાડાના-કદીમનો દીકરો ને સદાકાળનો છે. વળી જે કામ તેણે કીધાં હતાં તે, તથા તેની સેવામાં અંગીકાર થએલામાંના સેંકડોનાં નામ, તથા તે સેવકોને તે એવા ઘરમાં રાખેછે કે ઘણાં વરસ થઈ જાય ને જગતનો ક્ષય થાય તો પણ તેઓનો નાશ કદી થશે નહિ, એ સંધું તેમાં લખ્યું હતું. ત્યાર પછી સેવકોમાંના કેટલાએકે જે લાયક કામ કીધાં હતાં તે તેઓએ તેને બતાવ્યાં, એટલે

૧—૧ શમુ. ૨; ૮. ગીત. ૧૧૩; ૭.

તેઓ રાજ જીતીને સત્તા તળે લાવ્યા હતા, અદલ ઇન્સાફ ચલાવ્યો હતો, વચનો પામ્યા હતા, સિંહોનાં મ્હો બંધ કીધાં હતાં, અગ્નિના જોરને દાબી નાખ્યું હતું, તલવારની ધારથી બચ્યા હતા, નબળા છતાં પણ સબળા થયા હતા, લડાઇમાં જુઆમરદ થયા હતા, ને પરદેશીઓની ફોજોને નસાડી હતી. ૧

વળી તેઓએ ધર્મીના ઇતિહાસની બીજી જગ્યામાં એમ વાંચ્યું, કે માણસોએ અગાઉ પ્રભુનું તથા તેના ઠરાવનું ઉલટું કીધું હશે, તો પણ તેઓ પર અનુગ્રહ કરવા તે રાજી છે. તે ઇતિહાસમાં ઘણી નામીચી વસ્તુનું વર્ણન હતું, એટલે પ્રાચીન તથા અર્વાચીન કાળનું વર્ણન, તથા જે ભવિષ્યવાત પૂરી થયાથી વૈરીઓ ભય તથા વિસ્મય પામ્યા, ને મુસાફરો દિલાસો તથા કુસળતા પામ્યા; એવી એવી વાતો તેઓએ ખ્રીસ્તીને બતાવી.

બીજે દહાડે હથિયારખાનામાં તેઓ તેને તેડી ગયા, ને ત્યાં જે તરેહ તરેહના હથિયાર મુસાફરોને સારૂ તેઓના પ્રભુએ તૈયાર કીધાં હતાં, એટલે તરવાર, ઢાલ, ટોપ, બખ્તર, નિરંતર પ્રાર્થના, ને જે જોડા જૂના થતા નથી, તે તેઓએ બતાવ્યાં. ત્યાં, પ્રભુની સેવા કરનાર માણસને વાસ્તે, આકાશમાંના તારા જેવા અગણિત હથિયારનો સંગ્રહ તૈયાર કરી રાખેલો હતો.

વળી જે હથિયારથી પ્રભુના સેવકોએ અદ્ભૂત કામ કીધાં હતાં, તેઓમાંના તેઓએ તેને કેટલાંએક બતાવ્યાં, એટલે મૂસાની લાકડી તે, તથા જે હથોડી તથા ખીલા વડે જેલે શીશરાને મારીનાંખ્યો તે, તથા જે ઘડાઓ તુરઇઓ તથા દીવાઓથી ગીદ્યોને મીદીઆનની ફોજને નસાડી તે, તથા જે પરોણાથી સામગારે છસેં માણસને મારીનાંખ્યાં તે, તથા ગધેડાના જે જડબાથી શામશોને ઘણાં અચરત કામ કીધાં તે, તથા જે ગોફણ તથા પત્થરથી દાઉદે ગાથના ગોલિયાથને મારીનાંખ્યો તે, તથા તેઓનો પ્રભુ પાપનાં માણસને સામા ઉઠશે તે દાહાડે જે તલવારે તે તેને મારીનાંખશે તે, તથા તે ઉપરાંત ઘણી ઉત્તમ વસ્તુઓ, જેના જોયાથી ખ્રીસ્તી બહુ ખૂશ થયો, તે બધું તેઓએ તેને દેખાડયું. ત્યાર પછી તેઓ સૂઇગયા.

સમણામાં મેં જોયું કે બીજે દહાડે ઊઠયા પછી તે આગળ જવા તૈયાર થયો, પણ તેઓએ કહ્યું કે આવતી કાલ સુધી તમે રેહો. ત્યારે જો આકાશ ઉઘડી

---

૧—હેબ્રી. ૧૧; ૩૩, ૩૪.

જશે, તો મનોરંજન પાહાડો અમે તમને દેખાડીશું. આ જગ્યા કરતાં, તે તમારા જવાની જગ્યાની પાસે છે, તે જોવાથી તમને બહુ આનંદ થશે. એ સાંભળીને તે હા કહીને રહ્યો. સવાર થઇ ત્યારે તેઓ તેને અગાશી પર તેડી ગયા, ને તેઓએ કહ્યું કે દક્ષિણની ગમ જૂઓ, ને તેણે જોયું એટલે ઘણે વેગળે એક મનોરંજક પાહાડી દેશ દીઠો. ત્યાં સારાં વનો, દરાખવાડી, નાના પ્રકારનાં ફળ તથા ફૂલ હતાં; ને ઝરા તથા હોજો હતાં; તે સંઘાં ઘણાં મનોરંજક દેખાયાં.૧ ત્યારે તેણે તે દેશનું નામ પૂછ્યું ને તેઓએ કહ્યું, કે તે ઇમાનુએલનો દેશ છે, ને તે આ પાહાડની પઠે મુસાફરોને રેહવા સારૂ છે. વળી તેઓએ કહ્યું કે ત્યાં પોહોંચશો ત્યારે ત્યાંના ભરવાડો તમને સ્વર્ગી શેહેરની ભાગળ દેખાડશે.

ત્યારે તે આગળ જવાનો વિચાર કરવા લાગ્યો, ને તેને જવા દેવા તેઓ ખુશી હતા; પણ તેઓએ કહ્યું કે પેહલાં આપણે હથિયારખાનામાં જઇયે, ને તેઓ ગયા. રખે રસ્તામાં કોઇ તેના પર હુમલો કરે, એ માટે તેઓએ તેને માથાથી તે પગ સુધી અજમાવેલાં બખ્તર પેહરાવ્યાં. એ પ્રમાણે બખ્તર સજીને તે પોતાના મિત્રોની સાથે દરવાજા સુધી ગયો, ને ત્યાં તેણે દરવાનને પૂછ્યું કે કોઇ મુસાફર હ્યાં થઇને ગયો? દરવાને જવાબ દીધો કે, હા.

**ખ્રીસ્તી**—તમે તેને ઓળખોછો શું?

**દરવા.**—મેં તેનું નામ પૂછ્યું, ને તેણે કહ્યું કે મારૂં નામ વિશ્વાસુ છે.

**ખ્રીસ્તી.**—હોહો, હું તેને ઓળખુંછું. તે મારો સ્વદેશી તથા પડોશી હતો. જે જગ્યામાં હું જન્મ્યો ત્યાંથી તે આવ્યો. વારૂ, તો તે કેટલે દૂર ગયો હશે.

**દરવા.**—અમણાં તે પાહાડની હેઠલ પોહોંચ્યો હશે?

ત્યારે ખ્રીસ્તીએ દરવાનને કહ્યું, કે સારા દરવાન ઇશ્વર તમારી સાથે રોહો, ને તમે મારા પર ઉપકાર કીધો એ સારૂ તેનો આશિષ તમારા પર વર્ત્તો થાઓ.

ત્યારે તે આગળ ચાલવા લાગ્યો. તેની સાથે પાહાડ હેઠળ સુધી જવાની મરજી વિવેક ધર્મી, પ્રેમી, તથા અગમશોચીએ દેખાડી. તેઓ તેની સાથે જતાં જતાં આગલી વાત કરતા પાહાડને છેડે પોહોંચ્યા. ત્યારે ખ્રીસ્તીએ કહ્યું, કે પાહાડ પર ચહડવું મને કઠણ લાગ્યું, ને ઉતરવું પણ ભયકારી દેખાયછે. અગમશોચીએ કહ્યું, કે

---

૧—યશા. ૩૩; ૧૬, ૧૭.

એમ છે, કેમકે કોઈ માણસ નમ્રતા નામે મેદાનમાં તમારી પેઠે ઉતરતાં પગ ન સરે એમ ચાલવું અઘરૂં છે; માટે અમે તમારી સાથે પાહાડ પરથી ઉતરવા આવ્યા છિયે. ત્યારે તેણે ખબરદારીથી ઉતરવા માંડ્યું, તો પણ એક બે વાર તેનો પગ સરચો.

ને મેં સમણામાં જોયું કે પાહાડ પરથી ઉતરચા પછી ખ્રીસ્તીના સુગુણી સાથીઓએ એક રોટલી તથા વૈનનો એક શીશો તથા દરાખની એક લૂમ તેને આપ્યાં. પછી તે પોતાને રસ્તે ચાલતો થયો.

## નવમો અધ્યાય.

હવે નમ્રતાના મેદાનમાં ખ્રીસ્તીને એક મોટી આફત પડી, કેમકે તે થોડે દૂર ગયો એટલે તેણે એક રાક્ષસને ખેતરની તરફથી તેની સામો આવતો જોયો. તેનું નામ અપાલિયન હતું. ત્યારે ખ્રીસ્તી બિહીવા લાગ્યો ને મનમાં એમ વિચારવા લાગ્યો, કે હું પાછો ફરૂં કે એની સામો થઈ રહું. વળી તેણે વિચાર્યું કે મારી પીઠ પર બખ્તર નથી, ને જો હું મારી પીઠ તેની ગમ ફેરવું, તો તેના ભાલાથી તે મને સેહેલથી વીંધી નાંખશે; માટે તેણે છાતી ચલાવવા તથા તેની સામા ઊભા રેહેવા ઠરાવ્યું; ને તેના મનમાં આવ્યું કે એકલો મારો જીવ માત્ર બચાવવો હોય તો પણ ઊભા રેહેવું ઠીક છે.

ત્યારે તે આગળ ગયો ને અપાલિયન તેને મળ્યો. તે રાક્ષસ જોવામાં બિહામણો હતો. માછલાંની પેઠે તેને ભિંગડાં હતાં ને તેથી તે મગરૂરી રાખતો હતો, ને ઉડતા સાપ જેવી તેને પાંખ હતી, ને રીંછના જેવા તેના પગ હતા, ને તેના પેટમાંથી અગ્નિ તથા ધૂમાડો નીકળતાં હતાં, ને સિંહના જેવું તેનું મ્હો હતું. તે ખ્રીસ્તી પાસે આવ્યો, ત્યારે તેણે ધિક્કાર દેખાડીને એમ પૂછવા માંડ્યું.

**અપાલિયન**—તમે ક્યાંથી આવ્યા ને ક્યાં જાઓછો?

**ખ્રીસ્તી**—નાશ થનાર શેહેર સર્વ ભુંડાઈનું ઠેકાણું છે, ત્યાંથી હું આવ્યો, ને સીયોન પાહાડના શેહેરમાં જાઉંછું.

**અપા.**—એથી મને જણાયછે કે તું મારી પ્રજા છે, કેમકે તે આખો દેશ મારો છે. હું તેનો રાજા તથા દેવ છું, તો તું તારા રાજાની પાસેથી કેમ નાહાશી

ગયો. તું ફરી મારી ચાકરી કરશે એવી આશા મને ન હોત, તો અમણાં એક સપાટે હું તને ભોંય પર પાડત.

ખ્રીસ્તી—હું તમારા રાજમાં જનમ્યો ખરો, પણ તમારી ચાકરી કઠણ હતી ને મારો પગાર ગુજરાન થઈ શકે એટલો નોહોતો; કેમકે પાપનો પગાર મોતજ છે.૧ માટે હું મોટી ઉમ્મરનો થયો ત્યારે બીજા વિચારી પુરૂષની પેઠે મેં કીધું, એટલે મારો હાલ સુધરે એ સંબંધી મેં તજવીજ કીધી.

અપા.—કોઈ રાજા એવી સેહેલ રીતે પોતાની પ્રજાને જવાદેશે નહિ, ને હજી હું પણ તને જવા દઈશ નહિ, પણ તું મારી ચાકરી પર તથા પગાર પર દોષ મૂકેછે. વારૂ, તો તું રાજી થઈને પાછો જા, ને અમારા દેશમાંનું જે તને જોઈશે તે હું તને આપવા હ્યાં કબૂલ કરૂંછું.*

ખ્રીસ્તી—અમણાં તો હું બીજાની એટલે રાજાઓના રાજાની પ્રજા છું, ને તમારી સાથે પાછા જવું મને લાયક નથી.

અપા.—એ બાબતમાં તેં આ કેહેવત પ્રમાણે કીધું છે, કે ખરાબીમાંથી નીકળીને વધારે ખરાબીમાં પડવું † પણ ઘણું કરીને જેઓ તેની ચાકરી કરવા જાયછે તેઓ થોડીવાર પછી તેને મૂકી દેછે ને મારી પાસે પાછા આવેછે; એમ તું પણ કર ને સંધું સારૂં થશે.

ખ્રીસ્તી—મેં સમ ખાઈને તેને કબૂલ કીધું કે હું તમારી પ્રજા છું, માટે જો હું મારી કબૂલીયતથી ફરૂં, તો તે મને દગાખોર જાણીને ફાંસી નહિ દેશે શું?

અપા. એજ પ્રમાણે તેં મારી સાથે કીધું છે, તોપણ જો અમણાં તું પાછો ફરશે, તો હું સંધું માફ કરવા રાજીછું.

ખ્રીસ્તી—તમને મેં જે વચન આપ્યું તે ન્હાનપણમાં આપ્યું, ને હું જાણુંછું કે અમણાં જે મારો રાજા છે તે મારો છૂટકો કરી શકેછે, ને તમારી ઇચ્છા પ્રમાણે જે મેં કીધું તેની માફી પણ તે આપી શકેછે. વળી, ઓ નાશકારક અપાલિયન, હું કહુંછું તે સાચું માનો, કે જે તે પગાર આપેછે તે, તથા તેની ચાકરી, તેના ચાકર,

---

* અપાલિયન ખ્રીસ્તીની ખુશામત કરેછે. † અપાલિયન ખ્રીસ્તની સેવા હલકી ગણેછે.

૧—રૂમી. ૬; ૨૩.

તેની હકુમત, તેની સંગત, તથા તેનો દેશ એ સંધાં તમારાં કરતાં મને પસંદ આવેછે; માટે ફરી એ સંબંધી મને સમજાવવું મૂકી દો. હું તેનો ચાકર છું ને તેનું માનીશ.

**અપા.**—અમણાં તારૂં દિલ ઠેકાણે છે, માટે રસ્તામાં જે જે તને વીતશે એ સંબંધી તું વિચાર કર. તેના ચાકર મારૂં તથા મારા માર્ગનું ઉલ્લંઘન કરનારા છે, માટે ઘણા ખરાનો પરિણામ ખરાબ છે. તેમના કેટલાનાં લજ્જાકારી મોત થયાં. વળી તું તેની ચાકરી મારા કરતાં સારી ગણેછે, તોપણ જે તેની ચાકરી કરેછે, તેઓને પોતાના દુશ્મનના હાથમાંથી બચાવવા સારૂ તે પોતાની જગ્યામાંથી કદી આવ્યો નથી; પણ જે મારી ચાકરી બરાબર કરેછે, તેઓને, પરાક્રમથી અથવા દગાથી, મેં તેના તથા તેના ચાકરોના હાથમાંથી કેટલીવાર છોડાવ્યા, એ સંધા લોક જાણેછે; ને તે પ્રમાણે હું તને પણ છોડાવીશ.

**ખ્રીસ્તી**—તે તેઓનો છૂટકો કરવામાં વાર લગાડેછે એ તો તેઓના પ્રેમનું પારખું જોવા સારૂ છે; તેઓ અંત સુધી તેને વળગ્યા રેહેશે કે નહિ, એ જોવા સારૂ. ને ખરાબ પરિણામ સંબંધી તમે કોહોછો તે તેઓ મહિમા ગણેછે; છૂટકો અમણાં થાય એની તેઓ પક્કી આશા રાખતા નથી; પણ મહિમા પામવાની આશાએ તેઓ સબર રાખેછે. તેઓનો રાજા પોતાના મહિમાએ તથા દૂતોના સંઘ સાથે આવશે ત્યારે તે તેઓને મળશે.

**અપા.**—એટલામાં પણ તું તેની ચાકરીમાં નીમકહરામ થએલો છે, તો તેની પાસેથી પગાર મળવાની આશા કેમ રાખેછે?

**ખ્રીસ્તી**—ઓ અપાલિયન, મેં શામાં નિમકહરામી કીધી?

**અપા.**—નિરાશા કળણમાં તું ગુંગળાવા લાગ્યો, ત્યારે તારી હિમ્મત હઠીગઈ; તારો બોજ ઉતારવા સારૂ તેં ખોટો ઉપાય કીધો, કેમકે તારો રાજા ઉતારે ત્યાં સુધી તારે સબૂર રાખવી જોઈતી હતી; તને કુપાત્ર ઉંઘ આવી, ને તારી ઉત્તમ વસ્તુ ખોવાઈ ગઈ; સિંહ જોયાથી પાછો ફરવાનું તારા મનમાં આવ્યું; તારી મુસાફરી સંબંધી તથા તેમાં જે જે તેં જોયું તથા સાંભળ્યું તે સંબંધી તું વાત કરેછે, ત્યારે તારી વાત તથા કામ સંબંધી તું અમથી આબરૂ મામવાની ઈચ્છા રાખેછે.

**ખ્રીસ્તી**—એ સંધુ ખરૂં છે, ને તમે કોહોછો તે ઉપરાંત બીજું પણ ખરૂં છે; પણ હું જે રાજાની સેવા કરૂંછું, ને જેને માનુંછું, તે દયાળુ છે ને માફ

કરવા રાજી છે. વળી એ સંધા વાંક તમારા દેશમાં મને લાગ્યા છે. ત્યાં હું તે કરવા શીખ્યો, ને તેના બોજથી હું દબાઈ ગયો, ને તેને લીધે મેં શોક કીધો, ને મારા રાજાથી હું તેની માફી પામ્યો.

ત્યારે અપાલિયનને ઘણો ક્રોધ ચહડ્યો, ને તેણે કહ્યું કે તે રાજાનો હું દુશ્મન છું. હું તેના પર, તેના ધારા પર, તથા તેના લોક પર દ્વેષ રાખુંછું, ને તારી સામા થવા સારૂ માત્ર હું આવ્યો છું.

**ખ્રીસ્તી**—અપાલિયન, ખબરદાર; હું રાજાના શરિયામ રસ્તે, એટલે પવિત્રાઈને રસ્તે છું, માટે તમે સાવચિત્ત રહો.

ત્યારે અપાલિયને પોતાના પગ રસ્તાની બે બાજુએ પસારીને કહ્યું, કે એ સંબંધી હું નિર્ભય છું. તું મરવાને તૈયાર થા, કેમકે મારા નારકી કોતરના હું સમ ખાઉંછું, કે તું આગળ ચાલવાનો નથી; હ્યાં હું તારો જીવ લઈશ. એવું કેહેતાં તેણે ખ્રીસ્તીની છાતીમાં બળતો ભાલો મારચો; પણ ખ્રીસ્તીના હાથમાં ઢાલ હતી તેથી તેણે ભાલો ઝીલી લીધો, ને તેને કાંઈ નુકસાન પોહોંચ્યું નહિ.

ત્યારે ખ્રીસ્તીને માલમ પડ્યું કે લડાઈમાં કમ્મર બાંધવી જરૂર છે, માટે તેણે તરવાર કાહાડી. અપાલિયને પણ હુમલા પર હુમલો કરતાં જાણે ભાલાનો વરસાદ વરસાવ્યો. ખ્રીસ્તીએ પોતાને બચાવવા સારૂ જેમ બની આવ્યું તેમ કીધું; પણ અપાલિયને તેના માથા, હાથ, તથા પગ પર ઘા માર્યા; * તેથી ખ્રીસ્તી થોડું એક પાછો હટ્યો, ને અપાલિયને પોતાનું કામ દાબીને ચલાવ્યું; પણ ખ્રીસ્તીએ હિમ્મત પકડીને પુરૂષાર્થપણાએ તેને રોક્યો. એ ભારે લડાઈ અડધા દહાડા સુધી ચાલી, તેથી ખ્રીસ્તીની શક્તિ કમ થઈ ગઈ; કેમકે તેના ઘાના કારણથી તેને નબળાઈ વધતી થતી ગઈ.

ત્યારે અપાલિયનને લાગ જોઈને ખ્રીસ્તી પાસે આવવા માંડ્યું, ને તેને વળગીને જોરથી નીચે પાડ્યો; એટલે ખ્રીસ્તીની તલવાર તેના હાથમાંથી પડીગઈ. ત્યારે અપાલિયને કહ્યું કે "અમણા તું મારા હાથ તળે આવ્યો છે." એમ કહીને તેણે તેને પ્રાણ જાય એવો દાબ્યો, તેથી ખ્રીસ્તી જીવવાની આશા મૂકવા લાગ્યો. પણ જ્યારે અપાલિયન તે ભલા માણસને મારીનાંખવા સારૂ જોરથી એક જખમ

---

* ખ્રીસ્તી બુદ્ધિમાં, વિશ્વાસમાં, તથા ચાલચલણમાં જખમી થયો.

મારતો હતો, ત્યારે ઇશ્વરના કરવાથી એમ થયું કે ખ્રીસ્તીએ લાંબો હાથ કરીને ઝડપથી તેની તરવાર પકડીને કહ્યું, કે "ઓ મારા દુશ્મન, મારા પર ન હરખાઓ. હું પડી જાઉં, પણ પાછો ઊઠીશ."[૧] ને તે વખત તેણે તરવારે એવી ભારે હુલ મારી કે જાણે અપાલિયનને કારી ઘા લાગ્યો, તેમ તે પાછો હટ્યો. એ જોઇને ખ્રીસ્તીએ ફરી હુલ મારી ને કહ્યું કે "જે અમારા પર પ્રેમ રાખેછે તે વડે એ બધી વાતમાં આપણે ફતેહમંદ કરતાં ચડતા થઇયે છિયે."[૨] ત્યારે અપાલિયન પોતાની પાંખ ફેલાવીને ઉડીગયો, ને ખ્રીસ્તીએ ફરી તેને જોયો નહિ.[૩]

આ લડાઇના બધા વખતમાં જે અફસોસ તથા કણવું ખ્રીસ્તીના મનમાંથી નીકળ્યાં, ને અપાલિયને ચીસ તથા બરાડા પાડ્યા તથા રાક્ષસની પેઠે બોલ્યો, તે સંધું જોનાર વિના બીજા કોઇના મનમાં આવી શકે નહિ. મેં જોયું કે ખ્રીસ્તીએ બે ધારી તરવાર અપાલિયનને જખમી કીધા પેહેલાં, તે કોઇ વાર ખુશ દેખાયો નહિ, પણ જખમી કીધા પછી તેણે મલકાઇને ઉંચું જોયું. એવી ભયંકર લડાઇ પેહેલાં મેં કોઇવાર જોઇ નોહોતી.

લડાઈ થઈ ચૂક્યા પછી ખ્રીસ્તીએ કહ્યું, કે "જેણે મને સિંહના મ્હોમાંથી ઉગાર્યો, ને અપાલિયનને હરાવવા સારૂ મારી સહાય કીધી, તેની સ્તુતિ હું ઘ્યાં કરીશ." ને તેણે સ્તુતિ કરતાં એમ કહ્યું કેઃ—

બાલજબૂલ વિનાશક રાજા, આ પૈસાચ તણો સરદાર,
તેણે મારો ઘાત ઠરાવી, એને મોકલ્યો, જો, એ ઠાર.

આ તો આવ્યો શસ્ત્ર સજીને, રાખી મનમાં નારક વેર,
હોમલો કીધો જોર કરીને, જનું તેમાં ઘાતક ઝેર.

તેવામાં, શ્રી મીખલ પોતે સાહ્ય કરીને કીધું જોર,
એવું કે, મેં ખડ્ગ ચલાવે, ઘાતક નાઠો, પાડી શોર.

માટ જેણે સાહ્ય કરયું છે, ધન ધન હોજો તેનું નામ;
કાજ નિરંતર તેને ગાઉં સર્વ પ્રકારે શુધ્ધ વખાણ.

ત્યાર પછી એક જન હાથે જીવનનાં ઝાડનાં પાતરાં લઇને ખ્રીસ્તી પાસે આવ્યો. ખ્રીસ્તીએ તે લઇને લડાઇમાં વાગેલા ઘા પર બાંધ્યાં, ને તત્કાલ ઘા રૂઝાઈ ગયા. તેણે પણ તે જગ્યાએ બેસીને રોટલી ખાધી, ને જે સીસો

---

૧—મીકા. ૭; ૮. ૨—રૂમી. ૮; ૩૭. ૩—યાકુ. ૪; ૭.

થોડીએક વખત અગાઉ મળ્યો હતો, તેમાંથી તેણે પીધું, તેથી તે તાજો થયો, ને આગળ ચાલતાં તેણે પોતાના હાથમાં તરવાર પકડી; કેમકે તેણે વિચાર્યું કે કદાચ બીજો કોઈ દુશ્મન આવી ચડે; પણ મેદાનમાં આગળ જતાં તેને અપાલિયનથી બીજી કાંઈ હરકત પડી નહિ.

## દશમો અધ્યાય.

તે મેદાનને છેડે એક બીજું મેદાન હતું. તે મોતની છાયાનું મેદાન કેહેવાય છે. તેમાં થઇને ખ્રીસ્તીને જવાની જરૂર હતી; કેમકે સ્વર્ગી શેહેરમાં જવાનો રસ્તો તેની વચમાંથી હતો. હવે તે મેદાન, વગર વસ્તીનું હતું. તે સંબંધી ઇર્મિયા નામે ભવિષ્ય કહેનાર એમ કેહેછે, કે "તે અરણ્ય છે. તે ઉજડ તથા ખાડાની તથા અનાવૃષ્ટિની તથા મોતની છાયાની જમીન છે. તે જમીનમાંથી (ખ્રીસ્તી વિના બીજો) કોઈ જતો નથી, ને ત્યાં કોઈ માણસ રેહેતો નથી." ૧

અપાલિયન સાથેની લડાઈ કરતાં અમણા ખ્રીસ્તી વધારે આપદામાં પડયો. એ નીચે વાંચવાથી માલમ પડશે.

પછી મેં સમણામાં જોયું, કે ખ્રીસ્તી મોતની છાયાની સીમ પર પોહોંચ્યો, એટલે ઉતાવળે પાછાં જતાં બે માણસ તેને મળ્યાં. તેઓ સારી જમીનની ખોટી ખબર લાવનારના છોકરા હતા. ૨ તેઓને ખ્રીસ્તી કેહેવા લાગ્યો કે—

તમે ક્યાં જાઓછો?

તેઓએ કહ્યું, કે પાછા જઈયે છિયે! ને જો જીવવું કે સુખ શાતા તમને સારી લાગતી હોય, તો તમારે પણ પાછું ફરવું જોઈએ.

ખ્રીસ્તીએ કહ્યું, કે શું થયું?

તેઓએ કહ્યું, કે અમે તમારી પઠે એ માર્ગે ચાલતા હતા; ને અમે જઈ શકયા ત્યાં સુધી ગયા. અમે એટલે તો દૂર ગયા કે પાછા આવવાની જરૂર પડી; કેમકે જો અમે થોડે આગળ ગયા હોત, તો ત્યાંની ખબર તમને કેહેવા અમે હ્યાં આવી શકત નહિ.

ખ્રીસ્તીએ કહ્યું, કે તમે શું દીઠું?

---

૧—યર. ૨; ૬. ૨—ગણ. ૧૩; ૩૨.

માણુસો—મોતની છાયાના મેદાનની પાસે અમે જઈ પોહોંચ્યા હતા, ને આગળ જોયું એટલે જે ભય ત્યાં છે, તેમાં અમારા પડવા અગાઉ, અમે કિસ્મતથી દીઠું.૧

ખ્રીસ્તીએ કહ્યું, કે તમે શું દીઠું?

માણુ.—મેદાનમાં ઘોર અંધઃકાર છે તે અમે દીઠું. ત્યાં ખાડીના ભૂત, અજગર, તથા રાક્ષસને પણ જોયા; ને અતિ ઘણા દુઃખમાં પડેલા તથા બેડીરૂપ આફતે જડાએલાઓની ચીસ તથા ખરાડા અમે સાંભળ્યા; ને તે મેદાનના ઉપર હિમ્મત તોડનાર ગભરાટનાં વાદળાં રેહેછે, ને તે ઉપર મોત પણ પોતાની પાંખો ફેલાવી રાખેછે. સારાંશ એ છે કે તે હરેક બાબતમાં ભયંકર છે; કેમકે ત્યાં પૂરૂં અંધેર ચાલેછે. ૨

ત્યારે ખ્રીસ્તીએ કહ્યું, કે આ રસ્તો સ્વર્ગે જવાનો નથી, એ તમારા કહ્યા ઉપરથી જણાતું નથી. ૩

માણુ.—એ જવાનો તમારો રસ્તો હોય, પણ અમને તે પસંદ આવતો નથી.

પછી તેઓ જૂદા પડ્યા, ને ખ્રીસ્તી પોતાને રસ્તે ચાલ્યો, ને રખે કોઈ તેના પર હુમલો કરે, માટે તેણે પોતાના હાથમાં તરવાર રાખી.

ત્યારે મેં સમણામાં જોયું, કે આખા મેદાનની જમણી બાજૂ પર એક ઘણી ઉંડી ખાડી હતી. સંધા જુગમાં આંધળાઓ આંધળાઓને તેમાં લઈ ગયા, ને બેહુ ત્યાં નાશ પામ્યા. વળી ડાબી ગમ એક ભયંકર કળણ હતું. તેમાં જો ભલો માણસ પણ પડી જાય, તો ત્યાં તેને પગ મુકવાને તળિયું લાગતું નથી. તે કળણમાં દાઉદ રાજા એક વાર પડી ગયો, ને જે સમર્થ છે તેણે જો તેને કહાડ્યો ન હોત, તો બેશક તે ત્યાં ગુંગળાઈને મરી જાત. ૪

તે જગ્યામાં પણ રસ્તો બહુ સાંકડો હતો; તેથી ભલા ખ્રીસ્તીને ચાલવામાં બહુ હરકત પડતી હતી; કેમકે જ્યારે અંધારામાં એક બાજૂએ ખાડીમાં ન પડે માટે હોશિયારી રાખી, ત્યારે બીજી બાજૂએ તે કાદવમાં પડવા લાગ્યો. કાદવમાં પડવાથી હોશિયાર રહ્યો, ત્યારે ખબરદારી ન રાખત તો ખાડીમાં પડત. એ પ્રમાણે તે ચાલ્યો, ને ત્યાં મેં તેને ઘણો અફસોસ કરતાં સાંભળ્યો;

---

૧—ગીત ૪૪; ૧૯. તથા ૧૦૭; ૧૦. ૨—અયુબ ૩; ૫. તથા ૧૦; ૨૨.
૩—ગીત ૪૪; ૧૮, ૧૯. યર. ૨; ૬. ૪—ગીત ૬૯; ૧૪.

કેમકે ઉપર લખેલા ભય ઉપરાંત અંધારૂં એવું તો થયું કે હું મારો પગ ક્યાં ને શા પર મૂકું એ તેને સૂઝતું નોહતું.

મેં જોયું કે આ મેદાનની વચમાં રસ્તાની પાસે નરકનું મ્હો છે. તે જોઇને ખ્રીસ્તીએ વિચાર્યું કે હવે હું શું કરૂં. કોઈ કોઈ વાર ભડકાં, ધુંમાડો, તતડીઆ, તથા ભયંકર અવાજ એવા તો નીકળતા હતા, (તે બધી ચીજ અપાલિયનની પઠે ખ્રીસ્તીની તરવારથી બીધી નહિ), કે તેને પોતાની તરવાર મીઆનમાં ઘાલવી પડી; પણ નિરંતર પ્રાર્થના નામે બીજું હથિયાર તે કામમાં લાગ્યો,૧ ને તેની બૂમ મારા સાંભળ્યામાં આવી, કે "ઓ પ્રભુ, હું તારી વિનંતિ કરૂંછું, કે મારા જીવનું રક્ષણ કર."૨ એમ ઘણીવાર સુધી તે ચાલ્યો ગયો. પણ તેની તરફ ભડકાં આવતાં હતાં, ને તેણે શોકે ભરેલા શબ્દ, તથા જતા આવતાનો એવો તો ગરબડાટ સાંભળ્યો, કે ઘણીવાર તેણે ધાર્યું કે તેઓથી મારા કકડે કકડા થઈ જશે, અથવા રસ્તાના કાદવની પઠે ખુંદાઈ જઇશ. ઘણા ગાઉ સુધી ચાલતાં તેણે ઘણી બીહામણી ચીસ ને મોટો ભયંકર શોર સાંભળ્યો. પછી તેને એવું માલુમ પડ્યું કે ભૂતોનું ટોળું સામાથી મારી પાસે આવેછે. ત્યારે તે ઊભો રહ્યો ને વિચારવા લાગ્યો કે મારે શું કરવું સારૂં છે. કોઈ વાર તેના મનમાં પાછા જવાનું આવ્યું, ત્યારે તેણે વિચાર્યું કે મેદાનને અર્ધે રસ્તે આવી પોહોંચ્યો હોઇશ, ને વળી મેં ઘણી આફતો પર જીત કીધી, ને પાછા જવાનો ભય આગળ જવાના ભય કરતાં કદાસ વત્તો થશે. માટે તેણે આગળ જવાનું ઠેરવ્યું. હવે ભૂતોનું ટોળું પાસે આવતું હતું, પણ જ્યારે તે છેક નજદીક આવી પોહોંચ્યું, ત્યારે તેણે ઘણે મોટે ઘાંટે બૂમ પાડી, કે "પ્રભુ ઈશ્વરના સામર્થ્યથી હું ચાલ્યો જઇશ." તેથી તેઓ હટ્યા ને પાસે આવ્યા નહિ.

હવે હ્યાં એક વાત કેહવાની છે, એટલે ખ્રીસ્તી એવો ગભરાયો હતો, કે તે પોતાનો ઘાંટો ઓળખી શકતો નોહોતો. એ ઉપરથી મને જણાયું કે બળતી ખાડી આગળ તે પોહોંચ્યો એટલે દુષ્ટોમાંનો એક તેની પછવાડે આવીને ધીમે ધીમે મહા દુર્ભાષણ કરવા લાગ્યો. ખ્રીસ્તીએ ધાર્યું કે તે દુર્ભાષણ મારા મનમાંથી નીકળ્યું; તે કારણથી પેહેલાં કરતાં તે વત્તો કષ્ટિત થયો, કે જેના પર મેં પેહેલાં પ્રેમ કીધો તેનું અમણા દુર્ભાષણ કીધું. જો બની શકત તો તે એમ કરત નહિ, પણ પોતાના કાન બંધ કરવાનો તથા દુર્ભાષણ ક્યાંથી નીકળ્યું એ જાણવાનો તેને હોશ નોહોતો.

---

૧—એફે. ૬; ૧૮.  ૨—ગીત ૧૧૬; ૪.

એવા દિલાસા વગરના હાલમાં ખ્રીસ્તી કેટલીએક વાર સુધી ચાલ્યો ગયો. પછી તેણે આગળ જતાં એક માણસને એવું કેહેતાં સાંભળ્યો કે મોતની છાયાના મેદાનમાંથી હું ચાલ્યો જાઉં, તો પણ હું કશાથી બિહીશ નહિ; કેમકે તું મારી સાથે છુ. ૧

એ સાંભળીને તે હરખાયો, કારણ કે—

૧. તેને ભાસ્યું, કે મારા જેવા ઈશ્વરથી બિહીનાર કોઈએક તે મેદાનમાં છે.

૨. વળી અંધઃકારમાં તથા વિપતમાં તે માણસ ચાલતો હતો; તો પણ ઈશ્વર તેની સાથે હતો, ને ખ્રીસ્તીએ ધારયું, કે ઈશ્વર તેની સાથે છે, તો મારી સાથે પણ હશે. તો પણ આ જગ્યાની અડચણને લીધે તે મને માલમ પડતો નથી. ૨

૩. તેણે એવી ઉમેદ રાખી, કે જો હું તેની પાસે જઈશ તો મને તેનો સંગાથ થશે. પછી જતાં જતાં આગળનાને તેણે બૂમ પાડી; પણ તેને કાંઈ જવાબ દેવા સૂઝયો નહિ; કેમકે તે પણ ધારતો હતો, કે હું હ્યાં એકલો છું. થોડીવાર પછી પોહો ફાટવા આવ્યો ત્યારે ખ્રીસ્તીએ કહ્યું, કે "મોતની છાયાને બદલીને તેણે સવાર કીધી." ૩

સવાર થઈ એટલે તેણે પાછળ જોયું. તે પાછો જવા ચાહાતો હતો એમ નહિ, પણ રાત્રે જે ભયમાંથી તે આવ્યો તે દિવસના અજવાળાએ જોવા સારૂ તેણે પાછું જોયું. હવે જે ખાડી એક બાજુ પર હતી, ને જે કળણ બીજી બાજુ પર હતું, ને રસ્તો કેવા સાંકડો હતો, તે સંધું તેણે જોયું. વળી ખાડીનાં ભૂત, અજગર, તથા રાક્ષસ તેણે જોયાં; પણ તેઓ દૂર હતાં, કેમકે પોહો ફાટયા પછી તેઓ તેની પાસે આવ્યા નહિ. તો પણ આ લેખ પ્રમાણે તેઓ તેને દેખાયાં કે "તે અંધઃકારમાંથી ઉંડી વાતો બતાવેછે ને મોતની છાયાને અજવાળામાં દેખાડેછે." ૪

તે વગર વસ્તીના ભયથી ખ્રીસ્તીનો બચાવ થયો, માટે તેણે ઈશ્વરની ઘણી સ્તુતિ કીધી. તે ભયથી ખ્રીસ્તી પેહેલાં બહુ બીધો ખરો, પણ અમણા દહાડાના અજવાળાથી તે ખુલ્લું માલમ પડયું. હવે સુરજનો ઉદય થયો એ પણ ખ્રીસ્તી પર કૃપા થઈ; કેમકે મોતની છાયાના મેદાનના રસ્તામાંથી તે આવ્યો. તે ભયંકર હતો ખરો, પણ તે કરતાં બાકીનો રસ્તો વત્તા ભયંકર હતો; કેમકે જ્યાં તે અમણાં હતો ત્યાંથી તે મેદાનના છેડા સુધી આખે રસ્તે હરેક તરેહના ફસાવવાનાં

---

૧—ગીત ૨૩; ૪. ૨—અયુબ ૯; ૧૧. ૩—આમો. ૫; ૮. ૪—અયુબ ૧૨; ૨૨.

યંત્ર તથા ખાડી, ચોર, ખાડા, ખોખાણ, તથા કરાડા એટલાં હતાં કે જો આગલા રસ્તાની પેઠે રાત્રે ચાલત, ને તેના એક જીવને ઠેકાણે હજાર જીવ હોત, તો પણ તે નાશ પામત એમ સંભવેછે. પણ સુરજ ઉગ્યો હતો માટે તેણે કહ્યું, કે "તેનો દીવો મારા માથા પર પ્રકાશેછે ને તેના અજવાળાએ હું અંધારામાંથી જાઉંછું."[1]

એ અજવાળાએ કરીને તે મેદાનને છેડે પોહોંચ્યો. હવે સમણામાં મેં જોયું કે મુસાફર આ રસ્તે પેહલાં ગયા હતા. તેઓનાં લોહી, હાડકાં, રાખ, તથા કકડા કીધેલાં શરીરો મેદાનને છેડે પડયાં હતાં. તેનું કારણ શું હશે એ સંબંધી હું વિચાર કરતો હતો, એટલે થોડે આગળ મેં એક ગુફા જોઈ. તેમાં પોપ તથા પેગંન નામના બે દૈત પેહલાં રેહેતા હતા. ને જે માણસનાં હાડકાં, લોહી, રાખ વગેરે ત્યાં પડયાં હતાં, તેઓ તે દૈતના સામર્થ્ય તથા જુલમથી નિર્દયપણાએ મારયા ગયા હતા. એ જગ્યા આગળ જવાથી ખ્રીસ્તીને ઘણો ભય નોહતો, તેથી મને અચરત લાગ્યું; પણ પછી મેં સાંભળ્યું કે પેગંન તો ઘણા દાહાડા થયા મરીગયો, ને બીજો અમણાં જીવતો છે ખરો; પણ તેના ઘડપણને લીધે તથા જુવાનીમાં તેના ઘાયલ થયાને લીધે, તેનું શરીર એવું નબળું તથા અકડી ગયું છે કે પોતાની ગુફાના મ્હો પર બેસી રેહેછે, ને જે મુસાફર ત્યાં થઈને જાયછે તેઓને નુકસાન ન કરી શકયાને લીધે તેઓ પર તે દાંત પીસવા તથા આંગળી કડવા કરતાં બીજું કાંઈ કરી શકતો નથી.

મેં જોયું કે ખ્રીસ્તી ચાલ્યો ગયો, પણ ગુફાના મ્હો પર ઘરડો માણસ બેઠેલો જોયાથી તે ગભરાયો; ને ખસુસ જ્યારે દૈતે (તેની પછવાડે જવાની શક્તિ ન છતાં) કહ્યું કે તમારામાંના બીજા બાળી નંખાશે નહિ, ત્યાં સુધી તમે સુધરશો નહિ. ત્યારે પણ તેણે કાંઈ કહ્યું નહિ, ને હિમ્મત પકડીને આગળ જતાં તેને કાંઈ નુકસાન પોહોંચ્યું નહિ ત્યારે તેણે ગાયું કે —

અપપપ! અપપપ! આ જૂઓને, અદભુત નેવી વાત!
કે આ ભયને ઠેકાણે હું રક્ષાયો સાક્ષાત.

હું પાતે તા જાટ ઘએલા, પાપ નરકનો દાસ;
માટે હું તો કહિંયી રાખત બચી જવાની આશ!

ખાડા ફાંદા પણ મજ પંથે, જાળ ઘણી ને પાશ,
રાત તણું પણ અંધક જાિર, વિપવિપ ભયનો પાસ;

---

1—અયુબ ૨૯; ૩.

નારક રાજાના પણ હતો ચારેગમ તે ઠામ.
તેમાં રક્ષા જેણે કીધી ધન ધન તેનું નામ.

મજ જેવો તો નિર્બળ, નાનો, અણલાયક, ને દીન,
મજને પકડી પાડે માટે દુષ્ટ થયા બહુ લીન:

પણ તેમાં હું રક્ષણ પામી, છૂટયો છું સાક્ષાત;
માટે, ત્રાતા, ધન ધન હોજો, તાજ ધરો શિર, નાથ.

## અગિયારમો અધ્યાય.

ખ્રીસ્તી રસ્તે ચાલતાં ચાલતાં એક ઉંચી જગ્યા પાસે પોહોંચ્યો. તે ઉંચી જગ્યા એ વાસ્તે કીધી હતી, કે મુસાફરની નજર દૂર પોહોંચી શકે. તે જગ્યા પર જઇને ખ્રીસ્તીએ જોયું, તો વિશ્વાસુ નામે મુસાફર જતો તેની નજરે પડયો. ત્યારે ખ્રીસ્તીએ બૂમ પાડી કે "એ વટેમાર્ગુ, એ વટેમાર્ગુ, ઊભા રહો; આપણ સાથે જઇયે". એ સાંભળીને વિશ્વાસુએ પાછું ફરીને જોયું. ત્યારે ખ્રીસ્તીએ ફરી બૂમ પાડી, કે "હું તમારી પાસે આવું ત્યાં સુધી ઊભા રહો." પણ વિશ્વાસુએ જવાબ દીધો, કે "ના, હું જીવન શોધુંછું, ને મારા પર વેર લેનાર મારી પછવાડે છે." તે ખ્રીસ્તીને કાંઇ માઠું લાગ્યું. માટે જોરથી દોડીને તે વિશ્વાસુને પછવાડે મૂકયો, એવી રીતે આગલો પાછળ પડયો. ત્યારે ખ્રીસ્તી ગર્વયુક્ત થઇ મલકાવા લાગ્યો, કેમકે પોતાના ભાઇ કરતાં તે આગળ નીકળ્યો. પણ પોતે રસ્તા સંબંધી સાવધાન ન રહ્યાથી ઠોકર ખાઇને પડી ગયો, ને વિશ્વાસુની મદદ વિના તે પાછો ઊઠી શકતો નોહોતો.

ત્યારે સમણામાં મેં જોયું, કે તેઓ માહોમાહે પ્રેમ રાખીને આગળ ચાલ્યા, ને તેઓની મુસાફરીમાં જે જે બન્યું હતું તે સંબંધી વાતચિત કીધી. ખ્રીસ્તીએ એમ કેહેવા માંડયું કે—

, ઓ મારા પ્રતિષ્ઠિત તથા વહાલા ભાઇ વિશ્વાસુ, તમારી પાસે હું આવી પોહોંચ્યો, ને ઇશ્વરે આપણને એવો મળતો સ્વભાવ આપ્યો કે આપણે સંગાથે આ રસ્તામાં જઇયે, એ સારૂ હું ઘણો ખુશી થયો.

**વિશ્વાસુ**—મારા વહાલા મિત્ર, આપણા શેહેરમાંથીજ મેં તમારી સાથે આવવાનું ધાર્યું; પણ તમે મારા કરતાં આગળ નીકળ્યા, વાસ્તે મારે હ્યાં સુધી એકલા આવવું પડયું.

**ખ્રીસ્તી**—મારા નીકળ્યા પછી તમે કેટલા દહાડા નાશથનાર શેહેરમાં રહ્યા?

**વિશ્વા.**—હું રહી શક્યો ત્યાં સુધી; કેમકે તમારા ગયા પછી એ વાત જલદી ચાલી હતી, કે આપણું શેહેર આકાશથી પડનાર અગ્નિએ વેહેલું બળી જશે.

**ખ્રીસ્તી**—તમારા પડોશીએ એ પ્રમાણે કહ્યું શું?

**વિશ્વા.**—હા; કેટલીએક વાર સુધી હરેક માણસને મ્હોડે તેજ વાત ચાલતી હતી.

**ખ્રીસ્તી**—તમારા વિના કોઈ બીજો તે ભયમાંથી નાસવા નીકળ્યો નહિ શું?

**વિશ્વા.**—લોકે તે સંબંધી ઘણી વાતચિત કીધી ખરી; પણ હું જાણુંછું કે તેઓએ ખરેખરૂં માન્યું નહિ. કેમકે જ્યારે તે વાત પૂર ચાલી, ત્યારે કેટલાએકે તમારી મુસાફરી વિષે કહ્યું કે તે કેવળ વિપતનો માર્ગ છે, ને તેઓ તે પર તથા તમારા પર તિરસ્કારની વાત બોલ્યા. પણ ત્યારે કોઈ વાર મને ખાતરી હતી, ને અમણાં પણ છે કે આકાશથી પડનાર અગ્નિએ તથા ગંધકે આપણા શેહેરનો નાશ થશે, માટે હું તેમાંથી નીકળી નાઠો.

**ખ્રીસ્તી**—આપણા પડોશી ચંચળ સંબંધી તમે કંઈ સાંભળ્યું?

**વિશ્વા.**—હા, ખ્રીસ્તી, મેં સાંભળ્યું કે નિરાશ કળણ સુધી તે તમારી સાથે આવ્યો. કેટલાએકે કહ્યું કે તે તેમાં પડી ગયો, પણ તેણે છાનું રાખવા ચાહ્યું. હું જાણુંછું કે તે તેવી જાતના કાદવથી બહુ ખરડાયો.

**ખ્રીસ્તી**—તેના પડોશીઓએ તેને શું કહ્યું?

**વિશ્વા.**—તેના પાછા આવવાથી બધી જાતના લોકમાં તેની બહુ મશ્કરી થાયછે. કેટલાએક બીજવેછે ને તેને વખોડે છે. ઘણાજ થોડા તેને કામ પર રાખેછે. શેહેરમાંથી નીકળ્યા પેહેલાંના હાલ કરતાં અમણાં તેનો હાલ સાતગણો ખરાબ છે.

**ખ્રીસ્તી**—જે માર્ગથી તે પાછો ફર્યો તે તેઓ વખોડેછે, તો તેના પર વેર રાખવાનું શું કારણ હશે?

**વિશ્વા.**—લોક કેહેછે, કે "એને ફાંસી દો. તે ફરી જનાર છે, ને પોતાના માનેલા મત પ્રમાણે ચાલ્યો નહિ." હું ધારૂંછું કે તે માર્ગથી પાછો ફર્યો, માટે ઈશ્વરે તેના દુશ્મનોને ઉસ્કેર્યા કે તેઓ તેને હસે ને તેની કેહેવત ચાલે. ૧

---

૧—યરે. ૨૯; ૧૮–૧૯.

ખ્રીસ્તી—તમારા નીકળ્યા પેહેલાં તમે કોઇવાર તેની સાથે વાતચિત કીધી નહિ શું?

વિશ્વા—એક વાર હું તેને રસ્તામાં મળ્યો, પણ ખસિયાણો પડીને તે બીજી ગમ ગયો, માટે મેં તેને કંઈ કહ્યું નહિ.

ખ્રીસ્તી—હું નીકળ્યો ત્યારે તે માણસ પર મારી ઉમેદ હતી, પણ અમણાં હું બીહુંછું કે શેહેરના નાશની સાથે તેનો નાશ થશે. કેમકે આ ખરી કેહેવત પ્રમાણે તેને થયું કે "કુતરો પોતાના ઓકેલા પર પાછો જાયછે, ને ધોએલી ભુંડણ પાછી કાદવમાં આળોટવા જાયછે."[1]

વિશ્વા.—મને પણ એવી બીક છે, પણ જે થવાનું તેને કોણ અટકાવી શકે?

ખ્રીસ્તીએ કહ્યું કે વારૂ, પડોશી વિશ્વાસુ, હવે તેના સંબંધીની વાત મૂકીને આપણા સંબંધીની વાત કહાડિયે. રસ્તે તમને શું શું થયું તે કોહો; કેમકે તમને કાંઈ વિશેષ ન થયું હોય એ અસંભવિત છે.

વિશ્વા.—જે કળણમાં તમે પડયા તેમાં પડવાથી હું બચ્યો, ને નુકસાન લાગ્યા વિના હું દરવાજે પોહોંચ્યો; પણ વ્યભિચાર નામે એકે મને નુકસાન પોહોંચાડવાનું કીધું.

ખ્રીસ્તી—બહુ સારૂં થયું કે તમે તેના ફાંદાથી ઉગરયા. યુસફ જીવની હાની થાય એવી કરડી હાલતમાં પડયો, પણ તમારી પેઠે તે પણ બચી નીકળ્યો.[2] વારૂ પણ તેણે તમને શું કીધું.

વિશ્વા.—તે સંબંધી તમે કાંઇએક જાણોછો, નહિ તો તે કેવી રીજવવાની ભાષા બોલેછે એ તમારા સમજ્યામાં આવે નહિ. તેણે મને પોતાની સાથે પાછા ફેરવવાનું બહુ યત્ન કીધું, ને હરેક પ્રકારનાં સુખ આપવાનું વચન આપ્યું.

ખ્રીસ્તી—ના ના, નિરપરાધી અંતઃકરણનું સુખ આપવાનું વચન તેણે આપ્યું નહિ.

વિશ્વા.—હું બધાં સંસારી તથા દેહિક સુખ સંબંધી કહુંછું, એ તમે જાણોછો.

ખ્રીસ્તી.—તેથી તમે બચી નીકળ્યા માટે ઈશ્વરની સ્તુતિ કરો. જેના પર ઈશ્વર કંટાળેછે, તે વ્યભિચારના ખાડામાં પડશે.[3]

વિશ્વા.—હું પૂરો બચી નીકળ્યો, એ મને નિશ્ચે માલુમ નથી.

---

૧—૨.પિતર ૨; ૨૨.     ૨—ઉત્પત્તિ ૩૯; ૧૧, ૧૨, ૧૩.     ૩—નીતિ. ૨૨; ૧૪.

ખ્રીસ્તી—હું જાણુંછું કે તેની ઇચ્છા પ્રમાણે ચાલવાની તમારી મરજી નોતી.

વિશ્વા.—ના, મને અયુક્તતા લાગી એટલા સુધી નહિ, કેમકે એક જુનો લેખ મેં જોયો હતો, તે મને યાદ આવ્યો, એટલે "તેનાં ડગલાં નરકને વળગેછે."[1] તેના સ્વરૂપથી હું મોહ ન પામું, એ સારૂ મેં મારી આંખો મીચી.[2] ત્યારે તેણે મારી નિંદા કીધી, ને હું મારે રસ્તે ચાલ્યો ગયો.

ખ્રીસ્તી—તમારે આવતાં તમારા પર કોઇએ હુમલો કીધો નહિ શું?

વિશ્વા.—હું દુર્ઘટ પાહાડની હેઠે પોહોંચ્યો, એટલે મને એક બહુ ઘરડો માણસ મળ્યો. તેણે મને પૂછ્યું, કે તમે કોણ છો, ને ક્યાં જવાના છો? મેં તેને કહ્યું કે હું મુસાફર છું, ને સ્વર્ગી શેહેરમાં જાઉંછું. ત્યારે તેણે કહ્યું કે વિશ્વાસુ જેવા તમે દેખાઓછો. જે પગાર હું તમને આપું તે કબૂલ કરીને તમે મારે ત્યાં રેહેશો શું? ત્યારે મેં તેનું નામ ઠામ પૂછ્યું. તેણે કહ્યું કે મારૂં નામ પેહેલો આદમ છે, ને કપટ નામે શેહેરમાં હું રહુંછું.[3] પછી મેં પૂછ્યું કે તમારૂં કામ શું છે, ને શો પગાર આપશો? તેણે કહ્યું કે વિધ વિધ સુખ ભોગ એજ મારાં કામ છે; ને તમે મારા વારસ થશો એ તમારો પગાર છે. વળી મેં પૂછ્યું કે તમારા ઘરમાં શું છે, ને બીજા ચાકર કેટલા છે? ત્યારે તેણે કહ્યું કે મારા ઘરમાં આખી દુનિયાની ન્યામત છે, ને મારા ચાકરો મારાથી પેદા થએલા છે. પછી મેં તેને પૂછ્યું કે તમારે કેટલાં છોકરાં છે? તેણે કહ્યું કે મારે એકલી ત્રણ દીકરી છે. તેઓનાં નામ દેહવિષય, નેત્રવિષય, ને જીવાભિમાનવિષય છે.[4] ને તમારી ખુશી હોય, તો તમે તેઓની સાથે પરણજો. પછી મેં પૂછ્યું કે તમે મને ક્યાં સુધી રાખશો? તેણે જવાબ દીધો, કે હું જીવું ત્યાં સુધી.

ખ્રીસ્તી—વારૂ, આખરે તમારા બેમાં શું ઠરચું?

વિશ્વા.—તેની વાત સારી લાગી, માટે પેહેલાં તો તેની સાથે જવાની મારી કાંઇએક મરજી થઇ; પણ વાતચિત કરતાં તેના કપાળ પર મેં એમ લખેલું જોયું, કે "ઘરડા માણસને તેનાં કામ સમેત મુકી દો."

ખ્રીસ્તી—પછી શું થયું?

---

૧—નીતિ. ૫; ૫. ૨—યોબ. ૩૧; ૧. ૩—એફે. ૪: ૨૨. ૪—૧ યોહાન. ૨; ૧૬.

**વિશ્વા.**—પછી મારા મનમાં જોરથી ઊઠી આવ્યું, કે તે સારી સારી વાત કેહે, ને ખુસામત કરે, પણ ઘેર લઈ જઈને મને ગુલામી કરવા સારૂ વેચી નાખશે; માટે મેં કહ્યું, કે તમે વાત ન કરો, કેમકે તમારા ઘરના બારણા પાસે પણ હું આવીશ નહિ. ત્યારે તેણે મારી નિંદા કરીને કહ્યું, કે તમારા રસ્તાથી તમને કંટાળો લાગે એ સારૂ હું તમારી પછવાડે કોઈને મોકલીશ. પછી તેની પાસેથી હું જવા લાગ્યો, એટલે તેણે મારૂં અંગ પકડીને મને એવા જોરથી આચકો મારયો કે જાણે મારા શરીરનો ભાગ તોડી લીધો એમ મને લાગ્યું. તેથી મેં એવી બૂમ પાડી, કે "ઓ આપદામાં પડેલા માણસ."[૧] પછી હું પાહાડ પર ચડયો.

હું પાહાડને અડધે રસ્તે ગયો ત્યારે પાછો ફરીને એક માણસ પવનને વેગે આવતો મેં જોયો, ને જ્યાં કુંજ છે તેની પાસે તે મને આવી મળયો.

**ખ્રીસ્તી**—ત્યાં હું થાક ખાવા સારૂ બેઠો, ને મને ઊંઘ આવવા લાગી, એટલે આ વાળેલો લખોટો મારી કેંટમાંથી નીકળી પડયો.

**વિશ્વા.**—સારા ભાઈ, મારી વાત પૂરી સાંભળો. તે માણસ મને આવી મળયો. બોલવા લાગતાંજ તેણે મને તરત મારયો. એમ કરીને મને પાડી નાખ્યો ને મુએલાની પેઠે હું પડયો. પણ જ્યારે મને હોશ આવ્યો ત્યારે મેં પૂછ્યું, કે તમે મને કેમ પાડી નાંખ્યો? તેણે કહ્યું, કે તમે પેહેલાં આદમની તરફ તમારા મનમાં ગુપ્ત ફરવાનું કીધું. એ કેહેતાંજ તેણે મારી છાતીમાં એવો ગુસ્સો મારયો કે હું ચતોપાટ પડી ગયો, ને પેહેલાંની પેઠે તેના પગ આગળ હું મુએલા સરખો પડયો. હું ફરી સાવચિત થયો ત્યારે મેં કહ્યું, કે મારા પર દયા કરો. પણ તેણે કહ્યું, કે તમારા પર દયા હું કેમ કરૂં? ને ફરી તેણે મને પાડી નાંખ્યો, ત્યારે મારી પાસેથી જનાર એક જાણે તેને વારયો નહિ હોત તો બેશક મારો પ્રાણ લેત.

**ખ્રીસ્તી.**—તેને વારયો તે કોણ હતો?

**વિશ્વા.**—પેહેલાં તો મેં તેને ઓળખ્યો નહિ, પણ તે જતો હતો ત્યારે તેના હાથ તથા બાજુ પર મેં જખમ જોયા. તેથી મને માલમ પડયું, કે તે આપણો પ્રભુ છે. પછી હું પાહાડ પર ગયો.

---

૧—રૂમી. ૭; ૨૪.

ખ્રીસ્તી.—જે માણસ તમને આવી મળ્યો, તે મૂસા હતો. જે તેના નિયમ શાસ્ત્રનું ઉલ્લંઘન કરેછે, તેઓને સજા દીધા વિના તે મૂકી દેતો નથી, ને તેને તેઓ પર દયા પણ આવતી નથી.

વિશ્વા.—તે હું સારીપેઠે જાણુંછું, કેમકે પેહેલાં હું તેને મળ્યો હતો. નિર્ભયથી હું મારા ઘરમાં રેહેતો હતો ત્યારે તેણે મારી પાસે આવીને કહ્યું, કે જો તમે હ્યાં રેહેશો, તો તમારા ઘરને હું બાળી નાંખીશ.

ખ્રીસ્તી.—જે પાહાડ પર મૂસા તમને મળ્યો, તેના મથાળા પર એક ઘર છે, તે તમે જોયું નહિ શું?

વિશ્વા.—હા; ને સિંહ પણ મારા ત્યાં પોહોંચ્યા અગાઉ મેં જોયા; પણ બપોર થયા હતા, માટે હું જાણુંછું કે સિંહ ઉંઘેલા હતા; ને દાહાડો હતો માટે હું દરવાન પાસેથી જઈને પાહાડ પરથી ઉતરચો.

ખ્રીસ્તી—તેણે તમને પાસેથી જતાં જોયા એ તેણે મને કહ્યું; પણ જો તમે ઘરમાં આવત, તો સારૂં થાત. કેમકે ત્યાંના લોકો એવી દુર્લભ વસ્તુ તમને બતાવત કે જીવતા સુધી તમે વીસરત નહિ. પણ મને કહો મેદાનમાં તમને કોઈ મળ્યો નહિ શું?

વિશ્વા.—હા, અસંતોષ નામે એક માણસ મને મળ્યો. તેણે મને પાછો પોતાની સાથે તેડી લઈજવા સારૂ સમજાવ્યો, ને તેણે કારણ બતાવ્યું કે તે મેદાન આબરૂ વગરનું છે. વળી તેણે મને કહ્યું કે જો તમે બેવકુફીથી આ મેદાનમાં આગળ જશો, તો તમારા બધા મિત્રો એટલે અભિમાન, મગરૂરી, ખુદ પસંદી, સંસારી મહિમા, વગેરે બહુ નાખૂશ થશે.

ખ્રીસ્તી—વારૂ તમે તેને શો જવાબ દીધો?

વિશ્વા.—મેં તેને કહ્યું, કે જે લોક સંબંધી તમે કોહોછો, તેઓ દૈહિક વિષે મારાં સગાં છે ખરાં; પણ જ્યારથી હું મુસાફરી કરવા નીકળ્યો ત્યારથી તેઓએ મને મૂકી દીધો; ને મેં પણ તેઓનો ત્યાગ કીધો. તેથી અમણાં મને એવું થાય છે, કે જાણે તેઓ કદી મારાં સગાં નોહોતાં. વળી મેં કહ્યું કે મેદાન સંબંધી તમે પૂરૂં ઉલટું કહ્યું; કેમકે "આબરૂની પેહેલાં નમ્રતા છે; ને પડવા પેહેલાં મગરૂરી

છે." માટે તમે જે પ્રેમ જોગ ગણોછો, તેને હું પસંદ કરતો નથી, પણ જેને પરમ બુદ્ધિવાન આબરૂ ગણેછે, તે પામવા સારૂ આ મેદાનમાંથી જવું મને ગમેછે.

**ખ્રીસ્તી**—તે મેદાનમાં તમને કાંઈ બીજું મળ્યું શું ?

**વિશ્વા.**—હા: મને શરમ મળ્યો. પણ તેનું નામ તેને નાલાયક છે. જે માણસો મુસાફરીમાં મને મળ્યાં તેઓમાંના કોઇનું નામ એવું નાલાયક નોહોતું, થોડા સવાલ જવાબ વગેરે કીધા પછી, બીજા લોક ચૂપ રેહેતા હતા; પણ એ નિર્લજ્જ શરમે કાંઈ પણ ચૂપ રેહેવા ચાહ્યું નહિ.

**ખ્રીસ્તી**—કેમ; તેણે તમને શું કહ્યું ?

**વિશ્વા.**—તેણે ધર્મ પર બાધ કાહાડચો. તેણે કહ્યું કે ધર્મ પર મન લગાડવું હલકું, નીચું, તથા નાલાયક કામ છે. નમ્ર મન રાખવું માણસને લાયક નથી, ને જો માણસ પોતાની વાત તથા ચાલ પર એવો સાવધાન રેહે, કે છાતીવાળા માણસની પેઠે તે સ્વતંત્રપણાની ડીંગ નહિ મારે, તો લોકમાં તેની મશ્કરી થશે. વળી તેણે એવો દોષ કાહાડચો, કે શક્તિવાન, દોલતવાન, તથા બુદ્ધિવાનોમાંના થોડાએકે તમારો મત કબૂલ કીધો ; ને તેઓ બીજાના સમજાવ્યાથી મૂર્ખ થયા પેહેલાં, તથા જે સંબંધીની ખબર કોઇને માલમ નથી તે પામવા સારૂ હાથમાંનું ખૂશીથી મૂકી દેવા પેહેલાં, તેઓએ એવો મત કબૂલ કીધો નહિ. [૧] વળી તેણે બીજો દોષ કાહાડચો, કે મુસાફર ઘણું કરીને પોતાના જીવતી વખતમાં હલકા, નીચા, તથા દુરવસ્થામાંના છે, ને સૃષ્ટિની વિદ્યા સંબંધી અજાણ્યા તથા બેઅક્કલ છે. ને બીજી ઘણી બાબત સંબંધી તેણે એવી એવી વાત કહી, એટલે ધર્મનો બોધ સાંભળતી વખત, શોક તથા હાય હાય કરતાં બેસવું, ને પાછા ઘેર અફસોસ કરતાં ને કણતાં જવું, એ શરમનું કામ છે. વળી તેણે કહ્યું કે પડોશી પાસે ન્હાના અપરાધની માફી માગવી, ને કોઇની પાસેથી લીધેલું પાછું આપવું, એ પણ શરમનાં કામ છે. વળી તે મોટા લોકના અપરાધ કશામાં ગણતો નોહોતો, ને તેણે કહ્યું કે મોટા લોકના ન્હાના અપરાધને લીધે ધર્મી તેઓથી દૂર રેહેછે, પણ જે ધર્મમાંના નીચા લોક છે, તેઓને તે કબૂલ કરેછે, ને માન આપેછે એમાં શરમ નથી શું.

**ખ્રીસ્તી**—ત્યારે તમે તેને શું કહ્યું ?

---

૧—૧ કરિં. ૧; ૨૬. ૩; ૧૮. ફિલી. ૩; ૭–૯. યોહાન ૭; ૪૮.

**વિરવા.**--પેહેલાં તેને કાંઈ કેહેવું મને સુઝયું નહિ, ને મારા મ્હો પર લોહીનો જોસ આવ્યો. હા, એ શરમથી એમ થયું, ને મને કાંઈ કરવું સુઝતું નોહોતું; પણ અંતે મેં એમ વિચારવા માંડયું, કે "માણસોમાં જે સારૂં ગણાયછે, તેને ઇશ્વિર કંટાળવા જોગ ગણેછે."૧ વળી મેં એમ વિચાર્યું, કે માણસ કેવાં છે એ સંબંધી શરમ મને કેહેછે: પણ ઇશ્વિર તથા ઇશ્વિરની વાત સંબંધી તે મને કાંઇ કેહેતો નથી. વળી મેં ધાર્યું, કે ઇન્સાફને દહાડે છાતીવાળાના કહ્યા પ્રમાણે આપણું મોત અથવા જીવન ઠરશે નહિ; પણ પરાત્પરનાં બુદ્ધિ તથા ધારા પ્રમાણે ઠરશે. માટે મેં ધાર્યું કે જેને ઇશ્વિર સારૂં કેહેછે, તેના ઉલટા આખી દુનિયાના લોક થાય, તોપણ તે સારૂં છે. ઇશ્વિર તો પોતાના ધર્મ પર પ્રસન્નતા રાખેછે, ને નમ્ર મનવાળો ઇશ્વિરને પસંદ આવેછે, ને જે મૂર્ખ ગણાયછે તે સ્વર્ગના રાજને સારૂ મહા બુદ્ધિવાન છે. ને આ દુનિયામાં જે સહુથી મ્હોટું માણસ છે તે જો ખ્રીસ્ત પર દ્વેષ રાખે તો તે કરતાં, ખ્રીસ્ત ઉપર પ્રેમ કરનાર માણસ, ગમે-તેવો ગરીબ હોય, તો પણ દોલતમંદ છે. એવું જાણીને મેં કહ્યું કે શરમ, જા. તું મારા તારણનો દુશ્મન છે. શું મારા પ્રભુ રાજા કરતાં હું તને કબૂલ કરૂં? ને જો કરૂં, તો તે આવે ત્યારે તેની સામું મજથી કેમ જોવાય?૨ જો અમણાં તેના માર્ગથી તથા સેવકથી હું શરમાઉં, તો તેનો આશીર્વાદ મને કેમ મળે? એ શરમ તો નિર્લજ્જ, દુષ્ટ છે. મેં તેને બલાત્કારે મારી પાસેથી ખસેડયો. પણ તે ઘણીવાર મારી પાસે આવતો, ને ધીમે રહી મારા કાનમાં ધર્મીના નાના વાંક સંબંધી વાત કરતો. આખરે મેં તેને કહ્યું કે એ કામમાં તમારી મેહેનત અફળ જાયછે; કેમકે જેને તમે વખોડોછો, તેને હું મહિમાવાન ગણુંછું. એમ કરી હું એની પાસેથી છૂટયો. પછી મેં એમ ગાવા માંડયું.

ઇશ્વરના તેડયાજ પ્રમાણે અનુકુલ ચાલી જે કરનાર,
કસી કસીને જોવા તેને વિધ વિધ શોધન વારંવાર.

દેહ વિષેને મળતા આવી, આ શોધન તો રાખે જોર;
ફરી ફરી તે ખેંચ કરીને, ઠેસ ખવાડે, ઢોરટોર;

એવું, કે જો બની શકે તો, વેહલું મોડુ, કોઇ તો રીત,
પકડી પાડી, નાંખી ફેરે, જુદાની દેખાડે જીત.

તો મૂસાફર, રે મૂસાફર, સાવધ રેજો વાતે વાત;
ચેતી રેતાં, જોધા જેવા વીર જણાઓ, દિન ને રાત.

---

૧—લુક ૧૬; ૧૫. ૨—માર્ક ૮; ૩૮.

ખ્રીસ્તી.—તમે હિમ્મતથી તે દુષ્ટ માણસની સામા ઊભા રહ્યા, એથી હું ખૂશ થયો; કેમકે તમારી પેઠે હું પણ જાણુંછું કે તેનું નામ તેને લાયક નથી. તે એવો નિર્લજ્જ છે કે રસ્તામાં સંધા માણસની આગળ આપણને શરમીંદા પાડવા સારૂ તે યત્ન કરેછે, એટલે જે સારૂં છે, તેથી આપણને શરમાવવા સારૂ યત્ન કરેછે. પણ જો તે પોતે પૂરો નિર્લજ્જ ન હોત, તો નિશ્ચે તે એમ ન કરત. પણ આપણે તો તેની સામાંજ થવું; કેમકે તે ડીંગમાર છે, ને મૂર્ખોની મ્હોટાઈ માત્ર બતાવેછે. સુલેમાને કહ્યું હતું, કે "બુદ્ધિવાન મહિમા પામશે, પણ મૂર્ખોની મ્હોટાઈ શરમરૂપ થશે."[1]

વિશ્વા.—જે ચાહે કે આપણે દુનિયામાં સતને સારૂ જવાંમરદ થઈયે, તેની પાસેથી શરમથી છૂટકો પામિયે એ સારૂ આપણે મદદ માગવી જોઈએ.

ખ્રીસ્તી—તમે ખરૂં કોહોછો. વારૂ, તે મેદાનમાં બીજો કોઇ તમને મળ્યો નથી શું?

વિશ્વા.—ના. કેમકે બાકીના રસ્તામાં તથા મોતની છાયાના મેદાનમાં થઇને આવતાં મને સુરજનો પ્રકાશ હતો.

ખ્રીસ્તી—તે બહુ સારૂં થયું; પણ તેમાંથી આવતાં મને તો તેથી ઉલટું થયું. મેદાનને આરંભે દુષ્ટ રાક્ષસ અપાલિયનની સાથે મારે ઘણી વાર સુધી ભારે લડાઈ થઈ, ને મેં નિશ્ચે ધાર્યું કે તે મને મારીનાખશે. વિશેષ જ્યારે તેણે મને પાડી નાખીને એવો દાબ્યો કે મારો છુંદો થઈજાય, ત્યારે ઘણી બીક લાગી; કેમકે તેણે મને પાડી નાખ્યો, ને મારી તરવાર હાથમાંથી પડીગયાથી, તેણે કહ્યું કે "અમણાં તું મારા હાથ તળે આવ્યો છે." પણ મેં ઈશ્વરની પ્રાર્થના કીધી, ને તેણે મારૂં સાંભળીને મારા સંધા સંકટમાંથી મને બચાવ્યો, પછી મોતની છાયાના મેદાનમાં હું ગયો, ને તેમાં અડધા રસ્તા લગી મારા પર કાંઈ અજવાળું નેહોતું. ત્યાં ઘણીવાર મારા મનમાં આવ્યું કે મારો નાશ થશે; પણ અંતે પોહો ફાટયો ને સુરજ ઉગ્યો, માટે બાકીને રસ્તે હું સેહેલથી તથા નિર્ભયતાથી ચાલ્યો આવ્યો.

## બારમો અધ્યાય.

હવે મેં સમણામાં જોયું, કે તેઓ જતા હતા, ત્યારે વિશ્વાસુએ એક બાજુ પર વાચાળ નામે એક માણસને દૂર ચાલતો જોયો. એ જગ્યાએ રસ્તો એટલો

---

1—દ્રષ્ટાંત ૩; ૩૫.

પોહોળો હતો, કે તેઓ સાથે સાથે ચાલી શકતા હતા. તે માણસ ઉંચો હતો, ને પાસેના કરતાં વેગળેથી રૂપવાન જણાતો. તેને વિશ્વાસુ કેહેવા લાગ્યો કે, મિત્ર, તમે ક્યાં જાઓછો? સ્વર્ગી શેહેરમાં જાઓછો શું?

વાચાળ.—હા; તે જગ્યાએ હું જાઉંછું.

વિશ્વા.—તો સારૂં, તમારા સારા સંગાથનો હું ઉમેદવાર છું.

વાચા.—વારૂ, ખુશીથી તમારો સંગાથ કરીશ.

વિશ્વા.—તો ચાલો, આપણે સાથે જઈયેં, ને જે વાતોથી આપણને ફાયદો થાય તે સંબંધી ભાષણ કરતાં કરતાં વખત કાહાડિયે.

વાચા.—જે યોગ્ય છે તે સંબંધી તમારી સાથે, કે હર કોઈની સાથે પણ, વાત કરવી મને બહુ ગમે છે. જે એવું સારૂં કામ કરવા ચાહેછે તેઓને હું મળ્યો, એથી હું ખુશ થયો; કેમકે મુસાફરીમાં એવું કામ કરતાં પોતાનો વખત કાહાડવા ચાહેછે એવા લોક થોડા છે. ઘણું કરીને જે મને મળ્યા તેઓની વાત નકામી હતી, તેથી હું દિલગીર થયો છું.

વિશ્વા.—એ અફસોસની વાત છે; કેમકે સ્વર્ગવાસી ઈશ્વર સંબંધીની વાતમાં પૃથ્વી પરના માણસ પોતાની જીભ તથા મોહો કામમાં લાવે, તે કરતાં બીજી શી વાત લાયક છે?

વાચા.—તમે મને બહુ સારા લાગોછો; કેમકે તમારી વાત મારા મનમાં ઉતરેછે. વળી હું કહુંછું, કે ઈશ્વર સંબંધી વાતચિત કરવી તે વિના બીજું શું આનંદદાયક અથવા ગુણકારી છે? જે અદ્ભુત છે તે જો કોઈ માણસને ગમે, તો એના જેવું મનોરંજક બીજું શું છે? એટલે જો કોઈ માણસ થએલી વાતો તથા તેઓના ભેદ સંબંધી બોલવા ઈચ્છે, અથવા ચમત્કાર, અદ્ભુત કામ, કે નિસાણી સંબંધી વાત કરવા ચાહે, તો પવિત્રલેખ જેવી ખૂબ કરનારી મધુર વાત બીજી ક્યાં મળે?

વિશ્વા.—ખરી વાત; પણ એવી વાતચિતથી ફાયદો મેળવવો, એપરજ આપણે મન રાખવું જોઈએ.

વાચા.—મેં પણ એમજ કહ્યું. એવા વિષયો સંબંધી વાત કરવી બહુ ગુણકારી છે; કેમકે એમ કરવાથી ઘણી વાતો સંબંધીનું જ્ઞાન ઉત્પન્ન થાયછે; એટલે,

દુનિયાની વસ્તુનું વ્યર્થપણું તથા સ્વર્ગની વસ્તુનો ફાયદો. ખસુશ એથી નવા જન્મની અગત સંબંધી, આપણા કૃત્યની અપૂર્ણતા સંબંધી, તથા ખ્રીસ્તના પુણ્યની અગત સંબંધી અનેક વાતો જણાયછે. વળી પસ્તાવો કરવો, વિશ્વાસ કરવો, પ્રાર્થના કરવી, દુઃખ સેહેવું, એ સંધું શું છે, એ વાતચિતથી જાણવામાં આવેછે. વળી તેથી શુભવર્ત્તમાનમાંનાં વચનો તથા દિલાસો કેવાં છે, એ માલમ પડે. તેથી દિલાસો પામવો, ને ખોટા મતનું ખંડન કરવું, ને સત્યનું પ્રતિપાદન કરવું, તથા નાદાનોને શીખામણ દેવી, એ પણ વાતચિતથી જાણી લેવાય છે.

વિશ્વા.—તમારી બધી વાત સાચી છે, ને એ તમારૂં સાંભળ્યાથી મને આનંદ થયો.

વાચા.—અરેરે! વાતચિત ન કરવાને લીધે, સદાકાળનું જીવન પામવા સારૂ વિશ્વાસની અગત સંબંધી, તથા મનમાં ઈશ્વરની કૃપાનાં કામની અગત સંબંધી, થોડાજ માણસ જાણેછે. પણ અજ્ઞાનપણાએ નિયમ શાસ્ત્રને પકડી ચાલવાથી લોક ઘણું કરીને સ્વર્ગ જવા ચાહેછે, પણ એ રીતે કોઈથી સ્વર્ગના રાજમાં જવાય નહિ.

વિશ્વા.—તમારી રજા હોય તો હું એટલું કહુંછું, કે એ વાતનું જ્ઞાન ઈશ્વરના આપવાથી થાયછે; માણસની મેહેનતથી કે એકલી તે સંબંધીની વાતચિત કરવાથી થતું નથી.

વાચા.—એ સંધું હું સારી પેઠે જાણુંછું, કેમકે સ્વર્ગમાંથી જો માણસને નહિ અપાય, તો તે કાંઈ પામી શકતો નથી. આપણા કામથી નહિ, પણ ઈશ્વરની કૃપાથી સંધું થાયછે. એની સો સાબિતી શાસ્ત્રમાંથી બતાવી શકુંછું.

વિશ્વા.—વારૂ, આપણે એકજ બાબત સંબંધી વાતચિત કરવી જોઈએ, તો શી બાબતની કરિયે?

વાચા.—તમારી ખૂશી હોય તેની—સ્વર્ગની કે દુનિયાની, નીતિની કે શુભવર્ત્તમાનની, ધર્મની કે સંસારની, ભૂતકાળની કે વર્ત્તમાનકાળની, પરદેશની કે સ્વદેશની, જરૂરની કે વગર જરૂરની વસ્તુ સંબંધી—સારાંશ, કે જે જે વિષે વાતચિત કરવાથી ફાયદો થાય, તે તે સંબંધી વાત કરીશું.

વિશ્વા.—હવે, વિશ્વાસુને અચરત લાગ્યું, ને ખ્રીસ્તી એકલો ચાલતો હતો

તેની પાસે જઈને તેણે તેને ધીમે ધીમે કહ્યું, કે કેવો સારો આ આપણો સાથી છે. નિશ્ચે તે ઘણોજ સારો મુસાફર થશે.

ત્યારે ખ્રીસ્તીએ મલકાઈને કહ્યું, કે જે આ માણસ તમને પસંદ આવેછે તે પોતાની જીભે કરીને તેના અણઓળખીતા વીસ માણસને ઠગી શકેછે.

વિશ્વા.—તો શું તમે તેને ઓળખોછો?

ખ્રીસ્તી—તે પોતે પોતાને ઓળખે છે તે કરતાં હું તેને સારી પેઠે ઓળખુંછું.

વિશ્વા.—તો તે કોણ છે?

ખ્રીસ્તી—તે આપણા શેહેરમાં રહેછે, ને તેનું નામ વાચાળ છે. આપણું નગર મોટું છે ખરૂં, તોપણ તમે તેને ઓળખતા નથી, એ મને અજબ લાગેછે.

વિશ્વા.—તે કોણનો દીકરો, ને કહી જગ્યાએ રહેછે?

ખ્રીસ્તી—તે ગુબાષીનો દીકરો છે, ને બકબકિયાની પોળમાં તે રહેતો. લોક બકબકિયાની પોળમાંના વાચાળ નામથી તેને ઓળખેછે. તે મધુર વાણી બોલેછે ખરો, તો પણ તે નકામો માણસ છે.

વિશ્વા.—તે તો ખૂબસુરત દેખાયછે.

ખ્રીસ્તી—તેને સારીપેઠે ઓળખતા નથી, તેઓને તો તે તેવો દેખાયછે; ઘરની બહાર તે સારો, પણ ઘરની માંહે સારો નથી દેખાતો, બદસુરત છે. તમે કહ્યું, કે તે ખૂબસુરત છે, તેથી મને ચીતારાના ચિત્રની યાદ આવેછે. તેઓ દૂરથી સારાં દેખાય, પણ નજદીકથી તેવાં સારાં દેખાતાં નથી.

વિશ્વા.—તમારા મલકાવાથી તો મને દેખાયછે કે તમે મજાક કરોછો.

ખ્રીસ્તી.—હું મલકાયો ખરો, પણ એવું ન થાય કે એ બાબતમાં હું મજાક કરૂં, અથવા કોઈ પર ખોટું તોહોમત મૂકું. એ માણસ સંબંધી હું બીજું બતાવુંછું. તે હરેક સાથે સંગત કરેછે, ને હરેક બાબતની વાત કરેછે. જેમ અમણાં તેણે તમારી સાથે વાતચિત કીધી, તેમજ પીઠામાં તે વાતચિત કરેછે, ને જેમ જેમ નીશા ચઢતી જાયછે, તેમ તેમ તેના મ્હોમાંથી હર કોઈ બાબતની વાત નીકળેછે. તેના દિલમાં, ઘરમાં, કે ચાલચલણમાં ધર્મને રહેવાની જગ્યા નથી; જે તેની પાસે છે તે તેની જીભમાંજ છે, ને ગડબડ કરવી એજ તેનો ધર્મ છે.

વિશ્વા.—એવું છે તો હું તેથી ઘણો ઠગાયો.

ખ્રીસ્તી.—હા, નિશ્ચે તમે ઠગાયા. આ કેહેવત યાદ કરો, કે "તેઓ કેહેછે પણ કરતા નથી," પણ ઈશ્વરનું રાજ વાતમાં નથી, પણ સામર્થમાં છે.૧ પ્રાર્થના, સુધરાઈ, વિશ્વાસ, તથા નવા જન્મ સંબંધી સારી સારી વાતો કરવી એટલુંજ તેને આવડેછે. હું તેના કુટુંબમાં રહ્યો હતો, ને ઘરમાં તથા બહાર મેં તેના પર નજર રાખી; માટે હું જાણુંછું, કે તે સંબંધીની મારી વાત સાચી છે. જેમ ઈંડાની સફેદીનો સ્વાદ નથી, તેમ તેનું ઘર ધર્મ વિનાનું છે. તેમાં પ્રાર્થના નથી, ને પાપના પસ્તાવાની કાંઈ નિસાણી પણ નથી. એ માણસ કરતાં જાનવર, પોતાના સ્વભાવ પ્રમાણે, ઈશ્વરની સારી સેવા કરેછે. તેના ઓળખીતાઓની નજરમાં તે ધર્મને ડાઘરૂપ, નિંદારૂપ, તથા લજામણો છે. ૨ શેહેરના જે ભાગમાં તે રેહેછે, ત્યાં તેને લીધે ધર્મ સંબંધી સારી વાત ચાલતી નથી. જે સાધારણ લોક તેને ઓળખેછે, તેઓ તે સંબંધી એમ કેહેછે, કે "બહારનો સાધુ, ને ઘરનો શેતાન." તેના બિચારા કુટુંબને પણ એમજ જણાયછે. તે એવો આકરો, ને પોતાના ચાકર પર એવો મિજાજી, તથા એવી કરડી ચાકરી કરાવનાર છે, કે તેઓ તેનું કામ શી રીતે કરવું અને તેની સાથે શી રીતે બોલવું, એ તેઓને સુઝતું નથી. જે લોક તેની સાથે કામકાજ પાડેછે, તેઓ કેહેછે, કે એની જોડે કામકાજ પાડવા કરતાં તુરકીની જોડે પાડવું સારૂં છે; કેમકે તેઓ તે કરતાં વાજબી રીતે ચાલેછે. વળી, જો થઈ શકે, તો વાચાળ જોનારની આંખમાં ધૂળ નાખે, દગો કરે, છેતરે, અથવા કોઈ તરેહથી ભૂલાવો દે. વળી તે પોતાના છોકરાને એવીજ રીતે ચાલતાં શિખવેછે. મનના દીનપણાને તે મૂર્ખાઈ ભરેલી નામરદી કેહેછે. ને એવું કાંઈ તેના દીકરાઓમાં માલમ પડે, તો તે તેઓને બેવકુફ તથા ગધેડા કેહેછે, ને તેઓની પાસે કામ કરાવતો નથી, ને બીજા લોકની આગળ પણ તેઓનું વખાણ કરતો નથી. મારા વિચારમાં આવેછે, કે તેની દુષ્ટ ચાલથી ઘણા લોકો ઠોકર ખાઈને નાશ પામ્યા. ને જો ઈશ્વર અટકાવે નહિ, તો બીજા ઘણાનો નાશ એનાથી થશે.

વિશ્વા.—વાહ, મારા ભાઈ, તમારી વાત માનવી જરૂર છે; કેમકે

---

૧—માત્થી ૨૩; ૩. ૧ કરિ. ૪; ૨૦. ૨—રૂમી. ૨; ૨૩, ૨૪.

તમે કહોછો, કે હું તેને ઓળખુંછું, ને વળી ખીસ્તી માણસની પેઠે તમે માણસો સંબંધી બતાવોછો. વૈરથી તમે એવું કહોછો એ હું ધારતો નથી; પણ તેનો સ્વભાવજ એવો છે એ માટે તમે એવું કહોછો.

**ખ્રીસ્તી.**—તમારા કરતાં જો હું તેને સારી પેઠે ઓળખતો નહિ હોત, તો કદાચ, જેમ તમે પેહેલાં તે સંબંધી ધારતા હતા તેમ હું પણ ધારત; એકલા ધર્મ દ્વેષીની પાસેથી મેં એવું સાંભળયું હોત તો મારા મનમાં આવત કે તે તેની પીઠ પાછળ જૂઠું બોલેછે; કેમકે ખરાબ માણસના મ્હોમાંથી સાચા માણસના નામ તથા ચાલ-ચલણપર બહુ વાર એવું જૂઠું નીકળેછે. પણ એ બધી વાત સંબંધી, તથા તેના બીજા ઘણા અપરાધ સંબંધી, મારા જાણ્યા પ્રમાણે હું સાબીતી આપી શકુંછું. વળી સાચા લોક તેથી શરમાય છે; તેઓ તેને ભાઈ અથવા મિત્ર કેહેતા નથી, ને જે તેને ઓળખેછે, તેઓ તેનું નામ લેવાથી અથવા સાંભલ્યાથી લજવાયછે.

**વિશ્વા.**—વારૂ, મને જણાયછે, કે કહેવું તથા કરવું જાૂદું છે; ને હવે પછી તેમાંનો તફાવત હું સારી પેઠે યાદ રાખીશ.

**ખ્રીસ્તી**—નિશ્ચય તે જાૂદુંજ છે. જીવમાં તથા શરીરમાં જેટલો તફાવત છે તેટલો તફાવત તેઓમાં છે. કેમકે જીવ વગર જેમ શરીર મુરદું છે, તેમ એકલું કેહેવું, પણ મુરદા સરખુંજ છે. કરવું, એજ ધર્મનો જીવ છે. બાપ, એટલે ઈશ્વરની આગળ શુદ્ધ તથા સ્વચ્છ ધર્મ એ છે, કે માબાપવગરનાઓને તથા વિધવાઓને તેઓના દુ:ખની વેળાએ જોવા જવું, ને પોતાને સંસારથી નિષ્કલંક રાખવો,[1] એ વાચાળ જાણતો નથી. તે ધારેછે કે સાંભળવાથી તથા કેહેવાથી ખરો ખ્રીસ્તી થાયછે, ને એ રીતે પોતાના આત્માને ભૂલાવો દેછે. સાંભ-ળવું બીજ વાવવા સરખું છે; દિલમાં તથા ચાલચલણમાં ખરેખરૂં ફળ છે; એની સાબીતી તો કેવળ બોલવાથી થતી નથી. આપણે એમ નિશ્ચય જાણવું કે ઈન્સાફને દાહાડે માણસનો પોતાના ફળ પ્રમાણે ઈન્સાફ થશે.[2] ત્યારે તેઓને એમ કેહે-વાશે નહિ કે તમે વિશવાસ કીધો કે નહિ, પણ એમ કેહેવાશે કે તમે કરનારા હતા કે કેવળ કેહેનારા હતા. ને જેવું હોશે તેવો તેઓનો ઈન્સાફ થશે. જગતના અંતને ફસલની ઉપમા આપેલી છે.[3] હવે તમે જાણોછો કે ફસલમાં માણસ

---

૧—યાકુ. ૧; ૨૭. ૨—માત્થી ૧૩; ૨૩. ૩—માત્થી ૧૩; ૩૦.

ફળ વિના બીજા કશા તરફ નજર રાખતાં નથી. જે વિશ્વાસથી થયું નથી, તે કબૂલ કરવામાં આવશે નહિ. ખરૂં, પણ તે દાહાડે વાચાળનું આચરણ હલકું દેખાશે, એ બતાવવા સારૂ મેં એમ કહ્યું.

**વિશ્વા.**—એ પરથી મૂસાએ શુદ્ધ જાનવર સંબંધી કહ્યું, તે મને યાદ આવેછે,[1] એટલે કે તે ફાટેલી ખરીવાળું છે, તથા વાગોળેછે. તે એકલું ફાટેલી ખરીવાળું અથવા એકલું વાગોળનાર નથી. શશલું વાગોળેછે, પણ ફાટેલી ખરીવાળું નથી; માટે તે અશુદ્ધ છે. તે ઉપમા પરથી વાચાળનું જાણવું. તે વાગોળેછે એટલે જ્ઞાન ઇચ્છેછે; તે વાતને વાગોળેછે. પણ તેને ફાટેલી ખરી નથી, એટલે પાપીના માર્ગથી તે જૂદો રેહેતો નથી. જેમ શશલાના પગ કુતરા અથવા રીછના સરખા છે, તે અશુદ્ધ છે, તેમ વાચાળ પણ અશુદ્ધ છે.

**ખ્રીસ્તી**—મને સૂઝેછે કે તે શુભવર્ત્તમાનની વાતનો અર્થ તમે કહ્યો; ને હું બીજી વાત કહુંછું. કેટલાએક લોક જે બહુ બડબડીઆ છે, તેઓને પાઉલ શબ્દ કરનાર પિત્તળ તથા ખણખણતી ઝાંજ કેહેછે.[2] એટલે તેના બીજી જગ્યાએ સમજાવ્યા પ્રમાણે તેઓ શબ્દ કરનારા નિર્જીવ વસ્તુ છે.[3] એટલે શુભવર્ત્તમાનનો ખરો વિશ્વાસ તથા કૃપા વગરના છે, માટે તેઓના શબ્દ દેવ દૂતની વાણી જેવા હોય, તો પણ જીવનના છોકરાએ તેઓને સ્વર્ગરાજની વાતોમાં ગણશે નહિ.

**વિશ્વા.**—તેની સંગત પેહેલાં મને પસંદ આવી; હમણાં તે મને નાપસંદ લાગેછે. આપણે તેને શી તરેહ દૂર કરિયે?

**ખ્રીસ્તી**—મારી મસલહત લો, ને હું કહુંછું તે કરો. જો ઈશ્વર તેનું મન ફેરવે નહિ, તો તમને જલદી માલમ પડશે કે તમારી સંગત પણ તેને નાપસંદ છે.

**વિશ્વા**—મારે શું કરવું જોઇયે? એ બાબતમાં તમારો શો વિચાર છે?

**ખ્રીસ્તી**—તેની પાસે જઇને ધર્મના સામર્થ્ય સંબંધી ઠાવકાઇથી વાત કરો. તે તમારી વાત કબૂલ કર્યા વિના રેહવાનો નથી; ત્યારે તેને ખુલ્લું પૂછો કે "તમારા મનમાં, કે ઘરમાં, કે ચાલચલણમાં એ પ્રમાણે છે શું"?

ત્યારે વિશ્વાસુએ વાચાળની પાસે જઇને કહ્યું કે, ભાઈ, કેમ છે?

---

[1]—લેવી ૧૧. પુનર્નિ. ૧૪. [2]—૧ કરિં. ૧૩; ૧–૩. [3]—૧ કરિં. ૧૪; ૭.

વાચા.--સારૂ છે. મેં ધાર્યું હતું કે એટલામાં આપણી માહોમાહે ઘણી વાતચિત થઇ હોત.

વિશ્વા.—જો તમારી ખુશી હોય, તો અમણાં આપણે વાતચિત કરીશું. તમે મને કોઈ બાબતની વાત કાહાડવાનું કહ્યું હતું, તો સાંભળો. તારણ થાય ઇશ્વરની કૃપા જો કોઈ માણસના મનમાં હોય, તો તે શી રીતે જણાશે.

વાચા.—મને તો દેખાયછે કે વાતના સામર્થ્ય સંબંધી આપણે વાતચિત કરવી છે. વારૂ, આ સારો સવાલ છે, ને હું જવાબ દેવા રાજી છું. મારો જવાબ ટુંકામાં એ છે; પેહેલું, જો ઇશ્વરની કૃપા માણસના મનમાં હોય, તો તેથી માણસ પાપ પર ઘણી બૂમ પાડેછે. બીજું—

વિશ્વા.—સબૂર કરો, એ પેહેલી વાત સંબંધી આપણે વિચાર ચલાવિયે. મારા મનમાં આવેછે કે તમારે એવું કેહેવું બેહેતર છે, કે, ઇશ્વરની કૃપા મનમાં આવી, તો પાપ પર કંટાળો આવેછે, એ એક ચિન્હ છે.

વાચા.—પાપ પર બૂમ પાડવામાં તથા તેને કંટાળવામાં શો તફાવત છે ?

વિશ્વા.--ઓહો, બહુજ તફાવત છે લાભ થાય એ સારૂ કોઈ માણસ પાપ પર બૂમ પાડે, પણ તે પર કંટાળો આવે એ સારૂ ઇશ્વરથી ઉપજાવેલો દ્વેષ પાપ પર રાખવો જરૂર છે. મનમાં, ઘરમાં, તથા ચાલચલણમાં પાપ છતાં પણ તેના પર કંટાળો આવતો નથી, તેવા ઘણા લોકને પાપ પર, પ્રસિદ્ધ બૂમ પાડતા મેં સાંભળ્યા.[1] યુસફની શેઠાણીએ પતિવ્રતાની પેઠે ઘણી બૂમ પાડી, પણ જો થઇશકત તો તેની સાથે ખુશીથી ભુંડું કામ કરત. જેમ કોઇ મા પોતાના ખોળામાંની છોકરી પર એવી બૂમ પાડીને કેહેછે કે તું ફુઅડ તથા વુફાની છોકરી છે, ને તુરત છાતીએ ચાંપેછે ને તેને ખોકી દેછે, તે પ્રમાણે ઘણા લોક પાપ પર બૂમ પાડેછે.

વાચા.—તમે મને વાતમાં બાંધવા ચાહાછો એમ દેખાયછે.

વિશ્વા.—ના, હું એમ ચાહાતો નથી ; પણ આપણી વાત ઠીક ચાલે એ હું ચાહુંછું. તારણની કૃપા થયાના કામની બીજી શી સાબિતી છે તે કોહો.

વાચા.—બીજી સાબીતી એ, કે શુભવર્તમાનના ભેદનું ઘણું જ્ઞાન થાયછે.

વિશ્વા.—એ સાબિતી તમારે પેહેલી કેહેવી હતી, પણ પેહેલી કે છેલ્લી

---

[1] ઉત્પ. ૩૯; ૧૫.

કેહો, તોપણ તે ખોટીજ છે; કેમકે શુભવર્ત્તમાનના ભેદનું ઘણું જ્ઞાન હોય, તોપણ કૃપાનું કામ મનમાં હોય નહિ. હા, જો સંઘું જ્ઞાન કોઈ માણસને હોય, તોપણ તે નકામો હોય; ને જો નકામો હોય, તો તે ઇશ્વરનો છોકરો નથી.[1] જ્યારે ખ્રીસ્તે પૂછ્યું હતું, કે "એ સંઘું તમને માલમ છે?" ને શિષ્યોએ હા કહી, ત્યારે તેણે વળી કહ્યું, કે "તમે તે પાળશો તો તમને ધન્ય છે." તે સંબંધીના જ્ઞાન પામનારને તે ધન્ય કેહતો નથી, પણ તે પાળનારને ધન્ય કેહેછે; કેમકે એવું જ્ઞાન છે કે તે માણસે રાખ્યાછતાં પણ તે પ્રમાણે કરતો નથી, એટલે ધણીની ઇચ્છા જાણ્યાછતાં તે તે પ્રમાણે ચાલતો નથી. ઇશ્વરના દૂતોના જેવું માણસનું જ્ઞાન હોય, તોપણ ખ્રીસ્તી હોય નહિ. માટે તમારી બતાવેલી સાબિતી ઠીક નથી. વળી જાણવું, તે તો બડબડિયાને તથા ચાપવખાણીઆને પસંદ આવે છે, પણ ઇશ્વરને કરવુંજ પસંદ આવેછે. જ્ઞાન વિના મન સારૂં થઈ શકે નહિ, પણ તે વિના મન ખરાબ હોયછે. તો જણાયછે કે જ્ઞાન બે પ્રકારનાં છે, એટલે તે જ્ઞાન જે વસ્તુ સંબંધીજ વાતચિત કરવામાં આવેછે ને તે જ્ઞાન જે વિશ્વાસ તથા પ્રેમ સહિત છે; એથી માણસ ઇશ્વરની ઇચ્છા પ્રમાણે કરવા મનથી યત્ન કરેછે. પેહેલું જ્ઞાન બડબડિયાના કામમાં આવેછે, પણ બીજા જ્ઞાન વિના સાચો ખ્રીસ્તી સંતોષ પામતો નથી. "મને સમજણ આપ, ને હું તારૂં શાસ્ત્ર પાળીશ. હા, મારા આખા મનથી હું તે પાળીશ."[2]

વાચા.—તમે મને ફરી વાતમાં બાંધવા ચાહોછો, એથી ફાયદો થતો નથી.

વિશ્વા.—વારૂ, ખુશી હોય તો શી રીતે જાણ્યામાં આવેછે કે એ કૃપાનું કામ મનમાં છે, તેની બીજી સાબિતી બતાવો.

વાચા.—ના, હું નહિ બતાવું; કેમકે મને જણાયછે કે આપણા વિચાર એક મળશે નહિ.

વિશ્વા.—વારૂ, જો તમે બતાવતા નથી, તો મને બતાવવાની રજા આપો.

વાચા.—વારૂ, તમારી ખુશી.

• વિશ્વા—જેના મનમાં એ કૃપાનું કામ છે તે તેને તથા પાસેના લોકને જણાયછે; જેના મનમાં તે છે, તેને તો એમ જણાય છે કે હું પાપી છું એ તે જાણે છે. ખસુસ તેથી તેના સ્વભાવની અશુદ્ધતા તથા અવિશ્વાસીપણાનું પાપ જણાયછે, ને જો ઇસુ ખ્રીસ્ત પર વિશ્વાસ રાખીને હું ઈશ્વરની દયા પામું નહિ, તો

---

૧—૧. કરિં. ૧૩; ૨. ૨—ગીત ૧૧૯; ૩૪.

એ પાપને લીધે નરકની સજા મળશે એ પણ જણાય છે. એ સંબંધીના ગ્નાનથી તેના મનમાં પાપનો પસ્તાવો તથા પાપને લીધે શરમ ઉપજેછે. ૧ વળી દુનિયાનો તારનાર તેના મનરૂપી આંખને નજર આવેછે. જીવન પામવા સારૂ તે પર વિશ્વાસ રાખવાની તેને અગત જણાય છે, ત્યારે તે તેનો ભૂખ્યો તથા તરસ્યો થાય છે, ને એવા ભૂખ્યા વગેરેને વચન અપાયું છે. હવે તારનાર પર જેવો વિશવાસ તેવાં તેને આનંદ, સુખશાતા, પવિત્રાઈ પરનો પ્રેમ, તથા તારનારને અધિક જાણવાની ને તેની આ દુનિયામાં સેવા કરવાની ઈચ્છા થાયછે. હું કહુંછું, કે એજ રીતે કૃપાનું કામ તેને જણાય છે; તો પણ તે કૃપાનું કામ છે એ તે હમેશ જાણતો નથી. કારણ કે મનની દુષ્ટતા તથા વિરૂદ્ધ વિચારને લીધે એ સંબંધી તે ભૂલમાં પડેછે. માટે જેના મનમાં એ કામ છે તેને જો પાકો વિચાર ન હોય, તો તે છે એ તે નક્કી જાણી શકતો નથી. ૨

બીજાઓને તે કૃપાનું કામ એ રીતે જણાય છે, એટલે—

૧. ખ્રીસ્તપરના વિશ્વાસનો જે અનુભવ તેણે લીધો, તે,તે પ્રગટ કબૂલ કરેછે.

૨. તેના કબૂલ કીધા પ્રમાણે તેની ચાલ હોયછે, એટલે પવિત્ર ચાલ તથા દિલની શુદ્ધિ. ને જો તેને કુટુંબ હોય, તો તેને કુટુંબ શુદ્ધિ થવાથી, તથા દુનિયામાં પવિત્ર ચાલચલણથી તે જણાય છે, ને તેથી તેનાં પાપ પર, તથા પાપના કારણથી પોતા પર પણ, મનમાં ખટાજો આવે છે. ને કુટુંબમાંનાં પાપનો પરાજય થાય, ને દુનિયામાં પવિત્રાઈ ચાલે, તે વાસ્તે ઢોંગીઓની અથવા બડબડિયાઓની પેઠે એકલી વાતથી તે યત્ન કરતો નથી; પણ શાસ્ત્રને આધીન થઈને વિશ્વાસ તથા પ્રેમથી એવું કરવા તે યત્ન કરેછે. ૩ ને અમણાં સાહેબ, એ કૃપાના કામના ટુંકા વર્ણન સંબંધી, તથા કઈ રીતે તે જણાય છે, એ સંબંધી તમારે જો બાધ કાહાડવાનો હોય, તો કાહાડો, નહિ તો બીજા સવાલ મને પૂછવા દો.

બાચા.—ના, મારે બાધ કાહાડવો નથી, પણ સાંભળવું જોઈએ માટે બીજો સવાલ પૂછો.

---

૧—ગીત ૩૮; ૧૮. હેઝે. ૩૧; ૧૯. યોહા. ૧૬; ૮. રૂમી. ૭; ૨૪. માર્ક ૧૬; ૧૬. ગલા. ૨; ૧૬. પ્રક. ૧; ૬. ૨—યોહા. ૧૬; ૯. ગલા. ૨; ૧૫, ૧૬. પ્રેરિ. ૪; ૧૨. માત્થી ૫; ૬. પ્રક. ૨૧; ૬. ૩—અયુબ ૪૨; ૫, ૬. ગીત ૧; ૨૩. હેઝ. ૨૦; ૪૩. માત્થી ૫; ૮. યોહા. ૧૪; ૧૫. રૂમી. ૧૦; ૧૦. હેબ. ૩૬; ૨૫. ફિલ. ૧; ૨૭, તથા ૩; ૧૭.

વિશ્વા.—મારો સવાલ એ છે, કે આ વર્ણનના પેહેલા ભાગનો અનુભવ તમને થયો છે કે નહિ. એની સાબિતી તમારી ચાલચલણ ઉપરથી જણાયછે કે નહિ; અથવા એમ છે કે તમારો ધર્મ, વાતમાં તથા જીભમાં છતાં, કામમાં તથ ચાલચલણમાં નથી. એ બાબતનો જવાબ તમે દેવા ચાહો, તો જે સ્વર્ગનો ઈશ્વર ખરૂં જાણેછે, ને જે કેહેવાથી તમારૂં અંતઃકરણ તમને અપરાધી ન ઠેરવે, તે વિના બીજું કાંઈ કેહેતા ના. કેમકે જે પોતાનું વખાણ કરેછે તે પસંદ આવતું નથી, પણ જેનું ઈશ્વર વખાણ કરેછે તે પસંદ થાયછે. વળી કોઈ કેહે, કે હું આવો આવો છું, ને તેની વાતથી તથા તેના પડોશીઓથી તે જૂઠો જણાય તો તે મહા દુષ્ટ કામ કરેછે.

ત્યારે વાચાળ પેહેલાં જંખવાયો, પણ પછી હિમ્મત પકડીને તેણે એવો જવાબ દીધો, કે અમણાં તો અનુભવ તથા અંતઃકરણના ઠરાવ તથા ઈશ્વર સંબંધી તમે કહોછો, ને વાત ખરી જણાય માટે શાસ્ત્રની સાબિતી આપોછો. એવી વાત નીકળશે એ મારા ધાસ્તામાં નોહોતું, ને એવા સવાલનો જવાબ દેવા હું રાજી નથી. કેમકે જો તમે પરીક્ષા કરવી માથે લેતા ન હો, તો જવાબ આપવાની જરૂર નથી. ને જો લો છો, તો પણ તમારથી મારો ઠરાવ થાય એને હું હા નહિ કહું; પણ મને કહો, એવા સવાલ તમે કેમ પૂછ્યા?

વિશ્વા.—કારણ એ છે, કે તમે ઘણી વાત કેહેવાના હતા, ને ખ્યાલ ઉપરાંત તમારામાં કાંઈ બીજું છે, એ મને માલમ નોહોતું. વળી જો તમે સાચું પૂછો, તો મેં સાંભળ્યું છે કે તમારો ધર્મ વાતમાંજ છે. ને તમારા ચાલચલણ ઉપરથી, તમારા મ્હોંથી ધર્મીપણાનો દાવો જૂઠો જણાયછે. લોક કેહેછે કે ખ્રીસ્તીઓમાં તમે ડાઘરૂપ છો, ને તમારા દુષ્ટ ચાલચલણથી ધર્મ હલકો ગણાય છે. વળી તમારા દુષ્ટ કામથી કેટલાએક અમણાં પણ ઠોકર ખાધી, ને તેથી બીજાઓ પણ નાશ પામે એવા ભયમાં છે. તમારો ધર્મ, તથા પીઠું, લોભ, વ્યભિચાર, દુર્ભાષણ, જૂઠાપણું, દુઃસંગ વગેરે સાથે રહી શકેછે. જે કેહેવત છીનાળ સંબંધી ચાલેછે, કે "બધી સ્ત્રીઓને લાજ લગાડનાર છે," તે તમારા પર લાગેછે, એટલે તમે બધા ધર્મીઓને લાજ લગાડનારા છો.

વાચા.—તમે લોકની વાત જલદી માનીલોછો તથા વગર વિચારે ઠરાવ કરોછો, માટે હું જાણુંછું, કે તમે કોઈ તલબ મીજાજી અથવા નાખુશ સ્વભાવના

માણસ છો; ને કોઇ તમારી સાથે વાતચિત કરે એ લાયક તમે નથી, માટે, સાહેબ, સલામ.

ત્યારે ખ્રીસ્તીએ પોતાના ભાઈ પાસે આવીને કહ્યું, કે મેં તમને કહ્યું તે થયું કે નહિ? તમારૂં બોલવું તથા તેનો વિરાય એકઠાં મળી શકે નહિ. તેને પોતાની ચાલ શુધારવા કરતાં તમારી સંગત મૂકી દેવી એ સારૂં લાગેછે. મારા કહ્યા પ્રમાણે તે ગયો. વારૂ, ગયો તો ગયો. નુકસાન એકલું તેનેજ છે. હવે તેની પાસેથી આપણે જવું પડવાનું નથી, કેમકે જો તે એવોનો એવો આપણી સંગતમાં રેહેત, તો આપણા સાથમાં તે ડાગરૂપ થાત. વળી એક પ્રેરિતે એમ કહ્યું, કે "એવાઓથી પાછા હટો."

**વિશ્વા.**—આપણે તેની સાથે એટલી વાતચિત કીધી, માટે હું ખૂશ થયો, કદાસ એ સંબંધી તે ફરીથી વિચાર કરે. મેં તેને એવું ખુલ્લું કહ્યું માટે જો તેનો નાશ થાય તો મારે માથે નહિકહ્યાનો દોષ નથી.

**ખ્રીસ્તી**—તમે સારૂં કર્યું, કે તમે એવું ખુલ્લું કહ્યું, એવી સારી ચાલ અમણાં બહુ થોડી ચાલેછે; એજ કારણથી ઘણા લોકને ધર્મ પર કંટાળો આવેછે; કેમકે એવા બેવકુફ બડબડિયા જેઓનો ધર્મ માત્ર વાતમાંજ છે, ને જેઓની ચાલચલણ અપવિત્ર તથા વ્યર્થ છે, તેઓ ખરા ધર્મીઓની સાથે સંગત કરેછે, તેથી દુનિયાના લોક અચરત પામેછે, ને તેથી ખ્રીસ્તી ધર્મ પર ડાગ લાગેછે, ને સાચા લોક દલગીર થાયછે. હું ચાહુંછું કે સંધા લોક, તમારી પેઠે, એવાઓની સાથે ચાલે; તેથી તેઓની ચાલચલણ ખરા ધર્મ પ્રમાણે વર્ત્તી થતી જશે, અથવા તેઓથી સાચા લોકના સંગમાં રેહેવાશે નહિ.

> વાચાલનું જોયા પેહલાં, કેવું સારૂં ડોળ જણાય;
> પીછ ચડાવીને બીરાજે; મુખથી શાં શાં વાકય સુણાય.
>
> જાણે કે નિજ સામું સંપું હેઠળ પાડીને ચડનાર,
> તેની આગળ કોપણ માનવ કોઇ દાહડે તો નહિ નિભનાર.
>
> પણ, જો આત્મિક કૃત્ય વિષેની વિશ્વાસુ કોઇ કાહડે વાત,
> પૂનમ કેડે ચંદ્ર ઘટે જેમ, તે તો ઝંખાશે સાક્ષાત.
>
> આત્માનો અનુભવ નહિ જેમાં, તેનો એજ જણાશે ડોળ;
> પેહલાં તો દેખાય સુશોભિત, પછી જણાશે ઠાલો બોલ.

પછી રસ્તામાં જે જે તેઓએ જોયું હતું, તે સંબંધી વાત કરતા તેઓ ગયા. ને રાનમાં છતાં વાતચિત કરવાથી જે રસ્તો તેઓને લાંબો માલમ પડત તે સેહેલથી તેઓને નીકી ગયો.

## તેરમો અધ્યાય.

હવે તેઓ રાનને છેડે લગભગ પોહોંચ્યા ત્યારે વિશ્વાસુએ પાછા ફરીને જોયું, તો તેણે એકને પોતાની પછવાડે આવતો દીઠો. તેણે તેને ઓળખ્યો, ત્યારે વિશ્વાસુએ પોતાના ભાઇને કહ્યું કે જુઓ એ કોણ આવેછે. ખ્રીસ્તીએ પાછળ જોયું ને કહ્યું કે તે મારો સારો મિત્ર શુભવર્ત્તમાન-જણાવનાર છે. વિશ્વાસુએ કહ્યું કે તે મારો પણ સારો મિત્ર છે, કેમકે તેણે મને દરવાજાનો રસ્તો બતાવ્યો. હવે શુભવર્ત્તમાન-જણાવનાર તેઓની પાસે આવી પોહોંચ્યો, ને તેણે એમ કહ્યું કે—

શુભ.—ઓ મારા પરમ સ્નેહી, કુશળ રહો. તમને સહાય કરનારાઓને કુશળ થાઓ.

ખ્રીસ્તી.—શુભવર્ત્તમાન-જણાવનાર, તમે ભલે આવ્યા. તમને જોયાથી તમારી અસલ મેહેરબાની તથા મારા સર્વ કાળના કલ્યાણને સારૂ જે અથાક મેહે-નત તમે કીધી, તે મને યાદ આવેછે.

વિશ્વા.—ઓ વાહાલા શુભવર્ત્તમાન-જણાવનાર, તમારૂં આવવું હજાર દરજ્જે હું શુભ શુભ ગણુંછું. તમારી સંગત અમે બિચારા મુસાફરને કેવી ઇચ્છવા જોગ છે.

શુભવર્ત્તમાન જણાવનારે કહ્યું, કે ઓ મિત્રો, આપણે જૂદા પડયા તે દહાડાથી તમને શું થયું, એટલે તમને શું શું મળ્યું તથા તમે શી રીતે ચાલ્યા તે કહો.

ત્યારે ખ્રીસ્તીએ તથા વિશ્વાસુએ રસ્તે જે જે બન્યું હતું, ને તેઓ શી તરેહ તથા કેવા પરિશ્રમે ત્યાં નીકળી આવ્યા તે સંધું તેને કહ્યું.

શુભવર્ત્તમાન જણાવનારે તેઓને કહ્યું, કે હું ઘણો ખુસ થયો, તમે આપદામાં પડયા એ માટે નહિ, પણ એ સારૂ કે સહિસલામત આવ્યા. તમારી ચાલમાં ઘણી કસુર થઇ, તો પણ આજ સુધી ઠીક માર્ગે તમે ચાલ્યા આવ્યા.

હું કહુંછું, કે મારે વાસ્તે તથા તમારે વાસ્તે પણ હું આથી બહુ ખુસ થયો. મેં વાવ્યું, ને તમે લણ્યું; ને વાવનાર તથા લણનારા એકઠા થઇને હરખાશે એવો દહાડો આવેછે,[1] એટલે જો તમે સ્થિર રેહેશો, તો એવું થશે. કેમકે જો

---

૧—યોહાન. ૪; ૩૬.

તમારી હિમ્મત તૂટી જશે નહિ, તો ઠરાવેલ સમયે તેમ લણશો.[1] તાજ તમારી આગળ છે, ને તે અવિનાશી છે; માટે એવા દોડો, કે તમે તે પામો.[2] કેટલાએક એવા છે, કે તેઓ આ તાજ પામવા સારૂ નીકળેછે, ને તેની તરફ દૂર ગયા પછી તેઓની આગળ બીજો વધીને પેહેલાં લઈ જાયછે; માટે જે તમારી પાસેછે તે મજબૂત પકડી રાખો; ને કોઈ માણસને તમારો તાજ લઈ જવા ન દો.[3] તમે શેતાનથી ગોળીના ટપા કરતાં આઘા નથી. હજી સતાવનારાઓની સામા લોહી વેહે ત્યાં સુધી તમે લડાઈ કીધી નથી. રાજ હમેશ તમારી આગળ રેહે એવું કરો, ને જે અણદીઠ છે, તે પર દૃઢ વિશ્વાસ રાખો. આ સંસારની વાતને તમારા મનમાં પેસવા ન દો. ખશુશ તમારા મન પર તથા તેના વિશય પર સારી પેઠે નજર રાખો; કેમકે તે પરમ કપટી તથા પરમ દુષ્ટ છે. તમારાં મ્હો પથ્થર સરખાં રાખો. સ્વર્ગમાંનું તથા પૃથ્વીમાંનું સંધું સામર્થ તમારી તરફ છે.

ત્યારે ખ્રીસ્તીએ તેની શિખામણનો પાડ માનીને કહ્યું, કે બાકીને રસ્તે અમારી સહાય થાય એવી વાત અમને કહો. તેઓ જાણતા હતા' કે તે પેગંબર છે, ને જે જે અમને થશે, ને અમે તેને જે રીતે રોકી શકિયે ને તેનો પરાજય કરિયે, તે સંધું તે અમને કહી શકેછે. વિશ્વાસુએ તેની વાતની હા કહી, માટે શુભવર્તમાન-જણાવનારે નીચે લખ્યા પ્રમાણે કેહેવા માંડયું કે,—

મારા દિકરાઓ, શુભવર્તમાનની સત્ય વાતમાંથી તમે એવું સાંભળ્યું કે "ઘણા સંકટમાં થઈને તમારે સ્વર્ગના રાજમાં જવું પડશે." ને વળી "હરેક શેહેરમાં બંધનો તથા દુઃખ તમારી રાહ જૂએછે;" માટે કોઈ તરેહથી તેમાં પડયા વિના તમારે મુસાફરીમાં દૂર જવાની ઉમેદ રાખવી નહિ. એ વાત સત્ય છે. એની સાબિતી એટલામાંજ તમે જોઈ ચૂકયા, ને તુરત બીજી સાબિતી તમે જોશો. જુઓ, તમે આ રાનના છેડાની લગભગ આવી પોહોંચ્યા છો, માટે તમને આગળ જતાં એક શેહેર આવશે. તે તમારી નજરે જલદી પડશે, ને તે શેહેરમાં દુશ્મનો તમને ઘેરી લેશે, ને તમને મારી નાખવાનો ઘણો ઉદ્યોગ કરશે. તમે નિશ્ચે જાણો, કે જે વાત તમે પાળોછો, તેના સતની સાબિતીને સારૂ તમે બેમાંથી એકનું અથવા બેહુનું લોહી ત્યાં વેહેવડાવવામાં આવશે. પણ મોત સુધી તમે વિશ્વાસી રેહેજો, ને રાજા તમને જીવનનું તાજ આપશે. જે ત્યાં મરીજાય, તેનું અકાળમૃત્યુ થાય ને તેને દુઃખ કદાસ બહુ પડે,

---

૧—ગલા. ૬; ૯. ૨—૧ કરિં. ૯; ૨૪–૨૭. ૩—પ્રકટી. ૩; ૧૧.

તો પણ તેના સાથીના કરતાં તેની અવસ્થા સારી થશે; કારણ કે તે પેહેલાં સ્વર્ગી શેહેરમાં પોહોંચશે. ને વળી આગળ મુસાફરીમાં જે આપદા બીજાને પડશે, તેમાં તે પડશે નહિ. માટે જ્યારે તમે તે શેહેરમાં પોહોંચો ને મારી કહેલી વાત સંપૂર્ણ થાય, ત્યારે તમારા મિત્રને સંભારજો ને પુરૂષાર્થપણાએ ચાલજો; ને સારૂં કરતાં કરતાં રક્ષણ થવા સારૂ વિશ્વાસુ પેદા કરનાર ઈશ્વરને તમારો આત્મા સોંપજો.

પછી મેં સમણામાં જોયું, કે તેઓ રાનમાંથી વટયા, એટલે તેઓએ આગળ એક શેહેર જોયું. તેનું નામ વ્યર્થત્વ છે, ને તે શેહેરમાં રોજ બજાર ભરાયછે. તેનું વ્યર્થત્વ નામ પાડ્યું છે; એથી કે જે શેહેરમાં તે ભરાયછે તે વ્યર્થત્વ કરતાં પણ હલકું છે.૧ વળી જે તેમાં વેચાયછે, ને જે ત્યાં આવેછે, તે બધાં વ્યર્થત્વ છે. બુદ્ધિવાનના કહ્યા પ્રમાણે કે જે આવેછે, તે સંઘું વ્યર્થત્વ છે.૨ એ બજાર નવો બાંધેલો નથી, પણ અસલનો છે. હું તેનું આદિ કારણ બતાવુંછું.

આસરે પાંચ હજાર વર્ષ ઊપર, આ બે સાચા મુસાફર જેવા, મુસાફર લોક સ્વર્ગી શેહેર જતા હતા, ત્યારે બાલઝબુલે, અપાલિયને, સેનાએ, તથા તેઓના સાથીઓએ મુસાફરના શેહેરમાં જવાનો રસ્તો આ વ્યર્થત્વ શેહેરમાંથી છે એમ જોઈને, તેઓએ ત્યાં એક બજાર બાંધવાનું ઠેરવ્યું. એવો બજાર કે તેમાં બધી તરેહના વ્યર્થત્વ વેચાય, ને બારે માસ જારી રેહે માટે, એ બજારમાં ઘર, વળીફો, વેપાર જગા, આબરૂ, મરતબો, પદવી, દેશ, રાજ, વિષય, ખુશી તથા હરેક પ્રકારના ભોગ એટલે છીનાળવહુ, ધણી, છોકરાં, શેઠ, ચાકર, જીવ, લોહી, શરીર, આત્મા, રૂપું, સુનું, મોતી, જવાહેર વગેરે માલ વેચાયછે.

વળી એ બજારમાં હરેક વખતે હરેક પ્રકારની બાજીગરી, ઠગો, જુઆ, ખેલ, મૂર્ખ, વાંદરા, દગાબાજ, તથા ખંધા દેખાયછે.

ત્યાં પણ ચોરી, ખૂન, છીનાળું, જુઠા શાહેદ વગેરે જોવામાં આવેછે.

ને જે પ્રમાણે બીજા ન્હાના બજારોમાં ઓળો તથા રસ્તાઓ છે, ને જે વેચાયછે, તેથી તેઓનાં નામ પાડેલાં છે, તે પ્રમાણે એ બજારમાં પણ ઓળો

---

૧—ગીત ૬૨; ૯.
૨—મુસે. ૧૧; ૮. તથા ૧; ૨ થી તે ૧૪ સુધી. તથા ૨; ૧૧થી તે ૧૭ સુધી. યશા. ૪૦; ૧૭.

તથા રસ્તાઓ (એટલે દેશ તથા રાજ છે.) ને ત્યાં એ બજારના માલ સેહેલ મળેછે. ત્યાં અંગ્રેજી ઓલ, ફ્રાંસ ઓલ, ઈતાલી ઓલ, ઈસ્પાની ઓલ તથા જરમન ઓલ છે. ને ત્યાં ઘણી તરેહનાં વ્યર્થત્વ વેચાયછે, ને જેમ બીજા બજારમાં એક જાતનો માલ સહુથી ઉંચો છે, તેમ એ બજારમાં રોમનો માલ ઉંચો ગણાયછે; તો પણ અંગ્રેજને તથા કેટલાએક બીજા દેશના લોકને તે નાપસંદ લાગેછે.

હવે મેં કહ્યું કે સ્વર્ગી શેહેરમાં જવાનો રસ્તો એ મ્હોટા બજારવાળા શેહેરમાંથી છે; માટે તે શેહેરમાં જે જવા ચાહેછે, ને એ શેહેરમાં થઈને જતો નથી, તેને આ દુનિયામાંથી જવું જરૂર છે. ૧ રાજાઓનો રાજા હ્યાં હતો, ને પોતાના દેશમાં જતો હતો ત્યારે એ શેહેરના ભરચા બજારમાં થઈને ગયો. હું જાણુંછું, કે એ બજારના ધણી બાલઝબુલે પોતે તેને કહ્યું, કે મારૂં વ્યર્થત્વ ખરીદ કરો. ને જો તેણે શેહેરમાંથી જતાં બાલઝબુલને આદરમાન દીધું હોત, તો તે તેને બજારનો ધણી ઠેરવત. ને તે એવો આબરૂદાર માણસ હતો માટે બાલઝબુલ સઘળે રસ્તે તેને લઈ જઈને આખી દુનિયાનાં રાજ થોડી વખતમાં દેખડાવ્યાં. એ માટે કે કદાચ તે આશીર્વાદ દેનાર કેટલુંએક વ્યર્થત્વ ઓછે માગે, ને ખરીદ કરે. પણ એ માલ પર તેનું મન નોહોતું, તે માટે વ્યર્થત્વ સારૂ એક બદામ ખરચ્યાવિના તે શેહેરમાંથી ગયો. ૨ એ તો કદીમથી ચાલ્યો આવેલો બજાર છે, ને ઘણો મ્હોટો પણ છે.

હવે મેં કહ્યું કે એ મુસાફરોને તે બજારમાંથી જવું પડતું હતું, ને તેઓ જતાં બજારમાં પેઠાં એટલે બજારના સહુ લોકમાં ખળભળાટ થયો ને તેઓ સંબંધી આખા શેહેરમાં ગડબડાટ થયો તેનાં કારણ કેટલાંક હતાં.

૧. મુસાફરોનાં લુગડાં એ બજારના વેપારી લોકના લુગડાંથી જૂદી તરેહનાં હતાં. વાસ્તે બજારના લોક તેઓના પર ધારવા લાગ્યા. કેટલાએકે કહ્યું, કે તેઓ મૂર્ખ છે. બીજાઓએ કહ્યું કે તેઓ ઘેલા છે. ને કેટલાએકે કહ્યું કે તેઓ જંગલી માણસ છે. ૩

---

૧—૧. કરિ. ૫; ૧૦. ૨—માથી ૪; ૮–૧૦. લુક ૪; ૫–૮.
૩—અયુબ ૧૨; ૪. ૧. કરિ. ૪; ૯.

૨. જે પ્રમાણે તેઓનાં લૂગડાં જોઈને લોક અચરત પામ્યા, તે પ્રમાણે તેઓની ભાષા સાંભળીને પણ અચરત પામ્યા; કેમકે થોડાજ લોક તેઓની ભાષા સમજી શકતા હતા. તેઓ કનાની ભાષા બોલતા હતા, પણ એ બજારના લોક આ દુનિયાના લોક હતા, માટે બજારના એક છેડાથી બીજા છેડા સુધી ત્યાંના લોકે તથા મુસાફરોએ એક બીજાને પરદેશી ગણ્યા. ૧

૩. મુસાફર લોકે વેપારીનો માલ હલકો ગણ્યો, તેથી વેપારી લોક માહોમાહે તેઓ સંબંધી હસવા લાગ્યા. મુસાફરો તેઓના માલને જોતા પણ નોહોતા, ને જ્યારે લોકોએ કહ્યું, કે આવો, ખરીદ કરો, ત્યારે તેઓએ પોતાની આંગળી કાનમાં ઘાલીને બૂમ પાડી, કે અમારી આંખ વ્યર્થત્વ પરથી ફેરવ. ૨ ને તેઓએ ઉંચું જોઈને જણાવ્યું, કે અમારો વેપાર ધંધો સ્વર્ગમાં છે. ૩

એકે તેઓની ચાલચલણ જોઈને મશ્કરી કરતાં તેઓને પૂછ્યું, કે તમે શું ખરીદ કરશો? ને તેઓએ ઠાવકાઈથી તેની તરફ જોઈને કહ્યું, કે અમે સત ખરીદ કરિયેછિયે. ૪ એ ઉપરથી લોકો તેઓને વત્તા વખોડવા લાગ્યા. કેટલાએક મશ્કરી કરવા, કેટલાએક તાના મારવા, કેટલાએક તેઓની નિંદા કરવા, ને કેટલાએક તેઓને મારવા સારૂ બીજાઓને ઉશ્કેરવા લાગ્યા. આખરે એવો ગડબડાટ તથા ખળભલાટ થયો, કે આખો બજાર ઉલટપાલટ થઈગયો. હવે એ સંબંધીની ખબર બજારના ધણીને થઈ. માટે તે વેહેલો આવ્યો, ને જે લોકથી બજાર ઘણો ખરો ઉલટપાલટ થયો, તેઓની રજુઆત કરવા સારૂ, તેણે કેટલાએક વિશ્વાસુ મિત્રોને ઠેરવ્યા. પછી તે માણસને રજુઆત પર ઊભા રાખ્યા, ને રજુઆત કરનારાઓએ તેઓને પૂછ્યું, કે તમે ક્યાંથી આવ્યા, ને ક્યાં જાઓછો? ને એવાં નવીન તરેહનાં લૂગડાં પેહેરીને હ્યાં કેમ આવ્યા? તે માણસોએ તેઓને કહ્યું, કે અમે આ દુનિયામાં મુસાફર તથા પરદેશી છિયે, જે અમારા દેશમાં, એટલે સ્વર્ગી યરૂશાલેમમાં અમે જઈયેછિયે. ૫ ને શેહેરના લોકને અથવા વેપારી લોકને અમારો તિરસ્કાર કરવાનું ને અમારી મુસાફરીમાં હરકત કરવાનું આ વિના બીજું કાંઈ કારણ નોહોતું, કે જ્યારે એક જણે અમને

---

૧—૧. કરિ. ૨; ૭, ૮. ૨—ગીત ૧૧૯; ૩૭. ૩—ફિલી. ૩; ૨૦, ૨૧.
૪—દ્રષ્ટાં. ૨૩; ૨૩. ૫—હેબ્રી ૧૧; ૧૩—૧૬.

પૂછ્યું, કે તમે કાંઈ ખરીદ કરશો ? ત્યારે અમે કહ્યું, કે અમે તો સત ખરીદ કરિયે-છિયે. પણ જે લોકને રજુઆત કરવા સારૂ ઠરાવ્યા હતા તેઓએ જાણ્યું, કે તેઓ મૂર્ખ અથવા ઘેલા છે ; અથવા બજારમાં ગડબડાટ કરવા સારૂ આવ્યા છે. તેથી તેઓએ તેઓને લઈજઈને માર્યા, ને કાદવ તેઓના પર ચોપડ્યો, ને બજારના બધા લોક તેઓને જૂએ તે સારૂ તેઓને પાંજરામાં ઘાલ્યા, ને તેમાં ઘણીવાર સુધી તેઓને રાખ્યા ; ને લોક તેઓની ખુશી પ્રમાણે તેઓને હસ્યા ; તેઓને સતાવ્યા તથા તેઓ પર ખાર કાહાડ્યો. બજારનો ઉપરી તેઓને જે થયું તે જોઈને તેઓ પર હસતો હતો, પણ એ માણસોએ ધીરજ પકડીને નિંદાને બદલે નિંદા કીધી નહિ, પણ ઉલટો આશીર્વાદ દીધો. ને ગાળને બદલે મીઠી વાત કહી, ને અપકારને બદલે ઉપકાર કીધો. એ જોઈને બજારના કેટલાએક લોક જે બીજા કરતાં સારા વિચાર કરનારા તથા થોડો દ્વેષ કરતા, તેઓ બીજા ખરાબ તથા અતિશય તિરસ્કાર કરનારાને રોકવા તથા ઠપકો દેવા લાગ્યા. તેથી તેઓએ ગુસ્સે થઈને રોકનારને પણ એવી ગાળ દીધી, કે પાંજરામાંના લોક જેવા તમે પણ ખરાબ છો, ને તમે તેઓના સાથી દેખાઓછો, ને તેઓની સજાના તમે હિસ્સેદાર થશો. બીજાઓએ જવાબ દીધો, કે અમને દેખાયછે કે એ બે માણસ શાંત સ્વભાવના તથા એક માર્ગી છે, ને કોઈને નુકસાન કરવા તેઓ ચાહાતા નથી. વળી આ બજારમાં જેઓ વેપાર કરેછે તેઓમાંના કેટલાએક એ માણસોનો તિરસ્કાર કરેછે, માટે વત્તું લાયક છે કે તિરસ્કાર કરનારા પાંજરામાં નંખાય તથા ઢેડફજેતી ખમે. મુસાફરોએ દાનાઈથી તથા ડાહપણાઈથી લોકની સાથે સલુક રાખી ; પણ બીજા લોક ઘણી તકરાર કીધા પછી લડી પડ્યા, ને એક બીજાને નુકસાન કીધું. ત્યાર પછી એ બે માણસને રજુઆત કરનારની આગળ તેઓ ફરી લાવ્યા, ને તેઓ પર તોહોમત મૂક્યું, કે બજારમાં જે ગડબડાટ થઈ તે તેઓએ કીધી ; માટે તેઓએ તેઓને નિર્દય-પણાએ મારયા, ને તેઓને સાંકળે બાંધ્યા, ને તેઓની તરફથી કોઈ ન બોલે, ને તેઓની સંગત ન કરે, માટે, સંધા લોકને નમુનો થવા તથા ધાક લગાડવા સારૂ, તેઓને સાંકળે બાંધીને બજારમાં આમ તેમ ફેરવ્યા. પણ ખ્રીસ્તી તથા વિશ્વાસુ વત્તી દાનાઈથી ચાલ્યા ને લોકે જે ફજેતી તથા તિરસ્કાર કીધો, તે એવી નમ્રતાથી તથા ધીરજથી તેઓએ સહન કીધાં કે થોડાએક બજારના લોક તેઓની પક્ષે થયા. એ ઉપરથી બીજા લોક એવા ગુસ્સે થયા, કે એ બે માણસને મારીનાખ-

વાનું તેઓએ ઠેરવ્યું. તેઓ સંબંધી તેઓએ ધમકાવીને કહ્યું કે પાંજરામાં ઘાલવાની તથા સાંકળે બાંધવાની સજા તેઓને બસ નથી, પણ તેઓએ નુકશાન પોહોંચાડયું છે ને બજારના લોકને દગો કરયો છે, માટે તેઓ મોતની સજા લાયક છે.

પછી બીજો હુકમ થાય ત્યાં સુધી તેઓ પાંજરામાં રહે એવું ઠરાવ્યું, માટે પાંજરામાં ઘાલીને તેઓના પગ હેડમાં ઘાલ્યા.

ત્યાં તેઓના સારા મિત્ર શુભવર્ત્તમાન જણાવનારનું કેહેવું તેઓને યાદ આવ્યું, ને તેના ભવિષ્ય કેહેવાથી તેઓએ પોતાને માર્ગે ચાલવામાં તથા દુઃખ સેહેવામાં સ્થિર મન રાખ્યું, ને તેઓએ એક બીજાને એ રીતે દિલાસો દીધો, કે આપણા બેમાંથી જે પેહેલાં મારી નંખાય, તેની અવસ્થા વત્તી સારી થશે. ને એક એકે એવું મનમાં ચાહ્યું, કે એવું મને થાય તો સારૂં. પછી સર્વ પર રાજ કરનારનો જ્ઞાનપૂર્ણ ઠરાવ થાશે, એવું કહીને તેઓ શાંત થયા. ને તેઓ સંબંધી ઠરાવ થાય, ત્યાં સુધી સંતોષ રાખીને તેઓ રહ્યા.

ઠેરવેલો વખત આવ્યો ત્યારે તેઓની રજુઆત કરી, ને તેઓને મોતની સજા દેવા સારૂ તેઓને પોતાના દુશ્મનોની આગળ ઊભા રાખ્યા. ઇન્સાફ કરનારનું નામ ઉત્તમ-દ્વેષી રાખ્યું હતું. તેઓ પર તોહોમતનો સાર એક હતો, પણ જૂદી જૂદી રીતે બતાવાયો. તેની મતલબ એ હતી, કે તેઓ વેપારના વેરી તથા વેપારમાં હરકત કરનાર છે. વળી શેહેરમાં તેઓ હુલ્લડ મચાવેછે તથા ફૂટ પાડેછે. વળી તેઓના રાજાના ધારાને ઉલટું તેઓએ કેટલાએકને પોતાના નુકસાન પોહોંચાડનાર મતમાં ખેંચ્યા છે.

ત્યારે વિશ્વાસુ જવાબ દેવા લાગ્યો, કે જે સહુથી શ્રેષ્ટ છે તેની સામા જે થાયછે તેની સામાં હું થયો. વળી તેણે કહ્યું, કે હું શાંત સ્વભાવનો છું, ને મેં કાંઇ ગડબડ કીધી નથી. જે લોક અમારા પક્ષમાં આવ્યા, તેઓ અમારૂં સાચપણુ તથા નિરપરાધીપણું જોઈને આવ્યા, ને તેઓ ખરાબને મૂકીને સારાની તરફ આવ્યા. વળી જે રાજા સંબંધી તમે કહોછો, તે તો અમારા પ્રભુનો દુશ્મન બાલઝબુલ છે. માટે હું તેની તથા તેના સર્વ દૂતોની સામા થવાથી બીતો નથી.

ત્યારે જાહેર ખબર આપવામાં આવી, કે આપણા પ્રભુ રાજાની તરફથી દાદી ઉપર જે કોઇ કાંઇ કેહેવા ચાહે, તે તરત આવીને શાહેદી આપે. તેથી ત્રણ

શાહેદ એટલે અદેખાઈ, અતિભક્તિ, તથા ડહાપણડાહ્યો આવ્યા. ત્યારે એવો સવાલ પૂછ્યો, કે કચેરીમાંના દાદીને તમે ઓળખોછો કે નહિ? ને આપણા પ્રભુ રાજાની તરફથી તેના પર તમે શી શાહેદી આપોછો?

ત્યારે અદેખાઈએ ઊભા થઈને કહ્યું, કે સાહેબ, એ માણસને ઘણી મુદતથી હું ઓળખુંછું, ને સમ ખાઈને આ કચેરીમાં બેઠેલા આબરૂદારની આગળ હું શાહેદી આપુંછું કે—

ઈન્સાફ કરનારે કહ્યું, કે સબર કરો. તેને સમ ખવડાવો.

ત્યારે તેઓએ તેને શમ ખવાડયા. પછી તે કેહેવા લાગ્યો, કે સાહેબ, એ માણસનું નામ માત્ર સારૂં છે ખરૂં; તો પણ આપણા આખા દેશમાં એવો બીજો પાજી માણસ કોઈ નથી. તે રાજા અથવા પ્રજા પર, ધારા અથવા રીત પર ધ્યાન રાખતો નથી; પણ સર્વ લોક, તેની પેઠે રાજાને ઉલટો વિચાર રાખે, એ સારૂ તે જેમ બની શકે તેમ કરેછે. ને એવા વિચારને તે વિશ્વાસનું તથા પવિત્રાઈનું મૂલ ગણેછે. વિશેષ એક વાર મેં તેને એમ કેહેતાં સાંભળ્યો, કે ખ્રીસ્તી ધર્મ તથા આપણા વ્યર્થત્વ શેહેરના ધારા એક બીજાને ઉલટા છે, ને કોઈ રીતે મળી શકશે નહિ. સાહેબ, એવું કેહેવાથી આપણાં વખાણવા જોગ કામ જે છે તેનેજ કેવળ ખોટાં કેહેછે એવું નથી; પણ એ કામને લીધે આપણને પણ અપરાધી ગણેછે.

ત્યારે ઈન્સાફ કરનારે તેને કહ્યું કે, તમારે કાંઈ બીજું કહેવું છે?

અદેખાઈએ કહ્યું કે સાહેબ, મારે બીજું કેહેવાનું તો ઘણું છે; પણ કચેરીને તસ્દી ન પોહોંચે માટે હું કેહેતો નથી. પણ જ્યારે બીજા સાહેબો પોતાની શાહેદી પૂરી રેહેશે, ત્યારે તેના પર મોતની સજા ઠરાવવામાં બીજી શાહેદીનો ખપ પડશે, તો હું બીજું વત્તું જાહેર કરીશ. ત્યારે તેને રજા આપી.

પછી અતિભક્તિને તેઓએ બોલાવીને કહ્યું, કે કચેરીમાંના દાદીને જૂઓ. પછી તેઓએ પૂછ્યું કે આપણા પ્રભુ રાજાની તરફથી તમે તેના પર શી શાહેદી આપોછો? એમ કહીને તેઓએ તેને શમ ખવડાવ્યા, ને તેણે એમ કેહેવા માંડયું.

**અતિ**—સાહેબ, એ માણસની સાથે મારે ઘણું ઓળખાણ નથી, ને ઘણું ઓળખાણ કરવા હું ચાહાતો નથી; પણ એટલું હું જાણુંછું, કે એક દાહાડે આ શેહેરમાં તેની સાથે વાતચિત કર્‍યાથી મને માલમ પડયું, કે તે ખરો

દુઃખદેનાર એવો માણસ છે; કેમકે તેણે એવું કહ્યું, કે "તમારો ધર્મ કાંઇજ નથી, ને તેથી કોઈ માણસ પર ઇશ્વર પ્રસન્ન થશે નહિ." એવું કેહેવાથી શું નીકળેછે એ સાહેબ સારી પેઠે જાણોછો, એટલે આપણું ભજન વૃથા છે, ને આપણે પાપમાંજ રહિયેછિયે, ને અંતે આપણને નરકની સજા મળશે. મારે કેહેવાનું હતું તે એજ છે.

ત્યાર પછી ડાપણડાહ્યાને સમ ખવડાવીને પૂછયું, કે આપણા પ્રભુ રાજાની તરફથી કચેરીમાંના દાદી સંબંધી જે જાણતા હો તે કહો.

ડાપણ.—સાહેબો, એ સખસને ઘણી મુદતથી હું ઓળખુંછું, ને ન કેહેવા જોગ વાત તેના મ્હોથી મેં સાંભળી. તેણે આપણા મ્હોટા રાજા બાલઝબુલની નિંદા કીધી છે, ને તેના નામદાર મિત્રોનું એટલે જૂના માણસરાય, શરીરાનંદરાય, ઉપભોગીરાય, વૃથામાનેચ્છુરાય, વ્યભિચારરાય, લોભિયારાય તથા બીજા સંધા અમીરને તિરસ્કારની રીતે બોલ્યો. વળી તેણે કહ્યું છે, કે "જો સઘળા લોક મારા વિચાર પર હોત, તો આ અમીરમાંનો એક શેહેરમાં નહિ રહી શકત." વળી તેના ઠરાવેલા ઇન્સાફ કરનાર તમ સાહેબની પણ નિંદા કીધી, એટલે તેણે કહ્યું કે તમે અધર્મી તથા દુષ્ટ છો. ને બીજી ઘણી એવી નિંદાની વાત આપણા શેહેરના અમીરો પર પણ કહી.

ડાપણડાહ્યો એવી વાત કહી રહ્યા પછી, ઇન્સાફ કરનારે કચેરીમાંના દાદીને કહ્યું, કે ઓ ધર્મભ્રષ્ટ, કુમાર્ગી, દંગાખોર, તથા અસત્યવાદી, આ સાહેબોએ જે શાહેદી તારા પર પૂરી, તે તેં સાંભલી શું?

વિશ્વા.—જો આજ્ઞા હોય, તો થોડી વાત એના જવાબમાં કહું?

ઇન્સાફ કરનાર—અરે તું જીવવા લાયક નથી, ને એકદમ આ જગ્યામાં મોતની સજા પામવા જોગ છે; પણ સંધા લોક અમારી કૃપા તારા પર જૂએ, માટે અમારી આજ્ઞા છે કે તારે કેહેવું હોય તે કેહે.

વિશ્વા.— ૧. અદેખાઈજીની શાહેદીનો હું એવો જવાબ આપુંછું, કે મેં એટલી વાત માત્ર કહી કે જે ધારા, કે હુકમ, કે ચાલ, કે લોક, ઇશ્વરની વાતથી ઉલટા છે, તે સંધા ખ્રીસ્તી ધર્મને પણ પૂરા ઉલટા છે. જો એમાં મેં કાંઇ ખોટું કહ્યું હોય, તો મને બતાવો. હું હ્યાં તમારી આગળ મારી ચૂક કબૂલ કરીશ.

૨. અતિભક્તિએ મારા પર જે તોહોમત મુક્યું તે સંબંધીનો જવાબ એ છે, કે

મેં એટલુંજ માત્ર તેને કહ્યું, કે ઈશ્વરના ભજનમાં ઈશ્વરકૃત વિશ્વાસ રાખવાની જરૂર છે. પણ ઈશ્વરની ઈચ્છા પ્રગટ થયા વિના એવો વિશ્વાસ થઈ નહિ શકે. માટે ઈશ્વરની પ્રગટ થએલી ઈચ્છા પ્રમાણે જે નથી, તે જો કોઈ માણસ ભજનમાં લાવે, તો તે મનુષ્યકૃત વિશ્વાસથી લાવેછે ; ને એવો વિશ્વાસ સદાકાળનું જીવન પમાડવાના ઉપયોગમાં આવતો નથી.

૩. ડાપણડાયાની નિંદાના તોહોમતનો જવાબ મૂકીને બીજી વાતનો જવાબ દઉંછું, કે એ શેહેરનો રાજા તથા તેના સંધા સેવક લોકનું ટોળું, જેનાં નામ એ સાહેબોએ લીધાં, તેઓ આ શેહેરમાં તથા દેશમાં રેહેવા કરતાં નરકમાં રેહેવા લાયક છે. ઈશ્વર મારા પર દયા કરો.

પંચ સંધું સાંભળવા તથા જોવા સારૂ ઉભી રહી હતી. તેઓને ઈન્સાફ કરનારે કહ્યું, કે ઓ પંચના સાહેબો, જે માણસને લીધે આ શેહેરમાં એવું મ્હોટું હુલ્લડ થયું, તેને તમે જુઓછો. તેના પર જે શાહેદી આ નામદાર સાહેબોએ આપી, તે પણ તમે સાંભળી. તેનો જવાબ તથા જે તેણે કબુલ કીધું, તે પણ તમે સાંભળ્યું. અમણાં તેને ફાંસી દેવો કે બચાવવો, એ તમારા અખ્તિયારમાં છે. તોપણ આપણા નિયમશાસ્ત્ર સંબંધી તમને સમજાવવું મને જરૂર માલમ પડેછે.

આપણા રાજાના ચાકર મોટા ફારોઆના વખતમાં એક ધારો નીકળ્યો હતો, કે રખે આપણા ધર્મને ઉલટે માર્ગે ચાલનારનો વધારો થાય ને રખે તેઓ બળવાન થાય, માટે તેઓનાં છોકરાં નદીમાં નાખીદેવાં.[1] વળી રાજાના બીજા ચાકર, મહા નબુખદનેસરના વખતમાં બીજો ધારો નીકળ્યો હતો, કે મારી સુનાની મૂર્ત્તિને જે પગે લાગીને પૂજા કરશે નહિ, તેને બળતી ભઠ્ઠીમાં નાખવામાં આવશે.[2] વળી દાર્યુસના વખતમાં ધારો નીકળ્યો હતો, કે ફલાણા વખત સુધી જે કોઈ મારા વિના બીજા કોઈ દેવની પ્રાર્થના કરશે, તેને સિંહના કોતરમાં નાખીદેવામાં આવશે.[3] હવે આ દંગાખોરે એ ધારાઓના સારનું ઉલ્લંઘન કીધું. એકલા વિચારે કરીને નહિ (તે પણ સહન થવા જોગ નથી); ભાષણે તથા કૃત્યે કરીને પણ ઉલ્લંઘન કીધું, માટે તેને સજા કરવી અવશ્ય છે.

---

૧—નિર્ગ. ૧; ૨૨. ૨—દાની. ૩; ૬. ૩—દાની. ૬; ૭.

કાંઇ અપરાધ થયો નોહોતો, પણ અપરાધ થશે, એવો આભાસજ હતો, તે પરથી ફારૂને સદહુ ધારો કાડ્યો. પણ એ માણસમાં અપરાધ પ્રત્યક્ષ છે. બીજા તથા ત્રીજા ધારા સંબંધી વાત એ છે, કે તે આપણા ધર્મને ઉલટી તકરાર કરેછે; ને જે દંગાનો તેણે એકરાર કીધો તેને લીધે તે મોતની સજા પામવા જોગ છે.

ત્યારે પંચ વિચાર કરવા બાહાર ગયા. તેઓનાં નામ આંધળાજી, નઠારાજી, અંટસજી, કામપ્રિયજી, અનાચારજી, ઉતાવળાજી, અહંકારજી, અદેખાઇજી, જૂઠાજી, નિર્દયજી, પ્રકાશવૈરીજી તથા અખમજી હતાં. તે સંધાઓએ પોત પોતાની સંમતિ આપી, કે આપણે તેને ઇન્સાફ કરનારની આગળ અપરાધી કહેવો. પેહેલાં તેઓમાં આગેવાન આંધળાજીએ કહ્યું, કે મને સાફ માલમ પડેછે, કે એ માણસ કુમાર્ગી છે. નઠારાજીએ કહ્યું, કે એવા માણસને દુનિયામાંથી દૂર કરવો. અંટસજીએ કહ્યું, કે હા, તેને જોયાથી મને કંટાળો આવેછે. કામપ્રિયજીએ કહ્યું, કે તેનું હું સહન કરીશકતો નથી. અનાચારજીએ કહ્યું, કે હું પણ તેનું સહન કરી શકતો નથી; કેમકે મારી ચાલ તે હમેશ વખોડયા કરેછે. ઉતાવળાજીએ કહ્યું, કે તેને ફાંસી દો, ફાંસી. અહંકારજીએ કહ્યું, કે તે અધમ માણસ છે. અદેખાઇજીએ કહ્યું, કે મારૂં દિલ તે પર જોસ ખાયછે. જૂઠાજીએ કહ્યું, કે તે લુચ્ચો છે. નિર્દયજીએ કહ્યું, કે ફાંસી કરતાં પણ તે વત્તી સજા જોગ છે. પ્રકાશ-વૈરીજીએ કહ્યું, કે આપણે તેને જલદીથી મારીનાખિયે. અખમજીએ કહ્યું, કે જો કોઇ આખી દુનિયા મને આપે, તો પણ હું તેની સાથે મળી ચાલીશ નહિ, માટે તે મોતની સજા જોગ છે, એમ એકદમ આપણે જઇને કહિયે.

ને તે પ્રમાણે તેઓએ કીધું. માટે હુકમ થયો, કે જ્યાંથી તેને લાવ્યા, ત્યાં પાછો લઇ જાવો, ને કોઇ અતિ ક્રૂર ઉપાય શોધીને તેને મારીનાખવો.

એ માટે તેઓના ધારા પ્રમાણે તેને સજા દેવા સારૂ તેઓએ તેને બાહાર લઇ જઇને તેને ફટકા મારયા; પછી મુક્કીઓ મારી; પછી છુરીએ તેને જખમી કીધો; ત્યાર પછી પથ્થરે મારયો; પછી તરવારે તેને ભોકયો; ને અંતે થાંભલા સાથે બાંધીને તેને બાળી ભસ્મ કીધો. એ રીતે વિશ્વાસુનો અંત થયો.

હવે મેં જોયું કે લોકની પછવાડે એક વિમાન બે ઘોડાએ જોડેલું વિશ્વાસુને સારૂ વાટ જોતું ઊભું હતું. ને જેવારે તેના દુશ્મનોએ તેને મારીનાંખ્યો તેવારે તેને તેમાં બેસાડીને વાદળ માહેથી સ્વર્ગની ભાગળમાં ટુંકે રસ્તે તુરઇના શબ્દ

સાથે તેને લઈ ગયા. પણ દુશ્મને ખ્રીસ્તીને રેહેવા દીધો, ને પાછો પાંજરામાં મોકલ્યો, ને થોડીએક વાર સુધી તે ત્યાં રહ્યો, પણ જે સર્વોપરી રાજા છે તેના હાથમાં દુશ્મનોનો ક્રોધ હતો, ને તેણે એવું કીધું કે ખ્રીસ્તી બચ્યો ને ચાલ્યો ગયો, ને તેણે રસ્તે જતાં એમ ગાયું કે—

વિશ્વાસુ, વિશ્વાસ પરીને, જન વિશ્વાસ વિનાની સામે,
તેં વિશ્વાસ કબૂલ કરીને સત્ય જણાવ્યું છે આ ઠામે.

નાથતણું સુખ આગળ જે જે, કોલ કરીને માન્યું તેં તો
તેને તેજ કબૂલ કરયું છે. વાહવાહ! છે સાબાશ તને તો!

વાહવાહ! હવડાં નાથ સમીપે માન મહત્વ સનાતન ભાસે.
ધન્ય ત્રિધન્ય દિલાસો દેતાં, જુગ જુગની ગતિ અક્ષય થાશે.

જે સહુ તો વિશ્વાસ ન રાખી વ્યર્થ વિલાશ ચલાવી ચાલે,
તેઓ સર્વ કુપાલ કુબીને, કદી ન સત્યાનંદ નિહાળે.

સૂર ચલાવી કંઠ ચડાવો, પરમાનંદ કરી, વિશ્વાસી;
દેહતણો તો ઘાત થતાં પણ, જીવ બચ્યો, તું છે અવિનાશી.

## ચૌદમો અધ્યાય.

હવે સમણામાં મેં જોયું, કે ખ્રીસ્તી એકલો બાહાર ગયો એમ નહિ, પણ આશાવાન નામે એક માણસ તેની સાથે જવા લાગ્યો. તેણે દોસ્તી બાંધીને કહ્યું, કે હું તમારી સંગત કરીશ. તેણે ખ્રીસ્તી તથા વિશ્વાસુની દુઃખની અવસ્થામાં તેઓની વાત તથા ચાલ જોયાથી એમ કીધું. એ પ્રમાણે એક માણસ સતની શાહેદી થવા સારૂ મરણ પામ્યો, ને તેની છારમાંથી ખ્રીસ્તીનો સાથી થવા સારૂ એક માણસ નીકળ્યો. ઉમેદવારે પણ ખ્રીસ્તીને કહ્યું કે બજારના લોકોમાંના ઘણાએક થોડીવાર પછી આપણી પછવાડે આવશે.

મેં જોયું કે બજારથી તેઓ થોડે દૂર ગયા હતા ત્યારે તેઓ સ્વહિતશોધક નામે એક માણસને આવી મળ્યા. તેઓએ તેને કહ્યું કે, સાહેબ, તમે કહ્યા દેશના છો? ને આ રસ્તે તમે કયાં સુધી જવાના છો? તેણે જવાબ દીધો, કે હું મધુરભાષણ નામે શેહેરમાંથી આવુંછું ને સ્વર્ગી શેહેરમાં જાઉંછું, પણ તેણે પોતાનું નામ તેઓને કહ્યું નહિ.

**ખ્રીસ્તી**—મધુરભાષણથી ? શું તેમાં કાંઈ સારૂં છે ? ૧

**સ્વહિત**—હા. હું જાણુંછું, કે ત્યાં છે.

**ખ્રીસ્તી**—સાહેબ, હું કયે નામે તમને બોલાવું ?

**સ્વહિત**—આપણે એક બીજાને ઓળખતા નથી. જો તમે આ રસ્તે આવો, ને આપણે સાથે થઇયે, તો સારૂં. નહિ તો, તમારી ખુશી.

**ખ્રીસ્તી**—એ મધુરભાષણ શેહેર સંબંધી મેં સાંભળ્યું છે, કે તે પૈસાદાર શેહેર છે.

**સ્વહિત**—હા, એ વાત ખરી છે. ત્યાં ઘણાં દોલતમંદ મારાં સગાં રેહેછે.

**ખ્રીસ્તી**—આજ્ઞા હોય તો પૂછું. ત્યાં તમારાં સગાં કોણ છે ?

**સ્વહિત**—શેહેરમાંનાં ઘણાંખરાં મારાં સગાં છે. વિશેષ અસ્થિરરાય, સમયસૂચકરાય, મધુરભાષણરાય (એના ઘરડાઓનાં નામથી શેહેરનું નામ પડ્યું), ને ખુશામતજી, બે તરફ મ્હો રાખનારજી, હરેક વસ્તુજી. મારા બાપનો ભાઈ બેજીભજી, તે મારા મોહોલ્લામાં ઉપદેશ કરનાર હતા. ને સાચું પૂછો, તો હું ખાનદાન કુલીન ઘરનો થયો છું; પણ મારો દાદો એક ગમ જોઇને બીજી ગમ હલેસાં મારનાર ખલાસી હતો. ને મારી પાસે જે માલમીલકત છે, તેમાંનો ઘણો ખરો ભાગ તેજ કામ ચલાવ્યાથી મને મળ્યો છે.

**ખ્રીસ્તી**—તમે પરણેલા છો શું ?

**સ્વહિત**—હા. મારી વહુ ગુણવંતી છે, ને ગુણવંતીની દીકરી પણ છે. તે ઢોંગરાણીની દીકરી છે; તેથી જણાયછે કે તે બહુ પ્રતિષ્ઠિત કુટુંબની છે. તેની ચાલચલણ રાજાને તથા જંગલીને અનુકુલ આવે એવી છે. અમારા ધર્મમાં તથા પૂરા ધર્મીઓના ધર્મમાં થોડોએક તફાવત છે. પણ તે બે ન્હાની બાબતમાંજ છે. પેહેલી અમે પાણી તથા પવનના સામાં ચાલવાની મેહેનત કરતા નથી. બીજી જ્યારે ધર્મ રૂપાનો ચંપલ પેહેરીને ચાલેછે, ત્યારે અમે બહુ આતુર થઇયે છિયે; જો સુરજ પ્રકાશે ને લોક ધર્મનું વખાણ કરે, તો તેની સાથે રસ્તામાં ચાલવા અમે ઘણું ચાહિયે છિયે.

---

૧—દૃષ્ટાંત ૨૬; ૨૫.

ત્યારે ખ્રીસ્તીએ પોતાના સાથી ઉમેદવાર પાસે જઇને કહ્યું, કે મારા મનમાં આવેછે કે આ મધુરભાષણ શેહેરમાંનો સ્વહિતશોધક છે. જો એમ હોય, તો આપણી સંગતમાં એવો છે કે એના જેવો કપટી આ પ્રાંતમાં બીજો કોઈ નથી. ત્યારે આશાવાને કહ્યું કે તેને પૂછો, ને શરમાઇને પોતાનું નામ છાનું રાખે એ લાયક નથી. પછી ખ્રીસ્તીએ તેની પાસે ફરી જઇને કહ્યું કે, સાહેબ, આખી દુનિયા કરતાં જે કાંઇ વત્તું જાણેછે, તેના જેવી તમે વાતચિત કરોછો. જો હું ભૂલ નથી ખાતો, તો તમે કોણ છો, એ મને અટકળથી કાંઇએક જણાય છે. તમે મધુરભાષણ શેહેરમાંના સ્વહિતશોધક નથી શું?

**સ્વહિત.**—એ મારૂં નામ નથી; પણ જેને હું પસંદ આવતો નથી, તેઓએ એવી મારી અટક પાડી છે. જેમ મારા પેહેલાં, બીજા સારા લોકે સંતોષ રાખીને પોતાપર પાડેલી અટક સહન કીધી, તેમ મારે પણ આ અટક સહન કરવી પડેછે.

**ખ્રીસ્તી**—લોકે એવી અટક પાડી તેનું કારણ તમારી ચાલચલણ ઉપરથી તેઓને કાંઇ માલમ નહિ હોશે વારૂ?

**સ્વહિત.**—ના ના, લોકે મારી એવી અટક પાડી એનું એજ કારણ છે, કે જેવી લોકની ચાલ હતી, તે પ્રમાણે ચાલવું હમેશ મને સારૂં લાગતું, તેથી સંજોગે મને લાભ થયો. પણ જો એ રીતે લોક મારી અપકીર્ત્તિ કરે, તો હું તે ધન્ય ગણીશ; પણ એ માટે દ્વેષીએ મારી નિંદા ન કરવી.

**ખ્રીસ્તી.**—મેં ધારચું, કે જે માણસ સંબંધી મેં સાંભળ્યું હતું, તે તમેજ છો. ને જો સાચું પૂછો તો હું કહુંછું, કે તમને એ નામ અમે નાલાયક ગણીએ એવી તમારી ઇચ્છા છતાં અમે તેને લાયક ગણિયે છિયે.

**સ્વહિત.**—વારૂ, જો તમો એમ વિચારશો, તો હું લાચાર છું. પણ જો તમે મને તમારી સંગતમાં કબૂલ કરશો, તો સારી રીતે તમારી સંગતમાં ચાલીશ.

**ખ્રીસ્તી**—જો તમે અમારી સાથે આવશો, તો પવન તથા પાણીની સામા તમારે જવું પડશે. પણ હું જાણુંછું, કે તે તમારા વિચારને પ્રતિકુલ છે. વળી જ્યારે ધર્મ રૂપાનાં ચંપલ પેહેરેલા હોય ત્યારેજ નહિ, પણ જ્યારે તે ફાટાંતુટાં લૂગડાં પેહેરેલા હોય ત્યારે તેને કબૂલ કરવો જોઇએ. તે વખણાતો વખણાતો રસ્તામાં ચાલેછે ત્યારેજ નહિ, પણ જ્યારે તે બેડીએ જડાએલો હોય ત્યારે પણ તેની સાથે રેહેવું પડશે.

સ્વહિત.—તમે મારા પર ધણીપણું ન કરો, ને મારા વિશ્વાસ પર અખ્તિયાર ન ચલાવો; પણ મને સ્વતંત્રપણામાં રહી તમારી સાથે આવવા દો.

ખ્રીસ્તી—જો અમારી પેઠે ચાલો, તો આવો. નહિ તો અમારી સાથે આગળ એક ડગલું ભરવું નહિ.

ત્યારે સ્વહિતશોધકે કહ્યું, મારી અસલ મૂળ નિષ્ટા નિર્દોષ તથા ગુણકારી છે, ને તેને હું કદી મૂકીશ નહિ. જો હું તમારી સાથે ન આવું, તો મારી સંગત પસંદ આવે એવો કોઈ બીજો મને મળે ત્યાં સુધી જેમ તમારા આવવા પેહેલાં હું એકલો જતો હતો તેમ હું જઈશ.

હવે સમણામાં મેં જોયું, કે ખ્રીસ્તી તથા આશાવાન તેને મૂકીને આગળ ચાલ્યા. પછી તે બેમાંથી એકે પાછળ ફરીને જોયું. ત્યારે સ્વહિતશોધકની પછવાડે ત્રણ માણસ આવતા જોયા. તેઓ તેની પાસે આવી પોહોંચ્યા ત્યારે તેણે નમીને સલામ કીધી, ને તેઓએ તેને પણ સલામ કીધી. તેઓનાં નામ સંસારગ્રહણજી, લક્ષ્મીપ્રિયજી, તથા કંજુસજી હતાં. તેઓ સ્વહિતશોધકના અસલના ઓળખીતા હતા; કેમકે ન્હાનપણમાં તેઓ એક નિશાળના સાથી હતા. સ્વાર્થસિદ્ધજી પાસે તેઓ શીખતા હતા. તે ઉત્તરના લાભ નામે પ્રાંતના પ્રાપ્તિપ્રિય બજારવાળા શેહેરમાં શીખવતા હતા. તેઓને જોરથી, ઠગાઈથી, ખુશામતથી, જૂઠાઈથી, અથવા ધર્મનો વેશ લેવાથી, દ્રવ્ય કમાવું એવો હુન્નર એ મેહેતાજીએ શીખવ્યો. ને એ ચાર સાહેબો પોતાના શીખવનારનો હુન્નર એવો શીખ્યા કે એક એક પોતે એવી નિશાળ ચલાવી શકે.

તેઓ એક બીજાને સલામ કરયા પછી લક્ષ્મીપ્રિયજીએ ખ્રીસ્તી તથા ઉમેદવારને જોઈને સ્વહિતશોધકને પૂછયું, કે એ આગળ રસ્તે કોણ જાયછે?

• સ્વહિત—તેઓ દૂર દેશના માણસ છે, ને પોતાના ખ્યાલ પ્રમાણે મુસાફરી કરતા જાયછે.

લક્ષ્મી.—હાય હાય! જો તેઓ થોભ્યાં ઠરયા હોત, તો કેવું સારૂં થાત, કે આપણે તેઓની સારી સંગત મળત; કેમકે હું જાણુંછું, કે તેઓ, સાહેબ, ને આપણ બધા મુસાફરીએ જઈયે છિયે.

**સ્વહિત**.—હા, એ ખરૂં છે; પણ આગળ જનાર માણસ એવા સખત છે, ને પોતાના મત એવા સારા ગણેછે, ને બીજાના વિચારને એવા હલકા ગણેછે, કે કોઈ ગમે તેવો ધર્મી હોય, તો પણ સંધી બાબતમાં તે તેઓને અનુકૂલ ન હોય, તો તેઓ પોતાના સંગાતમાંથી તેને કાહાડી મૂકેછે.

**કંજુસ**—એવું કરવું ખોટું છે, પણ અમે કેટલાએક સંબંધી વાંચ્યું છે, કે તેઓ અતિશય ધર્મી છે, ને તેઓ સખતપણાથી પોતાને પવિત્ર, પણ બીજા સંધાઓને અપરાધી ઠેરવેછે. પણ કહો તમારામાં તથા તેઓમાં શી બાબતનો તથા કેટલો તફાવત પડચો.

**સ્વહિત**.—તેઓ પોતાના ઉતાવળાપણાએ જાણેછે કે હરેક તરેહની મોસમમાં મુસાફરી કરવી જરૂર છે, પણ પવન તથા પાણી અનુકૂલ આવે ત્યાં સુધી મને સબુર કરવી ગમેછે. તેઓ ઈશ્વરને માટે પોતાનો જીવ એકદમ જોખમમાં નાખવા ચાહેછે; પણ મારો જીવ તથા મારી માલમિલકત બચાવવા સારૂ હું તતપર રહુંછું. વળી સંધા લોક તેઓના મતને ઉલટા હોય તો પણ તેઓ પોતાનો મત પકડી રાખવા ચાહેછે; પણ સમે જોઈને દેહરખો ધર્મ મને પસંદ આવેછે. જ્યારે ધર્મ ફાટાંતૂટાં લૂગડાં પેહેરેલો હોય, ને તિરસ્કાર પામેલો હોય, ત્યારે તેઓ ધર્મની તરફના છે; પણ રૂપાના ચંપળ પેહેરેલો ને સુરજના પ્રકાશમાં વખણાતો ચાલેછે ત્યારેજ હું તેની તરફનો છું.

**સંસાર સંગ્રહણજી**—સબુર કરો, સ્વહિતશોધક સાહેબ, જો કોઈને પોતાની પાસેનું રાખવાને કાંઈ હરકત ન પડચા છતાં તેને ખોઈનાખે, તો હું તેને મૂર્ખ ગણુંછું. આપણે સાપના જેવા ચતુર થવું. તડકાની વખત ઘાસ એકઠું કરવું સારૂં છે. તમે જૂઓછો, કે મધમાખ આખા શિયાળામાં બેસી રેહેછે ને જ્યારે લાભ ખુશીની સાથે મળે ત્યારે ફરેછે. ઈશ્વર કોઈ વાર વર્ષાદ વર્ષાવેછે ને કોઈવાર તડકો પાડેછે. જો તેઓ બેવકુફીથી વર્ષાદમાં જાય તો જાય, પણ અમે તો સારી મોસમમાંજ જઈશું. જે ધર્મ પાળવામાં ઈશ્વરની સારી આપેલી વસ્તુ સચવાય તેજ ધર્મ મને ગમેછે. કેમકે જે બુદ્ધિએ વિચાર કરેછે તે જાણેછે, કે આ દુનિયાની જે સારી વસ્તુ ઈશ્વર આપેછે, તે આપણે સાચવી રાખિયે એ તેને પસંદ લાગેછે. ઈબ્રાહીમ તથા સુલેમાન ધર્મ પાળતાં પાળતાં દોલતવાન થયા,

ને અપુષ એમ કેહેછે, કે "સારૂં માણસ ધૂળની પેઠે રૂંનું એકઠું કરશે." પણ જો આગળ જનાર લોક તમારા કહ્યા પ્રમાણે હોય, તો તેઓ તે મોટા માણસની પેઠે વર્ત્તનાર નથી.

**કંજુસ**—હું જાણુંછું કે એ બાબતમાં આપણા સંઘાના વિચાર એકજ છે, માટે એ સંબંધી વત્તું બોલવાની જરૂર નથી.

**લક્ષ્મી**—ના, એ બાબતમાં બીજું કાંઈ બોલવાની જરૂર નથી ખરી; કેમકે ધર્મશાસ્ત્ર તથા બુદ્ધિને જે માનતો નથી (ને તમે જૂવોછો કે તે બેહુ આપણે પક્ષે છે), તે પોતાનું સ્વાધીનપણું જાણતો નથી, ને પોતાનું કલ્યાણ શોધતો નથી.

**સ્વહિત**—ભાઈઓ, તમે જૂવોછો, કે આપણે મુસાફરી કરિયેછિયે, ને આપણાં મન ભૂંડાઈની તરફ ન ફરે માટે જો કહો, તો એક સવાલ પૂછું?

કોઈ માણસ ઉપદેશ કરનાર કે ધંધાર્થી હોય, ને ધર્મની કેટલીએક બાબત સંબંધી ચિંતા રાખતો નહિ હોય, પણ પછી તેને જાણવામાં આવે કે ધર્મ બાબત બહુ ચિંતા દેખાડવાથીજ મને સંસારની સારી વસ્તુ મળે; એમ થયા અથવા દેખાયા વિના મળે નહિ. હવે જો ધન પામવા સારૂ તે ધર્મનો વેશ લે, તો તે ખરેખરો સાચો માણસ કેહેવાય નહિ શું?

**લક્ષ્મી**.—તમારા આ પૂછ્યાનો મર્મ મારા જાણ્યામાં છે; ને જો તમ સાહેબો મને રજા આપો, તો હું તમને જવાબ દઉં. હવે, પેહેલાં, ઉપદેશ કરનાર સંબંધી તમારા સવાલનો જવાબ હું દઉંછું. તે ઉપદેશ કરનાર ભલ્લું માણસ હોય, પણ તેના કામથી તેને થોડી કમાઈ થતી હોય. તે કરતાં સારી કમાઇની મોટી જગ્યા માલમ પડે, પણ તે જગ્યા પામવા સારૂ પેહેલાં કરતાં તેને વત્તો અભ્યાસ કરવો પડે; ખરૂ દિલ રાખીને ઉપદેશ કરવો પડે; ને તેના સાંભળનારાની ઇચ્છા પ્રમાણે ધર્મીત્વ વિષે પોતાની મૂળ નિષ્ઠા જે હતી તેમાં કાંઈ ફેરફાર કરવો પડે. હવે જો કોઈ માણસ એ પ્રમાણે કરે, ને એ કરતાં એવું ઘણું બીજું કરે, તો પણ તે માણસ સત્યધારી ન કેહેવાય, એનું કાંઈ કારણ મને માલમ પડતું નથી; કેમકે—

૧. મોટી કમાઇની જગ્યા પામવાની ઇચ્છા રાખવી લાયક છે, એમાં કાંઈ શક નથી; કેમકે ઇશ્વરના કરવાથી તે મળે એવું થાયછે. માટે જો તે મળે તો લેવું, ને એવું કરતાં મનમાં સંકલ્પવિકલ્પ કરવો નહિ.

૨. વળી તેવી જગ્યા પામવાની આશાએ તે ઉપદેશક વત્તો અભ્યાસ કરેછે, ને વત્તું દિલ રાખીને બોધ કર્યા કરેછે, એથી તે વત્તો સુધરતો જાયછે, તેની બુદ્ધિ અધિક વિશાળ થાયછે, ને બીજાને તે વત્તું શિખવી શકેછે; એ સંધું તો ઇશ્વરની ઇચ્છા પ્રમાણે છે.

૩. વળી તે પોતાનું સાંભળનારાઓની ઇચ્છા જાણીને, પોતાની મૂળ નિષ્ઠાનું કાંઈ મૂકીદેછે, એથી જણાયછે, કે ૧) તે સ્વેચ્છાદમન કરનાર એવો છે. ૨) તેની ચાલ ખૂશ કરનારી તથા મોહ પમાડનારી છે. ૩) તેથી તે ઉપદેશ કરવાના કામને વત્તો લાયક થાયછે.

૪. તો એ સંબંધી મને જણાયછે, કે જે ઉપદેશક ન્હાની કમાઇની જગ્યા મૂકીને મ્હોટી કમાઇની લેછે, તે તો લોભી કેહેવાય નહિ. પણ એવું કરવાથી તેની બુદ્ધિ વત્તી થતી જાયછે તથા તેનો અભ્યાસ વધતો જાયછે, માટે તેને પોતાનું કામ સારૂં ચલાવનાર તથા તક પર લોકનું સારૂં કરનાર ગણવો.

વળી ધંધાથી સંબંધી જે સવાલ તમે પૂછયો, તેનો જવાબ હું દઉંછું, કે તેને કાંઇ વેપાર હોય પણ તેમાં નફો થોડો હોય. હવે જો ધર્મનો દેખાવ દેખાડવાથી તેને વત્તો નફો મળે, એટલે દોલતવાનના ઘરમાં વહુ મળે, અથવા ઘણા સારા ઘરાક મેળવે, તો એ કરવું નાલાયક છે એવું કેહવાનું કારણ મને માલમ પડતું નથી.

કારણ ૧. ગમે તેવી રીતે માણસે ધર્મી થવું એ સારૂં છે.

૨. દોલતવાનની સાથે સગાઈ કરવી, તથા સારાં ઘરાક મેળવવાં નાદુરસ્ત નથી.

૩. વળી ધર્મી દેખાયાથી જેને એ બધું પ્રાપ્ત થાયછે તે પોતે ગુણવાન થયો, માટે સદ્‌ગુણીમાં જે સારૂં છે તે પામેછે. તેને સારી વહુ, સારા ઘરાક, તથા સારી કમાઈ ધર્મી થવાથી પ્રાપ્ત થાયછે, ને ધર્મી થવું એ પણ સારૂં છે. માટે એ સંધું પામવા સારૂ ધર્મનો દેખાવ દેખાડવો એ સારૂં તથા ગુણકારી છે.

એ સ્વહિતશોધક સાહેબના સવાલનો જવાબ જે લક્ષ્મીપ્રિય સાહેબે આપ્યો, તે સહુએ બહુ વખાણ્યો. તેઓનો વિચાર એવો ઠર્યો, કે એવું કરવું લાયક તથા ગુણકારી છે. તેઓ જાણતા કે કોઈ એને ઉલટું કહી શકે નહિ. ખ્રીસ્તી તથા આશાવાન પોકારનારનો ઘાંટો સાંભળી શકે, એટલે દૂર હતા. હવે તેઓએ પેહેલાં સ્વહિતશોધકને ઉલટું કહ્યું હતું, માટે પેલા ચાર જણાએ માહોમાહે ઠેરવ્યું, કે આપણે તેઓની પાસે જઇને તે સવાલ પૂછિયે. પછી તેઓએ હાંક મારી, ને એ લોક તેઓની પાસે જઈ પોહોંચે, ત્યાં સુધી તેઓ

ઊભા રહ્યા. તેઓએ જતાં જતાં ઠેરવ્યું, કે સ્વહિતશોધકે તે સવાલ પૂછવો નહિ, પણ સંસારગ્રહણ સાહેબે પૂછવો; કારણ કે તેઓ જાણતા હતા કે સ્વહિતશોધક સાથે વાત કરતાં તેઓ ગરમ થયા હતા, માટે જો એ પૂછે તો જોશ ફરી ઉભરાતો આવે.

હવે તેઓ તેઓની પાસે જઈ પોહોંચ્યા, ને સલામ કર્યા પછી, સંસારગ્રહણ સાહેબે ખ્રીસ્તીને તથા તેના સાથીને એ સવાલ પૂછયો, કે જો એનો જવાબ દઈશકાય તો દો.

ત્યારે ખ્રીસ્તીએ કહ્યું, કે ધર્મ સંબંધી જે બાળક જેવો છે, તે એવા દસહજાર સવાલનો જવાબ દઈ શકેછે; કેમકે જો રોટલી પામવા સારૂ ખ્રીસ્તની પછવાડે જવું લાયક નથી,૧ તો સંસારનું પામીને તેનો ઉપભોગકરવા સારૂ ધર્મીનો વેશ લેવો, એ કેવું કંટાળવા જોગ છે. ને મૂર્ત્તિ પૂજનારાઓ, ઢોંગીઓ,શેતાનના લોક તથા જાદુગરો વિના બીજો કોઈ એવો મત માનતો નથી

૧. મૂર્ત્તિ પૂજનાર; કેમકે જ્યારે અમોરે તથા શીકેમે યાકૂબની દીકરી તથા એના ઢોર પામવા ચાહ્યાં, ને તેઓએ જોયું, કે આપણી સુંનત થયા વિના તેઓ મળે નહિ, ત્યારે તેઓએ પોતાના સાથીને કહ્યું, કે "જેમ તેઓની સુંનત થાયછે, તેમ આપણા હરેક નરની સુંનત થાય, તો તેઓનાં ઢોર તથા માલ તથા હરેક જાનવર આપણાં થશે નહિ શું?" તેઓએ તેની દીકરી તથા તેનાં ઢોર પામવા ચાહ્યાં, ને તે પામવાની ઈચ્છા રાખીને, તેના ધર્મનો વેશ લેવાનો ઉપાય કીધો. કેવું માઠું પરિણામ થયું તેનું સંધું વૃત્તાંત વાંચી જોજો.૨

૨. ઢોંગી ફરોશીઓ પણ એવા ધર્મના હતા; કેવળ લાંબી પ્રાર્થનાનું બાહાનું તેઓ દેખાડતા, પણ વિધવા આદિ અનાથોનાં ઘર લૂટી લેવાનો ઈરાદો રાખતા; પણ ઈશ્વરે તેઓ પર વત્તી સજા ઠરાવી. ૩

૩. શેતાની યહુદા પણ એવા ધર્મનો હતો. તે કોથળી પામવા સારૂ ધર્મી થયો, કે જે તેમાં ભરેલું હતું, તે તેના હાથમાં આવે. પણ તે હાનીને તથા ત્યાગને લાયક થયો, ને તેનું સત્યાનાશ થયું.

૪. શીમોન જાદુગર પણ એવા ધર્મનો હતો; કેમકે તેણે પૈસા મેળવવા સારૂ પવિત્ર આત્મા પામવા ચાહ્યું. તે કેવી સજા લાયક હતો, તે પિતરે સ્પષ્ટ કહી દીધું. ૪

---

૧—યહોન ૬; ૨૬. ૨—ઉત્પ. ૩૪; ૨૦–૨૪. ૩—લુક ૨૦; ૪૬–૪૭. ૪—પ્રેરિ. ૮; ૧૯–૨૨.

૫. વળી મારા મનમાં આ વિચાર જાથુ રેહેછે, કે જે માણસ સંસાર પામવા સારૂ ધર્મને સ્વીકારે, તે તો તેજ કારણને લીધે ધર્મનો ત્યાગ પણ કરે; જેમકે યહુદાએ ધનને સારૂ ધર્મને માનીને, પછી, ધનને સારૂ પોતાના ધર્મને તથા ધણીને પણ વેચી માર્યો. માટે તમારી પેઠે એ સવાલના જવાબમાં હા કેહેવી ને એવો જવાબ સાચો માનવો, એ તો મૂર્ત્તિપૂજન કરનારનું તથા ઢોંગીઓનું તથા શેતાનીનું કામ છે; તમારાં કામ પ્રમાણે તમને ફળ મળશે.

ત્યારે તેઓ એક બીજાની તરફ જોવા લાગ્યા, ને તેઓને કાંઈ જવાબ દેવા સૂઝયો નહિ. આશાવાનને પણ ખ્રીસ્તીનો જવાબ ઠીક લાગ્યો. માટે સંધા ચૂપ રહ્યા, ને સ્વહિતશોધક સાહેબ તથા તેના સાથીઓ ધીમે ધીમે ચાલવા લાગ્યા, કે ખ્રીસ્તી તથા આશાવાન આગળ જઈ શકે. ત્યારે ખ્રીસ્તીએ પોતાના સાથીને કહ્યું, કે જો એ લોક માણસનાં શબ્દ આગળ નમી શકતા નથી, તો ઈશ્વરનાં શબ્દ આગળ કેમ નમી શકશે. જો મટોડીનાં વાસણની સામાં તેઓ બંધ પડેછે, તો નાશકારક આગના ભભુકા તેઓને ધમકાવે ત્યારે તેઓ શું કરી શકશે.

પછી ખ્રીસ્તી તથા આશાવાન ફરી તેઓને મૂકીને આગળ ચાલ્યા, ને વિશ્રામ નામે સુંદર મેદાનમાં તેઓ જલદી જઈ પોહોંચ્યા, ને ત્યાં આનંદે ચાલ્યા ગયા. પણ તે મેદાન સાંકડું હતું, માટે તેઓ વેહેલા નીકળી આવ્યા* હવે તે મેદાનને છેડે લાભ નામે એક ન્હાનો ડુંગર હતો, ને તે ડુંગરમાં રૂપાની ખાણ હતી. જે લોક તે રસ્તે આગળ ગયા હતા, તેઓમાંના કેટલાએક તે દુર્લભ વસ્તુ જોવા સારૂ રસ્તો મૂકીને ગયા. પણ તે ખાણના મ્હો પર પોહોંચ્યા, એટલે તે જમીન સખત માલમ પડયા છતાં પણ ધસીપડી, ને તેથી તેઓનો નાશ થયો. ને કેટલાએકને ત્યાં એવું તો વાગ્યું કે જીવતા સુધી તેઓ સમા થયા નહિ.

ત્યારે મેં સમણામાં જોયું, કે રસ્તાની કોરે, તે રૂપાની ખાણ આગળ, દીમસ નામે એક માણસ ઊભો રહેલો મુસાફરોને બોલાવતો હતો, કે તેઓ આવીને જૂએ. તેણે ખ્રીસ્તીને તથા તેના સાથીને કહ્યું, કે "આમ આવો, આમ; હું તમને એક ચીજ બતાવું."

ખ્રીસ્તી—એવી જોવા લાયક શી ચીજ છે, કે અમે રસ્તો મૂકીને જઈયે?

---

* આ દુનિયામાં મુસાફરોને વિશ્રામ થોડો મળેછે.

**દીમસ**—ઘાં રૂપાની ખાણ છે, ને રૂપું મેળવવાની આશાએ કેટલાએક લોક તેમાં ખોદેછે. તમે આવશો, તો થોડી મેહેનત કીધાથી તમને ઘણી દોલત મળશે.

ત્યારે આશાવાને કહ્યું, કે ચાલો આપણે જઈને જોઈયે.

ખ્રીસ્તીએ કહ્યું, કે ના. હું તો નહિ આવું. એ જગ્યા સંબંધી મેં અગાઉ સાંભળ્યું છે કે ત્યાં ઘણા લોકનો નાશ થયો છે. વળી જે લોક તે દોલત શોધેછે, તેઓને તે ફાંદારૂપ છે; કેમકે મુસાફરી કરવામાં તે તેઓને રોકેછે.

ત્યારે ખ્રીસ્તીએ દીમસને બૂમ પાડીને પૂછ્યું, કે ઓ દીમસ, આ જગ્યા ભયકારક નથી શું? ઘણા લોકને મુસાફરીમાં તેથી હરકત પોહોંચી નથી શું? ૧

**દીમસ.**—ગાફેલ વિના બીજા કોઈને એ ભયકારક નથી. પણ એમ કેહેતાં તેનું મોહો જંખવાયું.

ત્યારે ખ્રીસ્તીએ આશાવાનને કહ્યું, કે આપણે તેણીગમ એક ડગલું ભરવું નહિ. આપણે આપણે રસ્તે ચાલ્યા જવું,

**આશા**.—સ્વહિતશોધક આવશે ત્યારે, જેમ એ માણસે આપણને બોલાવ્યા તેમ તેને બોલાવશે, તો હું જાણુંછું કે તે જોવા જશે.

**ખ્રીસ્તી**—એમાં શક નથી; કેમકે તેની મૂળ નિષ્ટા એની તરફની છે, ને સોવશા તે ત્યાં મરણ પામશે.

**દીમસ**—પછી દીમસે ફરી બૂમ પાડી, કે તમે જોવા સારૂ નહિ આવશો શું?

ત્યારે ખ્રીસ્તીએ સાફ જવાબ દીધો, કે દીમસ, તમે આ રસ્તાના પ્રભુનો જે ખરો રસ્તો છે તેના દુશ્મન છો. તમે રસ્તો મૂકયો માટે અમણાં પણ રાજાના એક ઈન્સાફ કરનારથી તમે અપરાધી ઠરચા છો. ૨ અમે તમારી પેઠે અપરાધી ઠરિયે એ સારૂ તમે કેમ યત્ન કરોછો. વળી અમે રસ્તો જરા પણ મૂકિયે, તો અમારો રાજા પ્રભુ તે સંબંધી સાંભળશે, ને જ્યારે તેની આગળ હિમ્મત રાખીને અમે ઊભા રેહેવા ચાહીશું, ત્યારે અમે શરમીંદા થઈશું.

ફરી દીમસે કહ્યું, કે હું તમારા ભાઈઓમાંનો એક છું. જો થોડી વાર સુધી તમે મારી ઘાં વાટ જોશો, તો હું તમારી સાથે આવીશ.

---

૧—હોશિયા. ૪; ૧૬ થી ૧૯ સુધી. ૨—૨ તીમોથી. ૪; ૧૦.

ત્યારે ખ્રીસ્તીએ પૂછ્યું, કે તમારૂં નામ શું છે? જે નામે મેં તમને બોલાવ્યા, તે નામ તમારૂં નથી શું?

**દીમસ**—હા, મારૂં નામ દીમસજ છે. હું ઈબ્રાહીમના વંશનો છું.

**ખ્રીસ્તી**—હું તને ઓળખું છું. તારા દાદાનું નામ ગીહાજી હતું; ને યહુદા તારો બાપ હતો. તું તેઓની પદ્ધતીએ ચાલેછે. શેતાનને લાયક તારાં કામ છે. તારો બાપ દંગો કરીને ફાંસીએ ગયો; ને તું પણ તેવી સજા લાયક છે.૧ તું નિશ્ચય જાણ, કે અમે રાજાને મળીશું ત્યારે એ તારી ચાલ સંબંધી તેને કહીશું. પછી તેઓ ચાલ્યા ગયા.

તે વખતે સ્વહિતશોધક તથા તેના સાથીઓ તેઓની પાસે આવી પોહોંચ્યા, ને દીમસે ઈસારો કીધો, એટલે તેઓ તેની પાસે ગયા. હવે તેઓ ખાણમાં જોતાં માહે પડી ગયા, અથવા નીચે ખોદવા સારૂ ગયા, અથવા જે બાફ તેમાંથી ઘણું કરીને નીકળે છે તેથી તેઓ તળીએ ગુંગળાઈ ગયા, એ સંબંધી મને ખરી ખબર નથી; પણ મને માલમ પડ્યું, કે તે રસ્તે તેઓ ફરી કદી દીઠામાં આવ્યા નહિ. પછી ખ્રીસ્તી ગાવા લાગ્યો કે:—

જૂઓ, દેમસ ને સ્વાર્થીને બહુ બનતું આવે;
આ તો તરત ઉઠીને દોડે, પૈસા જો બોલાવે.

દ્રવ્ય મળે ત્યાં બન્ને ચાલે, માટે રેહે સંગે;
પથ મૂકીને અટકી રેહે, આ સંસારી રંગે.

મેં જોયું, કે આ મેદાનને પેલે છેડે મુસાફરો એક જગ્યામાં જઈ પોહોંચ્યા, ને રસ્તાની કોરે તેઓએ જૂનો થંભ જોયો. તેનું રૂપ એવું તો અપૂર્વ હતું, કે તે જોઈને તેઓ ગભરાયા, કેમકે તે એવો દેખાયો કે જાણે કોઈ સ્ત્રીનો થંભ થયો હોય. ત્યાં તેઓએ ઉભા રહીને જોયા કીધું, પણ તે શું છે એ થોડીવાર સુધી તેઓને જણાયું નહિ. આખરે તેને મથાળે આશાવાને એક લેખ જોયો, પણ તે ભણેલો નોહોતો ને ખ્રીસ્તી વિદ્વાવાન હતો, માટે લેખનો અર્થ કહાડવા સારૂ તેણે ખ્રીસ્તીને બોલાવ્યો. તેણે જઈને થોડોએક શ્રમ કરયા પછી એ અર્થ કહાડ્યો, કે "લોટની વહુની યાદ રાખો." તે તેણે આશાવાનને વાંચી સંભળાવ્યું.

---

૧—૨ રાજાઓ. ૫; ૨૦–૨૭. માર્ક. ૨૬; ૧૪–૧૫. ૨૭; ૩–૫.

પછી તેઓને માલમ પડયું, કે લોટની વહુએ સદોમમાંથી જતી વેળા લોભે ફરી પાછું ફરીને જોયું, એટલે મીઠાનો થંભ થઈગઈ, તે એજ છે. [1] એ અપૂર્વ વસ્તુ એકાએક નજરે પડવાથી તેઓએ આ પ્રમાણે વાતચિત કારવા માંડી.

**ખ્રીસ્તી**—ઓ ભાઈ, એ વખતસર નજરે પડ્યો. દીમસે લાભ નામે ડુંગર જોવા સારૂ તેડયા પછી, ઉત્તમ વખતે નજરે આવ્યો. તેના તેડયા પ્રમાણે તથા તમારી ઈચ્છા પ્રમાણે આપણે ગયા હોત, તો પછવાડે આવનારાઓને અજાયબ જોવાની વસ્તુ આપણે થઈ ગયા હોત.

**આશા.**—મેં એવી મૂર્ખાઈ કીધી, માટે હું દિલગીર છું. મને આશ્ચર્ય લાગેછે, કે લોટની વહુના જેવો હું અમણાં થયો નથી. કેમકે તેનાં તથા મારાં પાપમાં શો તફાવત છે? તેણે માત્ર પાછળ જોયું, ને મને જઈને જોવાની ઈચ્છા થઈ. ઈશ્વરની કૃપાનો પાડ માનુંછું, ને એવો વિચાર મારા મનમાં આવ્યો, માટે મારે શરમાવું જોઈએ.

**ખ્રીસ્તી**—હવે પછી મદદ આવે, માટે જે હ્યાં જોઈયે છિયે તે પર મન લગાડિયે. એ સ્ત્રી એક સજાથી, એટલે સદોમના નાશમાંથી બચી, પણ આપણે જોઈયે છિયે કે બીજી સજાથી તેનો નાશ થયો, એટલે તે મીઠાનો થંભ થઈ ગઈ.

**આશા.**—ખરૂં, ને તે આપણે ચેતવણીરૂપ તથા નમુનારૂપ થવું. ચેતવણીરૂપ,–કે તેના જેવાં પાપથી આપણે દૂર રેહેવું; ને નમુનારૂપ,–કે એ પ્રમાણે ચેતાયા છતાં જે પાપથી દૂર રેહેતા નથી તેને એવી સજા મળશે. એ પ્રમાણે કોરાહ, દાથાન, અબીરામ તથા તેઓની સાથે અડીસેં માણસ પાપને લીધે નાશ પામ્યાં. બીજા લોકને ચેતવણી થાય માટે તેઓ નમુનારૂપ થયાં. [2] વિશેષે એ સંબંધી વિચાર કરૂંછું, કે જે દોલતની તરફ એકલા પાછું ફરી જોવાથી એ સ્ત્રી મીઠાનો થંભ થઈ ગઈ (કેમકે એમ લખ્યું નથી, કે તેણે રસ્તેથી એક ડગલું ભરચું), તે દોલત દીમસ તથા તેના સાથીઓ દૃઢ ઠરાવ રાખીને શોધેછે; કેમકે જે જગ્યામાં તેઓ છે, ત્યાંથી જે સજા લોટની વહુને મળી, તેની નિશાની તેઓ જોઈ શકે. જો તેઓ પોતાની આંખો તેની તરફ કરશે, તો તે નજરે પડશે.

---

૧—ઉત્પત્તિ ૧૯; ૨૬. ૨—ગણના ૧૬; ૩૧-૩૨. ૨૭; ૯-૧૦.

**ખ્રીસ્તી**—એ અજબ વાત છે, ને એથી જણાયછે, કે એ બાબતમાં તેઓનાં મન જડ થઈ ગયાં છે, ને જે લોક ઈન્સાફ કરનારની આગળ બીજાને લૂટેછે તથા ફાંસીદેવાના લાકડાં પાસે બીજાનાં ગજવાં કાતરેછે, એવા લોકની ઉપમા તેઓને આપવી મને લાયક જણાયછે. સદોમના માણસ સંબંધી એમ કહ્યું છે, કે તેઓ મહા પાપી હતાં; કારણ કે તેઓએ ઈશ્વરની આગળ, એટલે તેની નજર આગળ પાપ કીધાં. વળી સદોમ દેશ એદનની વાડી જેવો હતો. ઈશ્વરે ઘણા ઉપકાર કરચા છતાં તેઓએ પાપ કીધાં. ૧ તેથી તે ક્રોધાયમાન થયો, ને ઈશ્વર આકાશથી પાડેલી આગે કરીને જેમ પીડા ભારે થઈ શકે તેમ તેઓની સજા થઈ. આ ચેતાવવા સારૂ લોકની આગળ નમુના હમેશા રાખેલા છતાં, ને તેને જોયા છતાં, તેઓ પાપ કરચા કરેછે. તેઓ તથા તેઓની પેઠે ચાલનારા ભારી સજાના હિસ્સેદાર થાય, એ તો યોગ્ય દેખાયછે.

**આશા.**—બેશક તમે સાચું કહ્યું. ઈશ્વરની દયા આપણા પર કેવી છે, કે તમે ને વિશેષ હું પણ તેઓ પ્રમાણે નમુનારૂપ થયા નથી, માટે આપણે ઈશ્વરનો પાડ માનવો, તથા તેથી બિહીને લોટની વહુની યાદ રાખવી જોઈએ.

## પંદરમો અધ્યાય.

પછી મેં જોયું કે તેઓ એક સુંદર નદી પર પોહોંચ્યા. તે નદીને દાઊદ રાજાએ ઇશ્વરની નદી કહી હતી, પણ યોહાને તેને જીવનના પાણીની નદી કહી. ૨ હવે તેઓનો રસ્તો એ નદીને કાંઠે કાંઠે હતો, ને ત્યાં ખ્રીસ્તી તથા તેના સાથી બહુ ખૂશીથી ચાલ્યા, ને નદીનું પાણી પણ પીધું, ને તેથી તેઓના મન પ્રસન્ન તથા પ્રફુલ્લિત થયાં. વળી એ નદીના બે કિનારાપર નાના પ્રકારના મેવાનાં લીલાં ઝાડ હતાં, ને મુસાફરી કરતાં કરતાં લોહી ઊકળવાથી જે રોગ થાયછે, તે તેઓને ન થાય, માટે તેઓએ તે ઝાડનાં પાતરાં ખાધાં. તે નદીની બેઉ બાજુએ મેદાન હતું, ને તેમાં મનોરંજક શોશન હતાં. તે મેદાનમાં બારેમાસ લીલાણ રેહેછે. તે મેદાનમાં તેઓ સૂઈ ગયા, કેમકે ત્યાં કાંઈ ભય નોહોતો. ૩ જાગ્યા પછી તેઓએ ફરીથી ઝાડનાં ફળ તોડ્યાં, ને નદીનું પાણી ફરી પીધું, ને ફરી પાછા ઊંઘી ગયા. કેટલાએક દિવસ સુધી તેઓએ એ પ્રમાણે કીધું; ને તેઓએ એવું ગાયું કે—

---

૧—ઉત્પ. ૧૩; ૧૦–૧૩. ૨—ગીત ૬૫; ૯. પ્રક. ૨૨; ૧. હઝ. ૪૭; ૧–૯.
૩—ગીત ૨૩; ૨. યશા. ૧૪; ૩૦.

જો ને, આ નદ નિર્મળ કેવો, પંથીના સુખ કાજ વેહછે;
તેને તીરે લીલું ભાડું; શુભ શુભ વાસ વનસ્પતિ દેછે.

સુખની વસ્તુ મથી તો જૂઓ, ફળ મીઠાં, પાનાં પણ મીઠાં;
આ વૃખનાપર જે જે પાકે, મિષ્ટ વિના તે કોએ ન દીઠાં.

તેણે એનું કંઇ પણ ચાખ્યું, અવર બધાનો ત્યાગ કરેછે,
જપમ વેહલું ત્યમ આગ્રહ કરતાં, આ ખેતરને વિક્રિત લેછે.

તેઓની મુસાફરીનો અંત આવ્યો નોહોતો, માટે જ્યારે તેઓને જવાની ઇચ્છા થઈ ત્યારે તેઓ ખાઈપીને ગયા.

હવે સમણામાં મેં જોયું, કે તેઓ દૂર જઈ ન પોહોંચ્યા એટલામાં, થોડે એક સુધી, તેઓનો રસ્તો નદીથી જૂદો પડયો. તેથી તેઓ ઘણા દિલગીર હતા, પણ રસ્તો મૂકીને જવાને તેઓના પગ ઉપડયા નહિ. હવે નદી પાસેથી જવાના રસ્તામાં ખાડા ખબોચિયા હતા, ને તેઓના ઘણાં ચાલ્યાને લીધે તેઓના પગ ભરાઈ ગયા હતા; ને એવા રસ્તાને લીધે મુસાફરના મનની હિમ્મત તુટીજવા લાગી. ૧ ને સારો રસ્તો આવે એમ ધારતાં ધારતાં આગળ ચાલ્યા ગયા. હવે થોડે આગળ રસ્તાની ડાબી ગમ એક મેદાન હતું, ને તેમાં એક ઝાંપામાં થઇને જવાનો રસ્તો હતો. તે મેદાન લગતા રસ્તાનું મેદાન કેહેવાયછે. એ જોઇને ખ્રીસ્તીએ પોતાના સાથીને કહ્યું કે જો એ મેદાન આપણા રસ્તાની પાસે છે, તો ત્યાં જઇયે. ઝાંપા પાસે જોવા સારૂ તે ગયો, ને તેણે વાડની પેલી ગમ પોતાના રસ્તાને લગતો રસ્તો જોયો.* ત્યારે ખ્રીસ્તીએ કહ્યું, કે મારી ઇચ્છા પ્રમાણે થયું; એ રસ્તે જવું સેહેલ પડશે. આવો, ભલા આશાવાન, આપણે ત્યાંથી જઇયે.

**આશા.**—તે રસ્તે જવામાં આ રસ્તો ચૂકી તો નહિ જઇયે?

**ખ્રીસ્તી**—મને ભાસેછે કે એવું નહિ હોય. જૂઓ, આપણા રસ્તાને તે રસ્તો લગતો જેવો નથી શું? ને ઉમેદવાર પોતાના સાથીના સમજાવ્યાથી તેની પછવાડે ઝાંપામાં થઇને ગયો.† ને જ્યારે તેઓ ઝાંપો વટીને રસ્તે પડયા, ત્યારે તેઓને ચાલવું સેહેલ લાગ્યું. તેઓએ આગળ જોયું એટલે પોતાની પઠે એક માણસને ચાલતો જોયો. તેનું નામ વ્યર્થવિશ્વાસ હતું.

---

*શેતાનના એકવાર લલચાવ્યામાંથી બીજી વાર લલચાવવાની તદબીર તે કાહાડેછે.

†પક્કા વિશ્વાસીઓથી કાચા વિશ્વાસીઓ રસ્તેથી જુલા પડે.

૧—ગણ. ૨૧; ૪.

તેઓએ તેને ધાંટો પાડીને પૂછ્યું, કે આ રસ્તે ક્યાં જવાયછે? તેણે કહ્યું, કે સ્વર્ગી શેહેરની ભાગળમાં. ખ્રીસ્તીએ કહ્યું, કે જુઓ મેં તમને એવું કહ્યું નોહતું શું? એથી જણાયછે કે આપણે ખરે રસ્તે છિયે. તે આગળ ચાલતો હતો, ને તેઓ તેની પાછળ પાછળ ગયા. પણ રાત પડી ને અંધારૂં બહુ થયું, એને લીધે જે પછવાડે હતા તેઓ આગળ ચાલનારને જોઈ શકતા નોહોતા.

વ્યર્થવિશ્વાસ આગળ ચાલતો હતો; પણ તેને રસ્તો ન સૂઝયાથી તે ઉંડી ખાડીમાં પડી ગયો, ને તેના કકડેકકડા થઈ ગયા. તે જમીનના ધણીએ તે ખાડીને આપવડાઈઆ મૂર્ખોને પકડવા સારૂ ખોદાવી હતી. ૧

હવે ખ્રીસ્તીએ તથા તેના સાથીએ તેનું પડવું સાંભળ્યું, માટે તેઓએ બૂમ પાડી કે "એ શું થયું." પણ કોઇએ જવાબ દીધો નહિ. તેઓએ એકલો કણવાનો અવાજ સાંભળ્યો. ત્યારે આશાવાને કહ્યું, કે આપણે ક્યાં આવ્યા છિયે. તેના સાથીએ વિચાર્યું કે મેં તેને રસ્તેથી ચૂકવ્યો માટે તે ચૂપ રહ્યો. ને હવે વરસાદ બહુ વરસ્યો ને બહુ ભયંકર ગર્જના તથા વીજળી થઈ, ને રેલ પણ ચડવા લાગી.

ત્યારે આશાવાને શોકિત થઇને કહ્યું, કે હું રસ્તે રહ્યો હોત તો કેવું સારૂં થાત!

**ખ્રીસ્તી**—આપણે ભૂલા પડીશું એવું પેહલાંથી કોને સૂઝત?

**આશા.**—પેહેલાં હું એ રસ્તે આવતાં બીધો, માટે મેં તમને થોડા ચેતાવ્યા. તમે મારા કરતાં વત્તી ઉમ્મરના છો, નહિ તો હું ખુલ્લું કેહેત.

**ખ્રીસ્તી**—ભલા ભાઈ, તમે નાખૂશ ન થાઓ. મારા કેહવાથી તમે આ રસ્તે આવ્યા ને એવા ભયમાં પડ્યા, માટે હું દિલગીર છું. મારા ભાઈ, મને માફ કરો. મેં જાણીજોઈને એવું કીધું નથી.

**આશા.**—મારા ભાઈ, ધીરજ રાખો; હું તમને માફ કરૂંછું. મને ભરોસો છે કે એમાંથી આપણે ફાયદો થશે.

**ખ્રીસ્તી**—મારી સાથે દયાળુ ભાઇ છે, એથી હું ખૂશી છું, પણ હ્યાં આપણે ઊભા તો ન રહેવું. આપણે પાછા જવાનું યત્ન કરિયે.

**આશા.**—ભલા ભાઈ, મને આગળ જવા દો.

---

૧—યશા. ૯; ૧૬.



નિરાશ દૈત તથા ઊંઘેલા મુસાફર.

પૃ૦ ૧૦૪.

**ખ્રીસ્તી**—ના, તમારી ખુશી હોય,તો હું આગળ જાઉં,કે જો કાંઈ વિઘ્ન હોય, તો પેહેલાં તેમાં હું પડું; કેમકે મારા થકી આપણે બેહુ આ રસ્તે ભૂલા પડ્યા છિયે.

**ઉમેદ**.—તમે આગળ ન જાઓ. તમારૂં મન ગભરાયું છે, માટે ફરી ભૂલા પડશો.

ત્યારે તેઓને હિમ્મત આવે એવું કોઈનું બોલવું તેઓએ સાંભળ્યું, કે "સડકના રસ્તાની તરફ તમારૂં મન ફેરવો; જે રસ્તે તમે જતા હતા, તે રસ્તે પાછા ફરો."[1] હવે પાણી બહુ ચડ્યાં હતાં, તેથી પાછું જવું બહુ ભયકારક હતું; (ત્યારે મેં ધારચું, કે ભૂલા પડેલ રસ્તેથી પાછા ફરવા કરતાં, ખરે રસ્તેથી ભૂલા પડવું સેહેલ છે). તો પણ તેઓએ પાછા ફરવાની છાતી ચલાવી, પણ અંધારૂં હતું, ને રેલ એવી ચઢી હતી, કે પાછા જવામાં નવ દશવાર તેઓ ડુબતાં ડુબતાં બચ્યા.

તેઓ ઘણી ખબરદારીથી ચાલ્યા, તો પણ તેઓ તે રાત્રે ઝાંપે પોહોંચી શક્યા નહિ. આખર પોહો ફાટવા સુધી બેસી રેહવાનું ધારીને, એક ઓથની જગ્યા જોઈને ત્યાં બેઠા, ને થાકી ગએલા હતા માટે ઊંઘી ગયા. હવે જે જગ્યાએ તેઓ સુતેલા હતા તેથી થોડે એક દૂર એક કિલ્લો હતો. તેનું નામ સંશય કિલ્લો હતું. તેનો ધણી નિરાશ નામે દૈત હતો; તેની જમીનમાં તેઓ અમણાં ઊંઘતા હતા. તેણે મળસ્કે ઊઠીને પોતાના ખેતરમાં ફરતાં ફરતાં ખ્રીસ્તીને તથા આશાવાનને પોતાની જમીનમાં ઊંઘતા જોયા. કઠોર તથા ભયાનક શબ્દે કરીને તેણે તેઓને જગાડ્યા, ને તેઓને પૂછ્યું, કે તમે ક્યાંથી આવ્યા, ને મારી જમીનમાં કેમ આવ્યા? તેઓએ તેને કહ્યું, કે અમે મુસાફર છિયે, ને રસ્તેથી ભૂલા પડ્યા છિયે, ત્યારે દૈતે કહ્યું, રાત્રે મારી જમીનમાં આવ્યાથી ને તે પર સુતાથી તમે મારા અપરાધી થયા છો, માટે તમે મારી સાથે ચાલો. તેઓને તેની સાથે જવું પડ્યું; કેમકે તે તેઓ કરતાં જોરાવર હતો ને તેઓ અપરાધી હતા, માટે તેઓને કાંઈ કેહેવાનું નોહોતું. પછી દૈતે તેઓને પોતાની આગળ ચલાવ્યા, ને તેના કિલ્લાના એક મેલા ગંદા ભોંયરામાં તેઓને પૂર્યા. બુધવારની સવારથી તે શનીવારની રાત સુધી તેઓ રોટલાના એક કકડા તથા પાણીના એક ટીપા વિના, તથા અજવાળા વિના, તથા કોઈએ તેઓની ખબર લીધા વિના, ત્યાં રહ્યા. એવી દુરાવસ્થામાં તેઓ હતા, ને તેઓના મિત્ર તથા ઓળખીતાઓથી દૂર હતા. [2]

---

૧—યરમિ. ૩૧; ૨૧. ૨—ગીત. ૮૮; ૧૮.

હવે તે જગ્યામાં ખ્રીસ્તીને ઘણી દિલગીરી થઈ, કારણ કે પોતે વગર વિચારે ઉતાવળ કરવાથી તેઓ આ સંકટમાં આવી પડ્યા.

નિરાશા નામે દૈત રાતે સુવા ગયો, ત્યારે વ્હેમ નામે પોતાની સ્ત્રીને વર્ત્તમાન કેહેવા લાગ્યો, કે મેં બે કેદી પકડ્યા છે, તેઓ મારી જમીનમાં આવ્યા, માટે તેઓને ભોંયરામાં પૂર્યા છે. વળી તેણે પૂછ્યું, કે હવે હું તેઓને શું કરૂં? ત્યારે વહુએ તેને પૂછ્યું, કે તેઓ કોણ છે, ને ક્યાંથી આવ્યા, ને ક્યાં જાયછે? તેણે બધું કહ્યું. પછી તેણે એ સલાહ આપી, કે સવારે ઊઠીને નિર્દયતાથી તેઓને મારો. માટે ઊઠ્યા પછી ચીકણા લાકડાનો સોટો લઈને તે કેદખાનામાં ગયો. તેઓએ કોઈ આડી વાત ન કહ્યા છતાં પણ તેણે તેઓને કુતરાંની પેઠે ગણીને તેઓ પર રીશ ઉતારી. પછી તેણે તેઓ પર કુદી આવીને તેઓને એવા મારયા, કે તેઓ અશક્ત થઈ ગયા, ને ભોંય પર આમ તેમ હાલી પણ શક્તા નોહોતા. પછી તે તેઓને મૂકીને બાહાર ગયો, ને તેઓ અફસોસ કરવા તથા શોક કરવા લાગ્યા. તેથી તેઓએ તે આખો દાહાડો હાય હાય તથા વિલાપ કરતાં કહાડ્યો. આવતી રાત્રે દૈતની વહુએ તેની સાથે વાતચિત કરયા ઉપરથી જાણ્યું કે તેઓ હજી જીવતા છે; માટે તેણે સલાહ આપી કે તેઓને કહો કે તમે પોતાનો આપઘાત કરો. માટે સહવાર થઈ એટલે પેહેલાંની પેઠે તેઓની પાસે તે મ્હો ચહડાવીને આવ્યો, ને આગલા દહાડાના સોટાના મારથી તેઓને બહુ દુઃખમાં પડેલા જોઈને તેણે કહ્યું, કે તમે હ્યાંથી કદી નીકળનાર નથી; માટે તુરત છૂરીએ, કે ફાંસીએ, કે ઝેરે તમે આપઘાત કરો. વળી તેણે કહ્યું, કે જીવવામાં એટલી આફત છે, તો તમે કેમ જીવવા ચાહોછો? ત્યારે તેઓએ તેને કહ્યું, કે અમને જવા દો. એ સાંભળીને તે દૈત તેની ગમ ક્રૂર દૃષ્ટિથી જોવા લાગીને દોડી આવ્યો, ને બેશક તેઓને મારી નાખત; પણ તેજ વખતે તે નિર્ગત થઈ ગયો, (કેમકે તડકાની વખતે તે કોઈવાર નિર્ગત થતો); તેથી તેના હાથમાં જોર રહ્યું નહિ. માટે હવે શું કરવું એનો વિચાર કરવા સારૂ પેહેલાંની પેઠે તેઓને મૂકીને તે બાહાર ગયો. ત્યારે કેદી માહોમાહે વિચાર કરવા લાગ્યા, કે કેમ? આ કેહેછે તે પ્રમાણે આપણે કરવું કે નહિ?

ખ્રીસ્તીએ કહ્યું, કે ભાઈ, આપણે શું કરિયે? અમણાં આપણું જીવવું દુઃખી અવસ્થાનું છે. એવું જીવવું અથવા પોતાને હાથે આપઘાત કરવો, એ બેમાં શું

સારૂં છે, એ મને સુઝતું નથી. મને જીવતા રહેવા કરતાં પ્રાણ કાહાડી નાંખીને મરવું પસંદ લાગેછે, ને આ ભોંયરા કરતાં કબરમાં ચેહેન જણાય છે. ૧ દૈતના કહ્યા પ્રમાણે આપણે કરિયે કે શું?

આશાવાન.—આપણી અવસ્થા ભયકારક છે ખરી, ને ત્યાં હમેશ રેહેવા કરતાં મરવું મને ઘણું ઇચ્છવા જોગ લાગેછે. પણ આપણે વિચારવું કે જે દેશમાં આપણે જઇયે છિયે તેના પ્રભુએ એમ કહ્યું છે, કે "ખૂન ન કરવું," એટલે બીજા માણસનું ખૂન ન કરવું એકલુંજ નહિ, પણ દૈતની સલાહ પ્રમાણે આપઘાત કરવાની પણ મને છે. વળી જે બીજાનું ખૂન કરેછે, તે તેના શરીરનોજ નાશ કરેછે; પણ આપઘાત કરનાર શરીર તથા આત્મા બેહુનો નાશ કરેછે. વળી, મારા ભાઈ, તમે કહોછો કે કબરમાં ચેહેન છે, પણ આપઘાત કરનાર નિશ્ચય નરકમાં જાયછે, તે તમે વીસરી ગયા શું? કોઈ ખૂનીને સર્વકાળનું જીવન નથી. વળી જાણવું કે પરમનિયમ ને સામર્થ્ય દૈતના હાથમાં નથી. મને ખબર છે કે દૈતે આપણી પડે બીજા લોકને પકડ્યા, તોપણ તેઓ તેના હાથમાંથી નીકળી ગયા. ઇશ્વર દુનિયાનો પેદા કરનાર તે કદાચ એવું કરે, કે નિરાશ દૈત મરી જાય, અથવા કોઇવાર તે બારણું બંધ કરવાનું ભૂલી જાય, અથવા કોઈ દાહાડે આપણી આગળ ફરી નિર્ગત થવાથી તેના અંગની શક્તિ જતી રેહે. ને જો એમ થાય, તો પુરૂષની પડે છાતી ચલાવીને તેના હાથમાંથી હું નાહાસી જવાનું યત્ન કરીશ. હું મૂર્ખ કે પેહેલાંજ મેં એવું કરવાનું યત્ન કીધું નહિ. પણ મારા ભાઈ, આપણે ધીરજ રાખવી, ને થોડીવાર શુધી દુઃખ સેહેવું. એવો વખત આવશે કે આપણો છૂટકારો સેહેલથી થશે; માટે આપણે આપઘાત તો કરવો નહિ. એવી વાતથી આશાવાને પોતાના ભાઇના મનને શાંત્વન કીધું. તે દાહાડે તેઓ પોતાની ઉદાસી તથા દુઃખી અવસ્થાએ અંધારમાં રહ્યા.

કેદીઓએ સલાહ પ્રમાણે કીધું કે નહિ, તે જોવા સારૂ સાંજે દૈત ફરીથી ભોંયરામાં ગયો, અને જૂએછે તો તેઓ જીવતા છે. તો પણ રોટલા તથા પાણી ન મળ્યાને લીધે, તથા તેના મારવાથી જે જખમો થયા તેને લીધે, તેઓ શ્વાસોચ્છવાસ માત્ર કરી શકતા હતા. તેઓ જીવેછે એ જોઇને તે બહુ ક્રોધાયમાન થયો, ને તેણે તેઓને કહ્યું, કે તમે મારી સલાહ માની નહિ, માટે જો તમે જન્મ્યા ન હોત તો તમને સારૂં હતું.

---

૧—અયુબ ૭; ૧૫.

તે સાંભળીને તેઓ બહુ ધ્રૂજ્યા, ને હું ધારૂંછું કે ખ્રીસ્તી તો બેહોશ થઈ ગયો. તે પાછો હોશમાં આવ્યો ત્યારે દૈતની સલાહ પ્રમાણે કરવું કે ન કરવું તે સંબંધી તેઓ ફરી વાત કરવા લાગ્યા. ખ્રીસ્તીએ ફરી તે પ્રમાણે કરવા ચાહ્યું, માટે આશાવાન તેને એમ કેહેવા લાગ્યો કે—

અરે મારા ભાઈ, તમે તો અગાઉ કેહેવા જુઆમરદ હતા, તે તમને યાદ નથી શું ? અપાલિયન તથા મોતની છાયાના મેદાનમાં જે તમે સાંભળ્યું, ને જોયું, ને જે તમને વીત્યું તે તમને દાબી શકતા નોહોતા. તમે કેવાં કષ્ટ તથા બીક તથા ગભરાટ સહીને તેમાંથી નીકળ્યા. અમણાં તમે એવા ભયાતુર કેમ છો ? તમે જૂઓછો કે મારામાં તમારા જેટલી હિમ્મત ન છતાં, હું તમારી સાથે ભોંયરામાં છું. વળી એ દૈતે તમારા જેવો મને પણ જખમી કીધો, ને તેણે એવું કીધું છે કે રોટલા તથા પાણી આપણને મળતાં નથી; અજવાળા વિના તમારી સાથે હું વિલાપ કરૂંછું. આપણે થોડી ધીરજ રાખવી. યાદ કરો, કે વ્યર્થત્વ બજારમાં તમે પુરૂષાર્થી થઇને સાંકળથી, કેદથી, અથવા કારી મોતથી બીધા નહિ. માટે જે શરમીંદી અવસ્થામાં પડવું વિશ્વાસીને લાયક નથી, તેમાં આપણે ન પડિયે તે સારૂ, જેમ બની શકે તેમ, આપણે ધીરજ રાખીને રેહેવું.

ફરી રાત પડી, ને દૈત તથા તેની વહુ સૂતાં હતાં. ત્યારે વહુએ કેદીઓ સંબંધી તેને પૂછ્યું, કે તેઓએ તમારી સલાહ પ્રમાણે કીધું કે નહિ? તેણે જવાબ દીધો કે તેઓ ઘણા લુચ્ચા તથા હઠીલા છે. તેઓને આપઘાત કરવા કરતાં નાના પ્રકારનાં કષ્ટ ભોગવવાં પસંદ લાગેછે. ત્યારે વહુએ કહ્યું, કે કાલે કિલ્લાની વાડીમાં તેઓને લઈજાઓ, ને જેઓને તમે પેહેલાં મારીનાખ્યા છે, તેઓના હાડકાં તથા ખોપરીઓ તેઓને બતલાવો; ને તેઓને જણાવો કે જેમ મેં તમારાં ધર્મભાઈઓના કકડેકકડા કીધા, તેમ એક અઠવાડિયામાં હું તમારા પણ કકડે-કકડા કરીશ.

સવાર થઈ ત્યારે ફરી દૈત તેઓની પાસે ગયો, ને તેઓને કિલ્લાની વાડીમાં લઈજઇને પોતાની વહુના કહ્યા પ્રમાણે તેઓને બતાવ્યું. ને તેણે કહ્યું, કે એઓ તમારા જેવા મુસાફર હતા, ને તેઓ તમારી પેઠે મારી જમીન પર આવ્યા, ને જ્યારે મારી નજરમાં આવ્યું, ત્યારે મેં તેઓના કકડેકકડા કીધા, ને દશ દહાડામાં તમને પણ હું તેજ પ્રમાણે કરીશ. જાઓ, તમારા ભોંયરામાં

પાછા જાઓ. ને આજે રસ્તે તેણે તેઓને મારચાં કીધું. ત્યાં પેહેલાંની પેઠે તેઓ શનીવારનો આખો દહાડો દુઃખી અવસ્થામાં રહ્યા. રાત પડી ત્યારે વેહેમ તથા તેનો માટી, સૂતાં સૂતાં, કેદી સંબંધી વાતચિત કરવા લાગ્યાં. તે ઘરડા દૈતને અચરત લાગ્યું, કે મારા મારવાથી કે મારી સલાહથી તેઓનો અંત થતો નથી. ત્યારે તેની વહુએ તેને કહ્યું, કે હું ધારૂંછું કે તેઓને આશા હોય કે અમને કોઈ છોડાવવા આવશે; અથવા તો તેઓની પાસે કલાંશી હોશે, ને તેથી તેઓ છૂટકો પામવાની આશા રાખતા હોશે. દૈતે કહ્યું, કે તમે એમ ધારોછો તો હું સવારે તેઓનો ઝાડો લઈશ.

શનીવારને દહાડે મધ રાત્રે તેઓએ ઈશ્વરની પ્રાર્થના કરવા માંડી, ને લગભગ પોહો ફાટવા સુધી તેઓએ પ્રાર્થના કરચા કીધી.

હવે પોહો ફાટવાને થોડીવાર અગાઉ ખ્રીસ્તી અચરત થઈને ગદગદ કંઠે એવું બોલવા લાગ્યો "કે હું કેવો મૂર્ખ છું કે મારી મરજી પ્રમાણે બહાર નીકળવાને ઉપાય છતાં આ ગંધાતા ભોંયરામાં પડીરહ્યો છું. મારી ફેંટમાં વચન નામે એક કુંચી છે, ને હું જાણું છું, કે સંશય નામના કિલ્લામાંની હરેક કળ તેથી ઉઘડી જશે." ત્યારે આશાવાને કહ્યું, કે "ઓ ભલા ભાઈ, એ ખૂશાલી છે. તમારી ફેંટમાંથી તે કહાડીને લગાડી જૂઓ."

ત્યારે ખ્રીસ્તીએ તે પોતાની ફેંટમાંથી કહાડીને ભોંયરાના દરવાજા પર અજમાવી જોઈ. તેણે કુંચી ફેરવી એટલે વાંદરો હટચો ને દરવાજો સેહેલથી ઉઘડી ગયો. ને ખ્રીસ્તી તથા આશાવાન બેહુ બહાર નીકળ્યા. ત્યાર પછી બહારનો દરવાજો, જેમાંથી કિલ્લાની વાડીમાં જવાય છે, ત્યાં ગયા. તે કુંચીથી તે પણ ઉઘડચો. પછી લોહોડાના દરવાજા આગળ તેઓ આવ્યા; કેમકે તે ઉઘાડવાની તેઓને જરૂર હતી. તે ઉઘાડવાને બહુ જોર કરવું પડચું ખરૂં, તો પણ તે કુંચીથી તે પણ ઉઘડચો, ને તેઓએ જલદી નાહાસી જવા માટે જોરથી દરવાજાને હડસેલ્યો. તેના ઉઘડતાં એવો ખખડાટ થયો કે તેથી નિરાશ દૈત જાગ્યો, ને ઉતાવળથી પોતાના કેદીઓની પૂઠે ધાવા સારૂ તે નીકલ્યો, પણ તેનાં ગાત્ર શીયળ થઈ ગયાં, તેથી તેઓની પછવાડે તે જઈશક્યો નહિ. એમ કરીને તેઓ ફરી સડકના રસ્તા પર પોહોંચ્યા. હવે તેઓ સહીસલામત થયા; કેમકે તેઓ દૈતના અખ્તિયારમાંથી બહાર પડ્યા.

હવે ઝાંપો વટયા પછી તેઓએ માહોમાહે વિચાર કીધો, કે એવી શી તદબીર કરિયે, કે હવે પછી આવનારા એ દૈતના હાથમાં પડે નહિ. માટે તેઓએ એક થંભ ઉભો કરવો તથા તેના પર એવો લેખ લખવો ઠેરવ્યું, કે "એ ઝાંપેથી સંશય નામે કિલ્લે જવાનો રસ્તો છે. નિરાશ દૈત, જે સ્વર્ગી શેહેરના રાજાને વખોડેછે, ને તેના પવિત્ર મુસાફરનો નાશ કરવા ચાહેછે, તેના કબજામાં તે છે." પછી આવનારાઓમાંના ઘણા એ લેખ વાંચીને તે ભયથી બચી ગયા. એવું કરયા પછી ખ્રીસ્તી તથા આશાવાન એ પ્રમાણે ગાવા લાગ્યા કે—

પથ મૂકી અમ પોડે ચાલ્યા. જાણ્યું થયું તે કાળ,
મના થયું ત્યાં જે જન જાશે, તેના કેવા હાલ.

માટે જે આવો પથવાડે સહુ રાખો સંભાળ;
માગે મૂકીને ત્યાં ચડશો તો, ગતિ પામો વિકરાળ.

દૈતનિરાશ તણો છે કિલ્લો, સંશય જે કેવાય,
તેમાં જે જન તો પૂરાશે અનહદ પીડા ખાય.

## સોળમો અધ્યાય.

તેઓ આગળ જતાં મનોરંજન પહાડ પર પોહોંચ્યા. જે પહાડ સંબંધી અમે પેહલાં કહ્યું તેના પ્રભુના એ પહાડ હતા. તેઓ પહાડની ફૂલવાડી, મેવાવાડી, દરાખવાડી, તથા પાણીના ઝરા જોવા સારૂ ગયા. ત્યાં તેઓએ પાણી પીધું ને ન્હાયા, ને દરાખવાડીનાં ફળ ખાધાં. હવે તે પહાડના મથાળા પર ભરવાડો પોતાના ગેટાંનાં ટોળાં ચરાવતા હતા. તેઓ રસ્તાની કોરે ઉભા હતા, ને મુસાફરો તેઓની પાસે ગયા. બીજા થાકેલા મુસાફરની પેઠે તેઓ વાતચિત કરતી વખત પોતાની લાકડી પર ટેકીને ઉભા રહ્યા. તેઓએ ભરવાડોને પૂછ્યું કે આ મનોહર પહાડ કોણનો છે, ને જે આ ગેટાં ચરેછે તે કોણનાં છે?

ભરવા.—એ પહાડો ઈમાનુએલનો દેશ છે. એપરથી તેનું શેહેર નજરે આવેછે. આ ગેટાં પણ તેનાંજ છે; એઓને સારૂ તેણે પોતાના પ્રાણનો ત્યાગ કીધો.

ખ્રીસ્તી—સ્વર્ગી શેહેરમાં પોહોંચવાનો રસ્તો એ છે શું?

ભરવા.—હા; એ ખરે રસ્તે તમે જાઓછો.

ખ્રીસ્તી—તે હાંથી કેટલું વેગળું છે?

ભરવા.—એટલું વેગળું છે, કે ખરેખરા પોહોંચનારા વિના બીજો કોઈ પોહોંચી શકશે નહિ.

ખ્રીસ્તી—એ રસ્તો ભયવિનાનો છે, કે ભયવાળો છે?

ભરવા.—જેને સારૂ તે ભયવિનાનો તેને સારૂ તો તે ભય વિનાનો છે, પણ અપરાધીઓ તો તેમાં ચાલતાં પડી જાયછે. ૧

ખ્રીસ્તી—જે મુસાફર થાકેલા અથવા નિર્ગત થઈગએલા હોય, તેઓને હાં કાંઈ સહાય મળશે?

ભરવા.—આ પહાડના પ્રભુએ અમને આગ્ના આપી છે, કે પરદેશીઓની પરોણાચાકરી કરવામાં ભૂલવું નહિ, માટે આ જગ્યાની સારી વસ્તુ તમારે સારૂછે.૨

સમણામાં મેં જોયું, કે ભરવાડો તેઓને મુસાફર જાણીને એવા સવાલ પૂછવા લાગ્યા, કે તમે ક્યાંથી આવ્યા, ને રસ્તે શી તરેહ આવ્યા, ને શી રીતે હાં સુધી તમે ચાલ્યા આવ્યા? કેમકે જે આવવા કરેછે, તેઓમાંના થોડાજ આ પહાડ સુધી આવી શકેછે. તેના જવાબ તેઓએ જેમ બીજી જગ્યાએ દીધા હતા, તેમ હાં પણ દીધા. તેઓના જવાબ સાંભળીને ભરવાડો ખુશ થયા, ને તેઓ પર રેહેમ નજર રાખીને તેઓને કહ્યું, કે ભલે આ મનોરંજન પાહાડ પર તમે આવ્યા.

ભરવાડો ગ્નાન, અનુભવ, સાવધ, તથા નિષ્કપટી નામે જે છે, તેઓ મુસાફરોના હાથ પકડીને પોતાના તંબુમાં તેડી લાવ્યા; જે ખાવાનું તૈયાર હતું, તે તેઓને ખાવા આપ્યું. વળી તેઓએ કહ્યું, કે અમારૂં તમને સારી પેઠે ઓળખાણ થાય ને આ મનોરંજન પહાડની સારી વસ્તુ તમને સુખશાતાથી મળે, માટે અમે ચાહિયેછિયે કે તમે થોડીવાર સુધી હાં રહો તો સારૂં. તેઓએ કહ્યું, કે અમે રેહેવાને બહુ ખુશી છિયે. હવે રાત ઘણી ગઈ હતી, તેથી તેઓ સૂઈ ગયા.

---

૧—હોશી. ૧૪; ૯.          ૨—હેબ્રી. ૧૩; ૨.

હવે સમણામાં મેં જોયું કે સવારે ભરવાડોએ ખ્રીસ્તીને તથા આશાવાનને પોતાની સાથે પહાડ પર ફેરવવા સારૂ જગાડયા; માટે તેઓ તેઓની સાથે બહાર ગયા ને થોડીવાર સુધી ફરયા; ને હરેક બાજુ પર સારા પદાર્થ હતા તે તેઓએ જોયા. ત્યારે ભરવાડોએ એક બીજાને કહ્યું, કે એ મુસાફરોને આપણે અજાયબ વસ્તુ દેખાડિયે કે નહિ? તેઓ સઘાએ હા કહી, ને પેહેલાં ભૂલ નામે એક પહાડના મથાળા પર તેઓને તેડી ગયા. તેની સામી બાજુ પર કરાડા રૂપે ઢાળ હતો. ભરવાડોએ તેઓને કહ્યું, કે તમે નીચે જૂઓ. ત્યાં ખ્રીસ્તી તથા આશાવાન જૂએછે તો તેઓએ તે પર્વતના મથાળા પરથી પડી-ગએલા કેટલાએક લોકના શરીરના કકડા તળીએ જોયા. ત્યારે ખ્રીસ્તીએ પૂછ્યું, કે એનું શું કારણ? ભરવાડોએ જવાબ દીધો, કે હુઈમની અસ તથા ફીલીટશનું સાંભળવાથી જેણે શરીરના પાછા ઉઠવાના વિશ્વાસ સંબંધી ભૂલ ખાધી, તે વિષે તમે સાંભળ્યું છે કે નહિ?[1] તેઓએ કહ્યું, કે હા. ત્યારે ભરવાડોએ કહ્યું, કે જેના કકડેકકડા થએલા આ પહાડની હેઠળ તમે જૂઓછો, તે તેઓનાજ છે. લોક ઉંચા ચહડવાથી સાવધાન રહે, ને એ કરાડાની કોરે નજદીક ન આવે, એવી ચેતવણી થાય માટે તેઓ આજ સુધી દટાયા નથી.

ત્યારે મેં જોયું કે ખબરદાર નામે બીજા પહાડના મથાળા પર ભરવાડો તેઓને તેડી ગયા, ને તેઓને કહ્યું, કે દૂર જૂઓ. ને તેઓએ જોયું. એટલે તેઓને માલમ પડયું, કે જાણે કેટલાએક લોક ત્યાંનાં કબરસ્થાનમાં આમ તેમ ફરેછે, ને કબરે ઠોકરાયછે ને કબરસ્થાનમાંથી નીકળી શકતા નથી, માટે તેઓને એવું ભાશ્યું, કે તેઓ આંધળા છે ત્યારે ખ્રીસ્તીએ પૂછ્યું, કે તેઓ કોણ છે?

**ભરવા.**—એ પહાડની હેઠલ રસ્તાની ડાબી ગમ એક ઝાંપામાં થઈને મેદા-નમાં જવાયછે, તે તમે જોયું કે નહિ? તેઓએ જવાબ દીધો કે હા. ત્યારે ભરવા-ડોએ કહ્યું, કે તે ઝાંપેથી સંશય નામના કિલ્લામાં જવાનો એક સીધો રસ્તો છે. તે કિલ્લો નિરાશા દૈતનો છે. એ કબરસ્થાનમાંના લોક તમારી પેઠે એક વાર મુસાફરી કરતાં તે ઝાંપા સુધી આવ્યા હતા. તે જગ્યામાં ખરો રસ્તો ખાડા-ખઈઆવાળો છે, માટે તેને મૂકીને મેદાનમાં જવાનું તેઓને સારૂં લાગ્યું, ને

---

૧—૨ તીમોથી. ૨; ૧૭-૧૮.

ત્યાં નિરાશા દૈતે તેઓને સંશય નામના કિલ્લામાં પૂર્યા, ને ત્યાંના ભોંયરામાં થોડીવાર રાખ્યા પછી તેણે તેઓની આંખ ફોડીનાંખી, ને તેઓને લઈજઈને કબરસ્થાનમાં મૂકયા. ત્યાં આજ સુધી તેઓ અથડાયાં કરેછે. તેથી જ્ઞાની માણસની વાત પૂરી થઈ કે "જે બુદ્ધિનો માર્ગ મૂકી દઈને ચાલેછે તે મુએલાની મંડળીમાં રેહેશે."૧ ત્યારે ખ્રીસ્તીએ તથા આશાવાને આંસુ ભરેલી આંખે એક બીજાની ગમ જોયું, પણ ભરવાડોને કાંઈ કહ્યું નહિ.

ત્યારે મેં સમણામાં જોયું, કે ભરવાડો તેઓને બીજી જગ્યામાં તેડી ગયા. ત્યાં ડુંગરની એક બાજુ પર દરવાજો હતો. તેઓએ તે દરવાજો ઉઘાડીને તેઓને કહ્યું, કે અંદર જૂઓ. ને તેઓએ જોયું, તો અંદર અંધારૂં તથા ધુંમાડો હતો. વળી તેઓએ આગના શુસવાટા જેવો શબ્દ ને કષ્ટમાં પડેલા લોકનો ઘાંટો સાંભળ્યો, ને ગંધકની બો આવી. ત્યારે ખ્રીસ્તીએ પૂછયું, કે આ શું છે? ભરવાડોએ તેને કહ્યું, કે નરકનો ટુંકો રસ્તો આંહીંથી છે. તેમાં ઠોંગીઓ, એટલે ઇશાવની પેઠે જે પોતાના વડીલપણાનો હક વેચી નાખેછે, ને યહુદાની પેઠે જે પોતાના ધણીને વેચી નાખેછે, ને આલેકજાંદ્રની પેઠે જે શુભવર્ત્તમાનનું જૂઠું બોલેછે, ને અનાન્યાની તથા તેની વહુ શાફીરાની પેઠે જે જૂઠું બોલેછે તથા પ્રપંચ કરેછે, તેઓ એ રસ્તે જાયછે.

ત્યારે આશાવાને ભરવાડોને કહ્યું, કે મને માલમ પડેછે કે અમારા જેવા તેઓ સંધા મુસાફર દેખાયા હોશે એમ હતું કે નહિ?

ભરવાડ—હા, ને તેઓ ઘણીવાર સુધી પણ એવા દેખાયા.

આશા.—ત્યારે તેઓ કયાં સુધી મુસાફરી કરયા પછી એવી દુર્દશા પામ્યા?

ભરવાડ—કેટલાએક આ પહાડથી આગળ, ને કેટલાએક તો આંહાં સુધીએ નહિ.

ત્યારે મુસાફરોએ એક બીજાને કહ્યું, સમર્થ પાસેથી આપણે સામર્થ્ય માગવું જોઇએ.

આશા.—હા, ને તે મળ્યા પછી ઉપયોગમાં લાવવું જોઇશે.

---

૧—દ્રષ્ટાંત ૨૧; ૧૬.

એમણાં મુસાફરોની ઇચ્છા આગળ જવાની હતી, ને ભરવાડોની પણ મરજી હતી. માટે તેઓ સાથે સાથે પહાડના છેડા સુધી આલ્યા. ત્યારે ભરવાડોએ માહોમાહે કહ્યું, કે જો મુસાફરો આપણી દુરબીંદમાંથી જોઈ જાણીતા હોય, તો આપણે તેઓને સ્વર્ગી શેહેરની ભાગળ દેખાડીએ. મુસાફરોએ ઘણા પ્રેમથી હા કહી. માટે સ્વચ્છ નામે એક ઊંચા પહાડની ટોચપર તેઓ તેઓને તેડી ગયા, ને જોવા સારૂ તેઓએ તેઓને દુરબીંદ આપી.

તેઓએ જોવાનું યત્ન કર્યું. પણ ભરવાડોએ જે છેલ્લું તેઓને બતાવ્યું હતું, તે યાદ આવવાથી તેઓના હાથ હાલતા હતા, ને તે કારણ તેઓ દુરબીંદ પકડીને થીર નજરે જોઈ શકતા નોહોતા; તોપણ ભાગળના જેવું તથા તે જગ્યાના ચમકાટ જેવું તેઓએ કાંઈ દીઠું. પછી આગળ જતાં તેઓએ એમ ગાયું કે,—

ગુપ્ત રહેલા ભેદ જણાવે આ ભરવાડો જ્ઞાની;
અવર ન કાડ એવી વાતો રાખેલી જે છાની.

ઊંડા ઝીણા ગુપ્ત રહેલા મર્મો જો તમ પાશે,
ભરવાડોની પાસે આવી શુભ શુભ બોધ સુણાવો.

તેઓ જવાના હતા ત્યારે એક ભરવાડે તેઓને રસ્તાનો પટ આપ્યો; બીજાએ કહ્યું, કે ખુસામતિયાથી સાવધાન રેહેજો; ત્રીજાએ કહ્યું, કે મંત્રેલી જમીન પર સૂતા ના; ચોથાએ કહ્યું, કે પરમેશ્વર તમને કુશળ રાખો. ત્યારે હું સમણામાંથી જાગ્યો.

## સત્તરમો અધ્યાય.

ત્યાર પછી પાછો હું સુઈ ગયો, ને સમણામાં મેં જોયું, કે તે બે મુસાફરો પહાડપરથી સડકને રસ્તે શેહેરમાં જવા સારૂ ઉતરેછે. હવે તે પહાડથી થોડેએક દૂર રસ્તાની ડાબી ગમ સ્વમતાભિમાની નામે દેશ છે, ને જે રસ્તે મુસાફરો ચાલતા હતા તે રસ્તામાં તે દેશ તરફની એક વાંકી ગલી હતી. ત્યાં તેઓને નાદાની નામે એક ચપળ છોકરો તે દેશમાંથી આવતો મળ્યો. ત્યારે ખ્રીસ્તીએ તેને પૂછ્યું, કે તમે ક્યાંથી આવ્યા ને ક્યાં જાઓછો?

નાદાની—સાહેબ, જે દેશ અહાંથી ડાબી ગમ થોડેએક દૂર છે તેમાં હું જન્મ્યો, ને હું સ્વર્ગી શેહેરમાં જાઉંછું.

**ખ્રીસ્તી**—તેની ભાગળે જો હરકત પડે, તો તમે શી તરેહ અંદર જવા ધારોછો?

**નાદાં**.—જે પ્રમાણે બીજા સારા લોક જાયછે, તે પ્રમાણે હું પણ જઈશ.

**ખ્રીસ્તી**—તમારે સારૂ ભાગળ ઊઘાડે એવું તમારી પાસે શું દેખાડવાનું છે?

**નાદાં**.—મારા પ્રભુની ઈચ્છા મને માલમ છે; ને હું સારી રીતે ચાલ્યો છું; હું મારૂં દેવું વાળી આપુંછું; હું પ્રાર્થના તથા અપવાસ કરૂંછું; મારી પાસે જે છે, તેમાંથી દશમો ભાગ હું દાનધર્મ કરૂંછું; ને સ્વર્ગે જવા સારૂ મેં મારા દેશનો ત્યાગ કીધો.

**ખ્રીસ્તી**—જે દરવાજો રસ્તાને આદીએ છે, તેમાંથી તમે આવ્યા નહિ. તમે પેલી વાંકી ગલીમાંથી આ રસ્તે આવ્યા. તમારા સંબંધી તમારો વિચાર ગમે તેવો હોય, તોપણ હિસાબ આપવાનો દહાડો આવશે, ત્યારે હું જાણુંછું કે તમે ચોર તથા લુટારા ઠરશો, ને તમારાથી શેહેરમાં જવાશે નહિ.

**નાદાં**.—સાહેબો, તમે મને અણજાણ્યા છો, ને હું તમને ઓળખતો નથી. તમે તમારા દેશનો ધર્મ પાળો, ને હું મારા દેશનો ધર્મ પાળીશ. મારી આશા છે કે સહુ સારૂં થશે. જે ભાગળ સંબંધી તમે કહોછો, તે અમારા દેશથી ઘણી દૂર છે, એ સધા લોક જાણેછે. હું ધારૂંછું, કે અમારા દેશનો કોઈ માણસ તેનો રસ્તો જાણતો નથી, ને નથી જાણતો તો શી ફીકર; કેમકે તમે જુઓછો કે અમારા દેશથી એક સારી સુંદર લીલાંણ વાળી ગલી આ રસ્તાને મળેછે.

ખ્રીસ્તીએ જોયું કે એ માણસ પોતાને મતે પોતાને બુદ્ધિવાન ગણેછે, ત્યારે તેણે આશાવાનને ધીમે સાદે કહ્યું, કે એના કરતાં મૂર્ખ વિષે વધારે આશા દેખાયછે. ૧ વળી તેણે કહ્યું, કે જ્યારે મૂર્ખ રસ્તામાં ચાલેછે ત્યારે તેની બુદ્ધિ ઓછી થાયછે ને તે હરેકને હું પોતે મૂર્ખ છું એમ કહેછે. ૨ હવે આપણે શું કરવું, તેની પાછી વાતચિત કરવી? કે જે તેણે સાંભળ્યું તે સંબંધી તે વિચાર કરે, માટે તેનાથી આગળ જવું; ને પછી આપણે તેને સારૂ થોભિયે? એમ ધીમે ધીમે આપણાથી તેનું ભલું થાય? ત્યારે આશાવાને કહ્યું કે—

> રે નાદાન, રખે તું રહતો સારી પ્રાપ્તિ વિષે અજ્ઞાન;
> થોડીવાર વિચાર કરીને તે જોને જે દેઉં શાન.

---

૧—દ્રષ્ટાંત ૨૬; ૧૨. ૨—સભા. ૧૦; ૩.

સોપતણાં વચનો સુણતાં રે, જોને ના કરતો ઇનકાર,
પણ માથે તે નિત્ય ચઢાવી, જાણ શિરોમણિ પે નિરધાર.

ઇશ્વર કર્તા, તો પણ પોતે નહિ ઉચરાવે મૂખે હદીસ;
સ્પષ્ટ કહીને બીક બતાવે, માટ રખે તું કરતો ઢીલ.

વળી આશાવાને કહ્યું, કે હું જાણુંછું કે એકીવારે ઘણી વાત તેને કેહેવી સારી નથી. તમારી મરજી હોય, તો આપણે તેનાથી આગળ જઇયે. પછી જેમ જેમ તેના મનમાં ઉતરે તેમ તેમ આપણે તેને વાત કહીશું.

તેઓ આગળ ચાલ્યા ને નાદાન પછવાડે ચાલ્યો. તેઓ તેનાથી થોડે દૂર આગળ ગયા એટલે બહુ અંધારી ગલી આવી. ત્યાં સાત ભૂતે સાત મજબૂત દોરડાંએ બાંધેલો એક માણસ તેઓને મળ્યો, ને જે દરવાજો તેઓએ ડુંગરની બાજુમાં જોયો હતો, તેમાં તેઓ તેને લઈ જતા હતા.૧ હવે ખ્રીસ્તી તથા તેનો સાથી આશાવાન ધ્રુજવા લાગ્યા. ભૂતો તેને લઈ જતા હતા ત્યારે ખ્રીસ્તીએ જોયું કે તે મારો ઓળખીતો છે કે નહિ, ને અટકળ કીધી કે પાછાફરનાર નામે જે ભ્રષ્ટશેહેરમાં રેહતો, તે એજ હશે. પણ તે માણસે પકડાએલા ચોરની પેઠે માથું નીચું ઘાલ્યું હતું, માટે ખ્રીસ્તીથી તેનું મોહો સાફ જોવાયું નહિ. તેઓ તેઓની પાસેથી ગયા ત્યારે આશાવને તેની તરફ નજર ફેરવી, તો તેની પીઠ પર એક કાગળ જોયો. તે પર આ લેખ હતો કે "વિષયાશક્ત ભક્ત ને નરક જોગ ભ્રષ્ટ."

પછી ખ્રીસ્તીએ પોતાના સાથીને કહ્યું, કે એક ભલા માણસને જે હ્યાં બન્યું હતું તે મને યાદ આવેછે; તે માણસનું નામ અલ્પવિશ્વાસ હતું. તે ભલો માણસ હતો, ને નિરકપટ નામના શેહેરમાં તે રેહતો હતો. એવું છે, કે ગલીને આરંભે પોહોળા રસ્તાની ભાગળ તરફની એક બીજી ગલી મળેલી છે, તેનું નામ મુએલા માણસની ગલી છે. એ નામ એથી પડ્યું કે ત્યાં ઘણાં ખૂન થાયછે. આપણી પેઠે અલ્પવિશ્વાસ મુસાફરી કરતો હતો, ને તે ત્યાં બેસીને ઊંઘી ગયો. હવે તેવારે એમ થયું, કે પોહોળા રસ્તાની ભાગળની ગલીમાંથી ત્રણ લુચ્ચા ભાઇઓ આવ્યા. તેઓનાં નામ નાહિમ્મત, વેહેમી, તથા અપરાધ હતાં. તેઓ અલ્પવિશ્વાસને જોઇને તેની પાસે દોડતા દોડતા આવ્યા. હવે તે વખત એ ભલો માણસ ઊંઘમાંથી જાગીને મુસાફરી કરવા સારૂ ઊઠતો હતો.

---

૧—માત્થી ૧૨; ૪૫. દ્રષ્ટાંત ૫; ૨૨.

તેવારે તે સધાએ તેની પાસે આવીને તેને ધમકાવી કહ્યું, કે ઊભો રેહે. તેથી અલ્પવિશ્વાસ ધોળોફક થઈ ગયો, ને લડાઈ કરવાનું કે નહાસી જવાનું કાંઈ સામર્થ તેને રહ્યું નહિ. નાહિમ્મતે તેને કહ્યું, કે તારી થેલી આપ. તેણે તરત આપી નહિ; કેમકે રૂપિયા જાય એ તેને ગમતું નોહોતું. માટે વેહેમીએ તેની પાસે દોડતો જઈને તેના ગજવામાં પોતાનો હાથ ઘાલીને તેમાંથી રૂપિયાની થેલી કહાડી લીધી. ત્યારે તેણે ચોરરે! ચોરરે! એમ બૂમ પાડી. એને લીધે અપરાધીએ મોટો સોટો અલ્પવિશ્વાસના માથામાં મારીને તેને ભોંય પર પાડ્યો. લોહી એટલું નીકળવા લાગ્યું, કે તે મરી જાય એવો થઈ ગયો. ચોરો ત્યાં ઊભા રહ્યા, પણ આખર તેઓએ સાંભળ્યું કે કોઈ રસ્તા પર છે, ને તે મહાબાહાદૂર મોટો અનુગ્રહ નામે પુરૂષ છે. તેની બીકથી તેઓ અલ્પવિશ્વાસને મૂકીને નહાસી ગયા. થોડીએક વાર પછી અલ્પવિશ્વાસને શુદ્ધ આવી, ને ઊઠીને એટલું નુકસાન પોહોંચ્યા છતાં તે હળવે હળવે ચાલ્યો ગયો. તે સંબંધી એજ વાત છે.

આશા.—તેની પાસે જે કાંઈ હતું, તે સંધુ તેઓ લઈ ગયા શું?

ખ્રીસ્તી—ના, જ્યાં તેનાં જવાહેર હતાં તે જગ્યામાં તેઓએ શોધ્યું નહિ, માટે તેઓ તેની પાસે રહ્યાં; પણ મેં સાંભળ્યું, કે તે ભલા માણસના રૂપિયા તેઓ ચોરી લઈ ગયા તેથી તેને ઘણું દુઃખ લાગ્યું; કેમકે તેની વાટખરચીમાંનું ઘણું ચોરો લઈ ગયા. હવે જે તેઓને હાથે લાગ્યાં નહિ, તે જવાહેર હતાં ને તેની પાસે કાંઈએક ખરચી બાકી રહી, પણ તેની મુસાફરી પૂરી થાય ત્યાં સુધી તરફડીને ચાલે એટલીજ હતી. એ વાત ખરી હોય તો તેને પોતાનું ગુજરાન કરવાને ભીખ માગવી પડી હોશે. કેમકે તેનાં જવાહેર વેચવાનાં નોહોતાં. તેણે ભીખ માગીને જેમ બની શકે તેમ ગુજરાન કરવાનું કીધું, તો પણ આગળ રસ્તે તે ઘણી વાર ભૂખ્યો થયો. ૧

આશા.—એ તો અજબ છે, કે જે દાખલ કરીને તેને સ્વર્ગી ભાગળમાં પેસવાનું હતું તે તેઓએ તેની પાસેથી લીધો નહિ.

ખ્રીસ્તી.—હા, એ અજબ વાત છે. પણ તેની ખબરદારીથી તે તેઓના હાથમાં ન ગયો એમ નહિ; કેમકે ચોરને જોઈને તે એવો તો ગભરાયો કે

---

૧—૧ પિતર. ૪: ૧૮.

કાંઈ સંતાડવાની તેનામાં શક્તિ અથવા હોશ નોહોતો, માટે તેની જુગતીથી નહિ, પણ ઈશ્વરની કૃતિથી તે મહા વસ્તુ તેઓને હાથ લાગી નહિ. ૧

આશા.—તેઓએ જવાહેર લીધું નહિ,માટે તેના મનને સમાધાન થયું હોશે.

ખ્રીસ્તી—જેમ કામમાં લાવવું ઘટતું હતું તેમ જો તે કામમાં લાવત, તો તેથી તેના મનનું સમાધાન થાત. પણ જેણે મને એ વાત કહી, તેણે કહ્યું, કે આગળના રસ્તામાં તેમાંનું કાંઈ એક માત્ર કામમાં લાવ્યો; કારણ કે તેની ખરચી ગયાથી તે ગભરાયો હતો. ઘણું કરીને જવાહેર તેને યાદ આવ્યું નહિ, ને જ્યારે કોઈવાર તે યાદ આવતું ને તેથી મનનું સમાધાન થવા લાગતું, ત્યારે તેની ખરચી ખોયા સંબંધી મનમાં આવતું ને મનનું સમાધાન રહ્યું નહિ.

આશા.—હાય હાય! નિશ્ચય તેને ઘણો શોક થયો હોશે..

ખ્રીસ્તી—હા, બહુ શોક થયો. જો એવું આપણે થાત, એટલે જો આપણે કોઈએ લુટી લઈને જખમી કર્યા હોત, તો મહા શોકનું કારણ થાત નહિ? આશ્ચર્ય છે કે તે શોકથી મરી ન ગયો. મેં સાંભળ્યું કે આગળ રસ્તે તે વિલાપ કરતો કરતો ગયો, ને જેઓને તે મળ્યો ને જેઓ તેને મળ્યા, તેઓને તેણે પોતે ક્યાં ને શી તરેહ લુટાયો, ને કોણે લુટ્યો, ને જે લુટ્યું, ને જે જખમ લાગ્યા, ને પોતાનો જીવ મુશ્કેલીથી બચ્યો, એ સઘળું તે કેહેતો.

આશા.—તેને એવા ખપ હતો, તો અજબ છે, કે મુસાફરીમાં કામ આવે એ સારૂ તેનાં જવાહેર તેણે વેચીનાંખ્યાં નહિ અથવા ગીરવી મુક્યાં નહિ.

ખ્રીસ્તી—જેના માથા પર અજી સુધી શીપ છે, તેના સરખું તમે બોલોછો. તે શાથી જવાહેર ગીરવી મૂકે અથવા કોણને વેચાતું આપે? જે દેશમાં તે લુટાયો, તે આખા દેશમાં તેનાં જવાહેર ગણતીમાં નથી. વળી તેથી જે મદદ થાત તેની તેને અગત નોહોતી. વળી શેહેરની ભાગળ આગળ જો જવાહેર વિના તે ગયો હોત, તો ત્યાંનો વારસો તેને મળત નહિ. તે નુકશાન હજાર ચોરના આવવા કરતાં, ને તેઓના જુલમ કરતાં તેને ઘણુંજ થાત, એવું તે જાણતો હતો.

આશા.—ભાઈ તમે એવી કરડી વાત કેમ કહોછો? ઈશાવે પેટપૂર ખીચડીને

---

૧—૨. તિમો. ૧; ૧૨-૧૪. ૧. પિત. ૧;૫-૯.

સારૂ પોતાના વડીલપણાનો હક વેચાતો આપ્યો ;[1] ને તે હક તેનું સહુથી મોટું જવાહેર હતો, ને જો તેણે એમ કીધું, તો અલ્પવિશ્વાસ એમ કેમ કરે નહિ.

**ખ્રીસ્તી**—ઈશાવે પોતાના વડીલપણાનો હક વેચ્યો ખરો, ને તે પ્રમાણે ઘણા બીજા પણ કરેછે. એ કારણને લીધે, તેઓ પરમ આશીર્વાદ પામવાથી પોતે દૂર થાયછે. પણ ઈશાવમાં તથા અલ્પવિશ્વાસમાં તફાવત છે; ને તેઓની હાલતમાં પણ તફાવત છે. ઈશાવનું વડીલપણું દૃષ્ટાંતરૂપ હતું; પણ અલ્પવિશ્વાસનું તો એવું નોતું. ઈશાવ પોતાના પેટને દેવ ગણતો, પણ અલ્પવિશ્વાસ એવું નોતો ગણતો. ઈશાવને દેહબાપની સ્વાભાવિક ભૂખ હતી, પણ અલ્પવિશ્વાસને એમ નોતું. ઈશાવ પોતાનો વિશય પૂરો કરવા ચાહતો, બીજા પર મન રાખી શકતો નોતો; તેણે કહ્યું, કે "મારો મરણકાળ આવ્યો છે, માટે એ વડીલપણાનો હક મને શા કામનો?"[2] પણ અલ્પવિશ્વાસને કાંઈ એક વિશ્વાસ હતો ખરો, માટે તે વિશ્વાસથી એવા બેવકુફીના કામથી પાછો હટ્યો, ને તેથી તેનાં જવાહેર એવાં મૂલવાન ગણાયાં, કે જેમ ઈશાવે પોતાનો વડીલપણાનો હક વેચ્યો, તેમ તેણે પોતાનાં જવાહેર વેચ્યાં નહિ. ઈશાવને કાંઈ પણ વિશ્વાસ હતો, એવું તમે કોઈ જગ્યામાં વાંચ્યું નથી, જાણે કે જેના મનમાં દૈહિક વિશય રાજ કરેછે (ને જેને વિશ્વાસ નથી તેમાં રાજ કરશે), તે માણસ જો પોતાનું વડીલપણું, તથા પોતાના આત્મા વગેરે, નરકવાસી શેતાનને વેચાતાં આપે, તો તેમાં શું અજબ છે; કેમકે જેમ ગધેડીને સહવાતી વખત કોઈ ફેરવે નહિ, તેમ તેઓને થાયછે.[3] જેવારે તેઓનાં મન વિશય પર લાગેછે, તેવારે ગમે તેવું નુકસાન થાય, તો પણ તેઓને તેઓ વળગ્યા રહેછે. પણ અલ્પવિશ્વાસ તો જૂદા સ્વભાવનો હતો. તેનું મન ઈશ્વરની વસ્તુ પર લાગેલું હતું, ને જે આત્મિક તથા સ્વર્ગી છે, તેથી તેના મનનું રક્ષણ થયું. માટે જો ખરીદદાર હોત, તો એવા સ્વભાવનો માણસ પોતાનું મન નકામી વસ્તુએ ભરવા સારૂ પોતાનાં જવાહેર કેમ વેચાતાં આપે? કોઈ માણસ પોતાનું પેટ ઘાસે ભરવા સારૂ પૈસો આપશે શું? કાગડાની પેઠે ખબુતર મુડદાં ખાશે શું? અવિશ્વાસી લોક દૈહિક વિષય પૂર્ણ કરવા સારૂ, પોતાનું તથા પોતાને પણ ગીરવી મૂકે કે વેચી

---

૧—હેબ્રી ૧૨; ૧૬. ૨—ઉત્પત્તિ. ૨૫; ૩૨. ૩—યિરે. ૨; ૨૪.

નાખે. તો પણ તારણ થાય એવો વિશ્વાસ જો કોઈને હોય, જો થોડો પણ હોય, તો તે એમ કરી શકતો નથી. ભાઈ એ બાબતમાં તો તમારી ચૂક હતી.

આશા.—હું એ કબૂલ કરૂંછું; પણ તમારી કરડી વાતોથી મને ગુસ્સો ચહડે એવું થયું.

ખ્રીસ્તી.—કેમ? જે પક્ષી હુશિયાર છે, ને જેના માથા પર શીપ રહ્યા છતાં, સાધારણ રસ્તે ફરેછે, તેઓની ઉપમા માત્ર મેં તમને આપી, તે તમારે ફરીથી મનમાં આણવું નહિ. જે બાબત સંબંધી આપણે વાતચિત કરિયે છિયે, તેનોજ વિચાર કરો તો આપણું સંધું સારૂં થશે.

આશા.—પણ, ખ્રીસ્તી, હું જાણુંછું કે તે ત્રણ માણસ નામરદ હતાં, નહિ તો રસ્તે આવનારનો અવાજ સાંભળીને તેઓ નાહશી જાત નહિ. અલ્પવિશ્વાસે કેમ હિમ્મત રાખી નહિ? તેણે કાંઈ સામાં થવું હતું; ને જો ઉપાય ચાલત નહિ તો પછી તેણે ખસતા રેહવું હતું.

ખ્રીસ્તી—ઘણા લોક કહેછે કે તેઓ નામરદ છે; પણ અજમાએશની વખતે થોડા લોક તેઓને એવા ગણેછે. અલ્પવિશ્વાસને ઘણી હિમ્મત નોતી. ને, ભાઈ, તમારી વાત પરથી મને જણાયછે, કે જો તેઓ તમારા પર હુમલો કરત, તો થોડીવાર લડાઈ કર્યા પછી તમે હાથ ઊઠાવત. અમણાં તેઓ દૂર છતાં તમારી એટલીજ માત્ર હિમ્મત છે, તો જો તેઓ પાસે આવે, તો તમારો અમણાંનો વિચાર બદલાઈ જશે.

વળી તેઓ પરાધીન ચોર છે, એટલે ખાડાના રાજાની સેવા તેઓ કરેછે. ને જો અગત્ય હોય તો તે તેઓની સહાય કરવા આવશે. તેનો ઘાંટો તો સિંહની ગર્જના સરખો છે. ૧ અલ્પવિશ્વાસની પેઠે મેં તેઓની સાથે લડાઈ કીધી, ને તે લડાઈ બહુ ભારી હતી. એ ત્રણ દુષ્ટે મારા પર હુમલો કીધો, ને ખ્રીસ્તીની પેઠે હું તેઓને રોકવા લાગ્યો, ત્યારે તેઓએ હાંક મારી, એટલે તેઓનો ધણી આવ્યો. મેં અજમાવેલું બખતર પેહેર્યું હતું, નહિ તો પાણીને મૂલ્યે હું મારો જીવ આપત. મેં એવાં બખ્તર પેહેર્યા છતાં પણ, પુરૂષાર્થ કરવા સારૂ મને ઘણી મેહનત પડી; જેણે એવી લડાઈ કીધી હોય, તે વિના તે લડાઈની કદર બીજો કોઈ જાણતો નથી.

---

૧—૧ પિતર ૫; ૮.

**આશા.**—વારૂ, પણ મોટો અનુગ્રહ રસતામાં છે, એમ જાણીને તેઓ એકદમ નાહશી ગયા.

**ખ્રીસ્તી**—ખરૂં, જ્યારે મોટો અનુગ્રહ દૃષ્ટિએ પડતો ત્યારે તેઓ તથા તેઓનો ધણી પણ ઘણીવાર નાહશી જતા, ને તેમાં આશ્ચર્ય નથી; કેમકે તે રાજાનો પેહેલવાન છે, ને અલ્પવિશ્વાસમાં તથા રાજાના પેહેલવાનમાં નિશ્ચય તફાવત જણાયછે. રાજાની સંધી પ્રજા તેના પેહેલવાન નથી, ને તેની પેઠે લડાઇમાં પુરૂષાર્થ કરી શકતી નથી. દાઊદની પેઠે નાહનો છોકરો ગોલીઆથની સાથે લડાઈ કરી શકે શું? અથવા ચક્લીમાં બળદના જેટલું જોર છે શું? એવું વિચારવું ઘટારથ નથી. કેટલાએક જોરાવર છે, કેટલાએક નબળા છે, કેટલાએકને ઘણો વિશ્વાસ છે, કેટલાએકને થોડો છે; એ માણસ નબળો હતો માટે તે હારી ગયો.

**આશા.**—જો મોટો અનુગ્રહ હોત, તો તેઓની સામાં થાત.

**ખ્રીસ્તી**—જો તે હોત તોપણ હાથ વાપરવા પડત. ને મારે કહેવું જોઇએ કે મોટો અનુગ્રહ હથિયાર વાપરવામાં બહુ હોશિયાર છે ખરો; ને જ્યાં સુધી તે તેઓને પોતાની તરવારની નોકે દૂર રાખે, ત્યાં સુધી તેને તે પૂરો પડેછે ખરો. પણ જો નાહિમ્મત, વેહેમી, કે તે બીજો તેની પાસે પોહોંચી જાય, તો તેઓ તેને ઠોકર મારીને પાડી નાખશે; ને ભોંય પડેલો માણસ શું કરે.

જે મોટા અનુગ્રહનું મોહો સારી પેઠે જુએછે, તેને એવાં ચાઠાં તથા ડાઘ માલમ પડેછે, કે મારૂં ખરૂં કહેવું સાબીત થશે. હા, મેં સાંભળ્યું કે તેણે લડાઇમાં એકવાર કહ્યું, કે અમે અમારા જાનથી હાત ધોઈયેછિયે. એ ત્રણ જોરાવર દુષ્ટોથી, તથા તેઓના સાથીઓથી, દાઉદે ઘણો અફશોસ વિલાપ તથા પોકાર કીધો. ૧ હીમાન તથા હજકિઆ તેઓના વખતમાં પેહલવાન હતા, તોપણ એ લોકે તેઓ-પર હુમલો કીધો, ત્યારે તેઓના પરિશ્રમ કર્યા છતાં પણ તેઓને ઘણું નુકશાન પોહોંચ્યું. પિતર પણ જેમ બનીશકે તેમ કરવા એકવાર ગયો, ને તેના સંબંધી કેટલાએક કહેછે કે તે મુખ્ય પ્રેરિત હતો, તોપણ એ લોકે તેને એવું કીધું, કે અંતે તે એક અબલા સ્ત્રીથી બીધો.

વળી તેઓનો રાજા તેઓની સિટી સાંભળીને આવેછે. તે ન સંભળાય એટલા

---

૧—ગીત ૮૮.

દૂર કદી હોતો નથી. ને કોઈ વાર તેઓ હારી જાય, ત્યારે જો બનીશકે, તો તે તેઓની મદદ કરવા આવેછે. ને તે સંબંધી એમ કહ્યું છે, કે તેના ઉપર હુમલો કરનારની તરવાર, ભાલો, તીર તથા કટાર પણ તેને વાગતાં નથી; લોહોડાને ઘાસ સરખું ગણેછે, ને પિત્તળને શડેલા લાકડા સરખું ગણેછે; તીરથી તે નાહશી જતો નથી, ગોફણના પથરોને તે કચરા સરખા ગણેછે, ને બરછીને તે ખુંપરા સરખી ગણેછે, ને ભાલો ઉગામવાપર તે હશેછે.૧ તો માણસ એની સામાં શું કરી શકે? એ વાત ખરી છે, કે જો અયુબનો ઘોડો કોઈ માણસની પાસે હમેશાં હોય, ને તે પર સવારી કરવાની હિમ્મત તથા આવડ હોય, તો તે અદ્ભૂત કામ કરે; કેમકે તેની ગરદન ગરજનાએ ઢંકાએલી છે. ટીડ બીહે તેમ તે બિહીતો નથી; તેના નશકોરાનો મહિમા ભયંકર છે. તે મેદાનમાં પગે ભોંય ખોદેછે. તે પોતાના સામર્થ પર હર્ખાયછે, ને હથિયારબંધ માણસની સામાં જાયછે. તે બિહીકનો ઠેઠ્ઠા કરેછે, ને તરવારથી તે બિહીતો નથી, ને તેથી પાછો હટતો નથી. તરકશ તથા ચળકતો ભાલો તથા ઢાલ તેની સામાં કકડેછે, તે ગુસાથી તથા ક્રોધથી પૃથિવિને ગળી જાયછે, ને તુરઈનો શબ્દ છે એવું તે માનતો નથી. તુરઈ પર તે હાહા કરેછે. ઘણે આધેથી તેને લડાઈની બો આવેછે, ને ફોજના સરદારોનો ઘાંટો તથા બૂમ સાંભળેછે.૨

પણ તમે ને હું પાયદલ છિયે, માટે એવા દુસમનને મળવાની આપણે ઇચ્છા કરવી નહિ. આપણે બીજા સંબંધી સાંભળિયેછિયે, કે તેઓ હારચા ગયા, તો આપણે ડીંગ ન મારવી, અથવા આપણા પુરૂષાર્થના વિચારથી ખૂશી ન થવું; કેમકે ઘણું કરીને એવા લોકો તપાસ થતી વખતે હારી જાયછે. પિતર સંબંધી મેં પેહેલાં કહ્યું તેનો વિચાર કરો. તેણે ફુલાઈને કહ્યું, કે મારા ધણીને સારૂ હું સંધા માણસ કરતાં અધિક કરીશ, ને દુશ્મનની સામાં મજબૂત ઊભો રહિશ. તો પણ તેની પેઠે એ દુષ્ટ લોકથી બીજો કોણ હારી ગયો.

રાજાના શરિયામ રસ્તે એવી ચોરી થાયછે એ સાંભળીને આપણે બે ઉપાય કરવા જોઈએ. એટલે ૧) હથિયાર સજીને ચાલવું, ને ઢાલ સાથે રાખવી; કેમકે પેલાની પાસે ઢાલ નોતી, માટે જો પણ લીવાયથાનને જોરથી મારચો તોપણ

૧—અયુબ. ૪૧; ૨૬–૨૯. ૨—અયુબ ૩૯; ૧૯-૨૫.

તેને હરાવી શકચો નહિ; કેમકે જો ઢાલ આપણી પાસે ન હોય, તો તે આપણાથી કાંઈજ બીશે નહિ. માટે જે અનુભવી હતો તેણે કહ્યું છે, કે સહુ કરતાં પેહેલી વિશ્વાસની ઢાલ રાખો, કે તેથી ભુંડાના સઘળા ધગધગતા ભાલા તમે હોલવી શકશો. ૧

૨) એ પણ સારૂં છે, કે રાજાની પાસે આપાણે વળાવો માગિયે-તે પોતે આપણી સાથે આવે એવું પણ માગિયે. એજ કારણથી દાઉદ મોતની છાયાના મેદાનમાં હર્ખાયો, ને મૂસાએ પોતાના ઈશ્વર વિના એક ડગલું ભરવા કરતાં મરવું સારૂં ગણ્યું. ૨ ઓ મારા ભાઈ,જો તે આપણી સાથે આવે તો દશ હજાર આપણી સામાં થાય, પણ તેઓથી આપણે કાંઈજ બીવું નહિ. ૩ પણ તે નહિ હોય તો, અહંકારી સહાય કરનારાઓ મારીનંખાએલાની નીચે પડેછે. ૪

હું અગાઉ લડાઈમાં હતો, ને જે શ્રેષ્ટ છે તેના ઉપકારથી હું અમણાં જીવતો છું ખરો, પણ મારા પુરૂષાર્થ સંબંધી હું ડીંગ મારી શકતો નથી; ને જો મને ફરીથી એવી લડાઈ કરવી પડે નહિ તો હું ખૂશી રહીશ. પણ મને બિહીક લાગેછે, કે હજી આપણે સંઘા ભયમાંથી નીકળી ચૂકયા નથી, પણ સિંહ ને રીંછ અમણાં સુધી મને ખાઈ ગયા નહિ, માટે મને આશા છે કે બીજા અસુંનતી ફીલીસ્તી આપણને મળે તો તેના હાથથી ઈશ્વર આપણને બચાવે.

અલ્પવિશ્વાસ રે, એમ ઝાલી હવે, ચોર સાડે તને કેમ લૂટયો !<br>
એ સ્મરી, સર્વ તો ચેતજો, કે રખે, શુદ્ધ વિશ્વાસ દેખાય ખૂટયો.

હોય વિશ્વાસ જો શુદ્ધ સાજો રહી, લાખ જોદ્ધા થકી તે ન બીશે;<br>
પણ થયો મંદ તો, તરત ફીકો પડી, તરણ ઉઠપાથકી નમ્ર દીશે.

તેઓ આગળ ચાલ્યા ને નાદાન પછવાડે પડયો. જતાં જતાં એક જગ્યામાં તેઓએ બીજે રસ્તો તેઓના રસ્તાને મળતો જોયો. જે રસ્તો તેઓને જવાનો હતો તેવાજ સીધો રસ્તો તે તેઓને દેખાયો, ને એ બેમાંથી કિયે રસ્તે જવું એ તેઓને સૂઝયું નહિ, માટે વિચાર કરવા સારૂ તેઓ ઊભા રહ્યા. તેઓ વિચારતા હતા એટલે સફેદ જામો પેહેરેલો એક કાળો માણસ તેઓની પાસે આવ્યો. તેણે તેઓને પૂછ્યું કે તમે હ્યાં કેમ ઊભા છો ? તેઓએ જવાબ દીધો કે અમે

---

૧—એફેસી. ૬; ૧૬ ૨—નિર્ગ. ૩૩; ૧૫. ૩—ગીત. ૩; ૬-૮. ૨૭; ૧. ૪—ઇશા. ૧૦; ૪.

સ્વર્ગી શેહેરમાં જઈયે છિયે. પણ આ બે રસ્તામાંનો કિયો ખરો છે એ અમે જાણતા નથી. તે માણસે કહ્યું, કે મારી પાછળ આવો, હું ત્યાંજ જાઉં છું. હવે જે રસ્તો તેઓના રસ્તાને મળતો હતો, તેમાં તેઓ તેની પાછળ ગયા; પણ આગળ જતાં રસ્તો એવો આડો હતો, કે જે શેહેરમાં તેઓ જવા ચાહાતા હતા, તેની ગમથી ધીમે ધીમે તેઓનાં મ્હો અવળાં ફરયાં. તો પણ તેઓ તેની પાછળ ચાલ્યા ગયા. પણ થોડીએક વાર પછી તેઓના જાણ્યા વગર તે તેઓને એક જાળમાં લઈ ગયો. તેઓ તેમાં એવા તો ફસ્યા કે તેઓને તેમાંથી નીકળવું કાંઈ સુઝતું નોતું. એટલે સફેદ જભ્ભો કાળા માણસની પીઠ પરથી ખસી પડ્યો. ત્યારે તેઓને માલમ પડયું કે અમે ક્યાં આવી પડયા છિયે. ત્યાં ઘણીવાર રડતાં રડતાં તેઓ પડી રહ્યા; કેમકે તેઓ નીકળી શકતા નોતા.

ત્યારે ખીસ્તીએ પોતાના સાથીને કહ્યું, કે અમણાં મને સુઝેછે કે હું ભૂલમાં પડયો છું. શું, ભરવાડોએ આપણે ચેતાવ્યા નોતા, કે ખૂશામતિયાથી સાવધાન રેહેજો. બુદ્ધિવાનના કહ્યા પ્રમાણે આજે આપણને થયું, કે જે તેના પડોસીની ખૂશામત કરેછે તે તેના પગને સારૂ જાળ નાખેછે. ૧

આશા.—રસ્તા સંબંધીનો પટો પણ તેઓએ આપણને આપ્યો હતો, કે આપણે ભૂલા ન પડિયે, પણ તેમાં આપણે જોવું ભૂલી ગયા, માટે નાશ કરનારના રસ્તાથી આપણે દૂર રહ્યા નહિ. એ બાબતમાં દાઉદ આપણા કરતાં બુદ્ધિવાન હતો; કેમકે તેણે કહ્યું, કે માણસનાં કામ સંબંધી, તારા હોઠની વાતના આસરાથી, હું નાશ કરનારના રસ્તાથી દૂર રહ્યો. ૨ એમ શોક કરતાં કરતાં તેઓ જાળમાં રહ્યા. આખરે તેઓએ એક તેજસ્વીને હાથમાં ઝીણી દોરીની ચાબુક લઈને આવતો જોયો. ને જે જગ્યાએ તેઓ હતા ત્યાં આવીને તેણે તેઓને પૂછ્યું, કે તમે ક્યાંથી આવ્યા; ને હ્યાં તમે શું કરોછો? તેઓએ કહ્યું, કે અમે ગરીબ મુસાફર સીઓન જઈયે છિયે. પણ સફેદ જભ્ભો પેહેરેલા એક કાળા માણસે અમને રસ્તેથી ભૂલાવ્યા. તેણે અમને કહ્યું, કે હું ત્યાં જાઉંછુ, માટે મારી પાછળ આવો. ત્યારે ચાબુકવાળાએ કહ્યું, તે પ્રકાશના દૂતનો વેશધારી ખૂશામતિયો ખોટો પ્રેરિત છે. ૩ પછી જાળ ફાડીને તેણે તેઓને બહાર

---

૧—દ્દષ્ટાંત. ૨૯; ૫. ૨—ગીત. ૧૭; ૪. ૩—દાનિ. ૧૧; ૩૨. ૨ કરિ. ૧૧; ૧૩–૧૪.

કહાડયા. પછી તેણે તેઓને કહ્યું, કે મારી પાછળ આવો, ને હું તમને ખરે રસ્તે લઈ જઈશ. ને જે રસ્તો મૂકીને તેઓ ખુશાતિયાની પાછળ આવ્યા હતા, તેમાં તે તેઓને પાછો લઈ ગયો. પછી તેણે પૂછ્યું, કે ગઈ રાતે તમે ક્યાં સૂતા હતા? તેઓએ જવાબ દીધો કે અમે ભરવાડની સાથે, મનોરંજન પાહાડ પર રહ્યા હતા. વળી તેણે પૂછ્યું, કે તમારી પાસે રસ્તાનો પટો નથી શું? તેઓએ જવાબ દીધો કે હા, છે. તેણે પૂછ્યું, કે જ્યારે રસ્તા સંબંધી તમને શક પડયો, ત્યારે તેમાં તમે જોયું નહિ શું? તેઓએ કહ્યું, કે ના. તેણે પૂછ્યું, કે કેમ નહિ? તેઓએ કહ્યું, કે અમે ભૂલી ગયા. વળી તેણે પૂછ્યું, કે ભરવાડોએ ખુશાતિયાથી સાવધાન રેહેવાનું તમને કહ્યું, નહિ શું? તેઓએ જવાબ દીધો કે હા, કહ્યું, પણ એ મીઠું બોલનાર તેજ છે એ અમારા મનમાં આવ્યું નહિ.[૧]

ત્યારે સમણામાં મેં જોયું, કે તેણે તેઓને ભોંયે સુવાનું કહ્યું. ને ત્યારે તેઓ ભોંયે પડયા એ પર તેણે તેઓને સારી પેઠે મારયા, કે જે ખરે માર્ગે તેઓએ ચાલવું જોઈએ, તેમાં તેઓ ચાલે.[૨] મારતી વેળા તેણે કહ્યું, કે જેટલા મને વાહાલા છે તેટલાને હું ધમકાવુંછું, તથા શીક્ષા કરૂંછું, માટે તમે ચિંતા રાખો, ને પસતાવો કરો.[૩] ત્યાર પછી તેણે તેઓને આગળ જવાનું તથા ભરવાડોની બીજી વાત સંબંધી ખબરદાર રેહેવાનું ફરમાવ્યું. ત્યારે તેઓ તેના સઘા ઉપકારનો પાડ માનીને નમ્રતાથી આ ગીત ગાતા ગાતા ચાલ્યા કે—

> પથ પરના સહુ પંથી જૂઓ, એ ગમ ધ્યાન રખાવી;
> કે ભટકીને ચાલ્યા જે જે, તે પર શી ગતિ આવી.
>
> બોધ તરત ભૂલ્યાને માટે, ફાંદામાં પકડાયા;
> ત્રાણ થતાં પણ માર ન ચૂક્યા; ખૂઝી યા જો ફાયા.

થોડી વાર પછી તેઓએ સડકને રસ્તે એક ધીમે ચાલનારને એકલો તેઓને મળવા આવતો જોયો. ત્યારે ખ્રીસ્તીએ પોતાના સાથીને કહ્યું કે જૂઓ, એક માણસ સીઓનની તરફ પીઠ કરીને આપણને મળવા આવેછે.

આશાવા.—હું તેને જોઉંછું. આપણે સાવધાન રેહેવું, રખે એ પણ

---

૧—રૂમી. ૧૬; ૧૭–૧૮. ૨—પુનર્નિ. ૨૫; ૨. ૨ કાળવૃ. ૬; ૨૭. ૩—પ્રક. ૩; ૧૯.

ખૂશામતિયો હોય. તે આવતો આવતો છેક નજદીક આવ્યો. તેનું નામ નાસ્તિક હતું; ને તેણે તેઓને પૂછ્યું, કે તમે ક્યાં જાઓછો?

**ખ્રીસ્તી**—અમે સીઓન પહાડ પર જઈયે છિયે.

ત્યારે નાસ્તિક ખડખડ હસવા લાગ્યો.

**ખ્રીસ્તી**—તમારા હસવાનું કારણ શું?

**નાસ્તિ.**—તમે અનાડી લોક છો, કે એવી લાંબી મુસાફરી કરવા તમે નીકળ્યા, ને તમારા દુઃખનું ફળ કેવળ મેહેનત છે તે વિના તમને બીજું કાંઈ મળે એવું નથી, માટે હું હસુંછું.

**ખ્રીસ્તી**—કેમ નહિ મળે. અમને અંગીકાર નહિ કરે એવું તમે ધારોછો શું?

**નાસ્તિ.**—અંગીકાર કરશે એ તમે શું બોલ્યા? જે જગ્યા સંબંધી તમે ખ્યાલ કરોછો, તે આ લોકમાં નથી.

**ખ્રીસ્તી**—પણ પરલોકમાં એવી જગ્યા છે.

**નાસ્તિ.**—હું મારા ઘરમાં હતો, ત્યારે તમારા કહ્યા પ્રમાણે મેં સાંભળીને બહાર જોવા સારૂ નીકળ્યો. તે શેહેર વીસ વર્ષ થયાં શોધુંછું, પણ જેટલું મને પેહેલે દહાડે મળ્યું હતું, તેથી વત્તું અમણાં સુધી મને મળ્યું નથી. ૧

**ખ્રીસ્તી**—અમે સાંભળ્યું છે ને વિશ્વાસ કરિયે છિયે કે એવી જગ્યા મળવાની છે.

**નાસ્તિ.**—મેં પણ જો ઘેર એવો વિશ્વાસ કીધો ન હોત, તો આટલે સુધી શોધવા આવત નહિ. મને તે મળી નહિ, પણ જો એવી જગ્યા હોત તો મલત; કેમકે તે શોધવા સારૂ તમારા કરતાં હું દૂર ગયો હતો. જે સંબંધી મને સૂઝેછે કે તે નથી, તે પામવા સારૂ, જે વસ્તુથી મેં હાથ ઉઠાવ્યા, તેનો ઉપભોગ ફરી કરવા સારૂ હું પાછો જાઉંછું *

ત્યારે ખ્રીસ્તીએ પોતાના સાથી આશાવાનને કહ્યું, કે જે એ માણસે કહ્યું તે ખરૂં છે શું?

---

* નાસ્તિક કેવળ આ દુનિયાની વસ્તુથીજ સંતોષ પામેછે.

૧—સભા. ૧૦; ૧૫. યર. ૧૭; ૧૫.

**આશા.**—ખબરદાર! એ પણ ખુશામતિયો હોશે. એવા લોકનું સાંભળવાથી જે આપદા આપણા પર પડી, તે યાદ રાખો. તે શું કહેછે? શીઓન પહાડ નથી શું? મનોરંજક પહાડ પરથી શેહેરની ભાગળ આપણે જોઈ નહિ શું? વળી અમણાં આપણે વિશ્વાસ રાખીને ચાલવું જોઈએ નહિ શું?૧ ચાલો, આપણે આગળ જઈયે, રખે ચાબુકવાળો ફરી આપણને આવી મળે. જે શીખામણ તમારે મને દેવી જોઈએ તે હું તમને દઈશ; એટલે, "મારો દીકરા, ગ્નાન શબ્દથી જુદું કરીને જે શીખામણ ભૂલ ખવાડેછે તે સાંભળવું બંધ કરો.૨ મારા ભાઈ, હું તમને કહુંછું, કે તેનું ન સાંભળો, ને આપણા જીવનું તારણ થાય એવો વિશ્વાસ કરિયે. ૩

**ખ્રીસ્તી**—મારા ભાઈ, જે પર આપણો વિશ્વાસ છે, તે છે કે નહિ, એ શકને લીધે મેં એ સવાલ તમને પૂછ્યો નહિ. પણ તમારૂં પારખું જોવા સારૂ, તથા તમારા મનના સાચપણની સાબીતી તમારામાંથી નીકળે એ સારૂ મેં એવું પૂછ્યું. આ માણસ સંબંધી હું જાણુંછું કે તે આ દુનિયાના દેવથી આંધળો થયો છે, આપણને સતનો વિશ્વાસ છે, ને સતનું કાંઈ જુઠું નથી, એમ જાણીને તમે ને હું આગળ જઈયે. ૪

**આશા.**—ઈશ્વરના મહિમાની આશાથી હું હરખાઉછું. ત્યારે તેઓ તે માણસને મૂકીને ગયા, ને તે પણ તેઓ પર હસીને ચાલ્યો ગયો.

પછી સમણામાં મેં જોયું કે, તેઓ આગળ જતાં કોઇએક દેશમાં પોહોંચ્યા. તેની હવાનો ગુણ એવો હતો કે જો કોઈ પરદેશી તેમાં આવે, તો તે નિદ્રાવશ થતો. ત્યાં આશાવાનને ઝોકાં આવવા લાગ્યાં ને તેણે ખ્રીસ્તીને કહ્યું કે હું એવો નિદ્રાવશ થયો છું કે મારી આંખો ઉઘડતી નથી. હ્યાં આપણે સૂઈયે, ને થોડી ઊંઘ કહાડિયે.

**ખ્રીસ્તી**—ના, આપણે સૂવું નહિ. રખે ઊંઘમાંથી આપણે કદી જાગિયે નહિ.

**આશા.**—મારા ભાઈ, મેહેનતુને ઊંઘ મીઠી લાગેછે. જો ઊંઘિયે, તો આપણો થાક ઉતરી જશે.

**ખ્રીસ્તી**—તમને યાદ નથી, કે ભરવાડોમાંના એકે મંત્રેલી જમીન સંબંધી

---

૧—૨. કરિ.૫; ૭. ૨—દ્રષ્ટાં. ૧૯; ૨૭. ૩—હેબ્રી ૧૦; ૩૯ ૪—૧.યોહા. ૨; ૨૧.

સાવધાન રેહેવાનું કહ્યું હતું. તેના કહેવાનો અર્થ એ હતો કે ઊંઘથી સાવધાન રહો, માટે બીજાઓની પેઠે આપણે ઊંઘવું નહિ, પણ જાગરૂત તથા હોશિયાર રેહેવું જોઇએ. ૧

**આશા.**—હું કબૂલ કરૂંછું, કે મેં ચૂક કીધી. જો હું ત્યાં એકલો હોત, તો ઊંઘવાથી મોતના ભયમાં પડત. બુદ્ધિવાન કેહેછે તે ખરૂં છે, એટલે એક કરતાં બે ભલા. ૨ ત્યાં સુધી તમારી સંગતથી મને ગુણ થયો ને તમને તમારી મેહેનતનું ફળ સારૂં મળશે.

**ખ્રીસ્તી**—હવે ખ્રીસ્તીએ કહ્યું, કે આપણને ઝોકાં ન આવે માટે આપણે કાંઈ સારી વાત કરિયે.

**આશા.**—ઘણું સારૂં.

**ખ્રીસ્તી**—શા સંબંધી વાત કહાડિયે?

**આશા.**—ઇશ્વરે પેહેલાં આપણે સારૂ જે કીધું, તે સંબંધી પેહેલું તમે કેહેવા માંડો.

**ખ્રીસ્તી**—પેહેલાં તો હું ગીત ગાઇશ.

ઊંઘ કદી જો સંત જનોને લાગે એમ જણાય,
આવી, તેઓએ તો જોવું કેવો થાય ઉપાય.

જોવી, કેવી બે પંથીમાં વાત પરસ્પર થાય.
એમ શિખે કે કેમ કરીને ખૂલ્લી આંખ રખાય.

સંતોમાં સંભાષણ ચાલી, ઘટતી રીતે જાય,
તો, જો ઘાતક જુક્તિ કરે પણ, ઊંઘ કદી નહિ થાય.

પછી ખ્રીસ્તીએ કેહેવા માંડ્યું, કે હું તમને એક સવાલ પૂછુંછું, કે જે તમે અમણાં કરોછો, તે સંબંધીનો વિચાર તમારા મનમાં પેહેલાં શી તરેહ આવ્યો?

**આશા.**—તમારા કેહેવાનો અર્થ એ હોશે, કે પેહેલાં શા કારણથી મારાં આત્માનું કલ્યાણ થવા સંબંધીની મેં શોધ કીધી.

**ખ્રીસ્તી**—હા, મારા કેહેવાનો અર્થ એજ છે.

---

૧—૧ થેસ. ૫; ૬. ૨—સભા. ૪; ૯.

**આશા.**—અમારા બજારમાં જે વસ્તુ દેખાતી તથા વેચાતી હતી, તેનો ઉપભોગ કરવામાં હું ઘણીવાર સુધી રહ્યો. તે એવી વસ્તુ હતી કે જો તેમાંનો તેમાંજ હું રહ્યો હોત તો નરકના નાશમાં પડીને હું ડુબી જાત.

**ખ્રીસ્તી**—તે શી વસ્તુ હતી?

**આશા.**—દુનિયાનાં સંધી તરેહનાં દ્રવ્ય ને દોલત હતાં. વળી મારા આત્માનાં નાશકારક તોફાન, ધમચકડ, પીવા, દુર્ભાષણ, જૂઠું બોલવું, અશુદ્ધતા, વિશ્રામવારને ન પાળવા વગેરેમાં હરખાતો, પણ આખરે ઈશ્વરની જે વાત પર વિચાર કરવાથી મને માલમ પડ્યું, કે એ કામનો પરિણામ મોત છે.૧ વળી તેને લીધે અમર્યાદના દીકરા પર ઈશ્વરનો કોપ આવનાર છે.૨ તે વાત મેં તમારી પાસેથી તથા આપણા વહાલા વિશ્વાસુ જે વ્યર્થત્વ બજારમાં પોતાના વિશ્વાસીપણાને લીધે તથા રૂડી ચાલને લીધે મરણ પામ્યો, તેની પાસેથી પણ સાંભળી.

**ખ્રીસ્તી**—એ વાત ખરી જાણીને તમારો વિશ્વાસ જલદી એ પર બેઠો શું?

**આશા.**—ના, પાપની ભુંડાઈ તથા પાપ કરવાથી જે સજા થાયછે, તે જાણવા મને સારૂં લાગ્યું નહિ; પણ જ્યારે વાતથી મારૂં મન ડામાડોલ થવા લાગ્યું, ત્યારે તેનો પ્રકાશ જોવાય નહિ, તે સારૂ મારી આંખ મીચી રાખી.

**ખ્રીસ્તી**—પણ ઈશ્વરનો પવિત્ર આત્મા તમારા મનમાં જે જે ઉપજાવવા લાગ્યો તેને પ્રતિકુલ કેમ કીધું?

**આશા.**—કારણ એ હતાં. ૧) એવું મારા મનમાં ઈશ્વિરના કરવાથી થાયછે તે મને માલમ નોતું. મેં કદી એવું ધાર્યું નોતું કે પાપની સજા સંબંધી ભય લગાડવાથી ઈશ્વિર પાપીઓને પ્રથમ સુધારવા માંડેછે. ૨) પાપ મને મીઠું લાગ્યું ને તે મૂકી દેવા હું ખૂશ નોતો. ૩) મારા પેહેલાંના સાથીઓને મૂકી દેવા હું રાજી નોતો, કેમકે તેઓ તથા તેઓનાં કામ મને વહાલાં લાગતાં ૪) જે વખત એવા વિચાર મારા મનમાં આવ્યા તે વખત એવો દુઃખકારક તથા ભયકારક હતો, કે ત્યાર પછી મનમાં પણ તે સંબંધીની યાદ આવે એવું મારાથી ખમી શકાતું નોતું.

**ખ્રીસ્તી**—તો જણાયછે કે કોઈ વાર તમારૂં દુઃખ જતું રહ્યું?

---

૧—રૂમી. ૬; ૨૧, ૨૩. ૨—એફે. ૫; ૬.

આશા.—હા, નિશ્ચયે એમ થયું; તો પણ ફરી તે મનમાં આવ્યું. ત્યારે આગળના કરતાં પણ વત્તું દુઃખ થયું.

ખ્રીસ્તી.—તમારાં પાપ શાથકી યાદ આવ્યાં?

આશા.—ઘણી બાબતથી યાદ આવ્યાં, એટલે,

૧ રસ્તામાં મને સારૂં માણસ મળ્યું તેથી.

૨ મેં કોઈને ખ્રીસ્તી શાસ્ત્ર વાંચતાં સાંભળ્યો તેથી.

૩ મારૂં માથું દુખવા લાગ્યું તેથી.

૪ મારા પડોસીમાંના કેટલાએક માંદા પડ્યા તેથી.

૫ કોઈ મરીગયો તે માટે દેવલમાંનો ઘંટ વાગતાં સાંભળ્યો તેથી.

૬ મારા મોત સંબંધી મેં વિચાર્યું તેથી.

૭ કોઈનું એકાએક મોત થયું, તે મેં સાંભળ્યું તેથી.

૮ વિશેષ મને વિચાર આવ્યો કે મારે ઈન્સાફમાં વેહેલું જવું પડશે તેથી.

ખ્રીસ્તી.—જ્યારે પાપ એ રીતે યાદ આવ્યાં ત્યારે કોઈ વાર પાપથી અપરાધી થયાનો વિચાર સેહેલથી નિવૃત્તિ પામ્યો શું?

આશા.—ના, એમ નોતું; કેમકે એવી વેળાએ મારાં પાપથી હું ઘણો અપરાધી દેખાયો. મારૂં મન પાપને ઉલટું હતું, ને જેવારે ફરીથી પાપ કરવાનો વિચાર મનમાં આવ્યો તેવારે મારૂં દુઃખ બમણું થતું.

ખ્રીસ્તી—ત્યારે તમે શું કીધું?

આશા.—મેં ધાર્યું કે મારે સુધરવું જોઈએ, નહિ તો નિશ્ચય હું નરકમાં પડીશ.

ખ્રીસ્તી—શું તમે સુધરવાનું યત્ન કીધું?

આશા.—હા, ને મારાં પાપને એકલાં મૂકી દીધાં એમ નહિ, પણ મારા પાપી સાથીઓને પણ મૂકી દીધા, ને ધર્માચાર પાળવા લાગ્યો, એટલે પ્રાર્થના કરતો, વાંચતો, પાપને લીધે રડતો, પડોસીને સત વાત કહેતો. એ ઉપરાંત મેં બીજાં ઘણાં એવાં કામ કીધાં. તે સંધાં હું અમણાં સવિસ્તર કહી શકતો નથી.

ખ્રીસ્તી—ત્યાર પછી હું સારો છું એમ તમે જાણતા હતા?

**આશા.**—હા, થોડીવાર સુધી એમ જાણ્યું, પણ અંતે મારા સુધરચા છતાં પણ મારૂં સંધું દુઃખ મારા પર પાછું આવી પડ્યું.

**ખ્રીસ્તી**—તમે સુધરચા હતા તો એવું કેમ થયું?

**આશા.**—ઘણા કારણથી તે આવ્યું. વિશેષ એથી કે મારી સંધી નીતિ મેલાં લુગડાં જેવી છે. ૧ શાસ્ત્ર પાળવાથી કોઈ માણસ નિરપરાધી ઠરી શકશે નહિ. ૨ સંધું કરચા પછી તેને એવું કહેવું પડેછે કે અમે નિષ્ફળ છિયે. ૩ એવી બીજી ઘણી વાતથી પણ થયું. તે ઉપરથી હું એમ વિચાર કરવા લાગ્યો કે જો મારી સંધી નીતિ મેલાં લુગડાં જેવી છે, ને જો કોઈ માણસ શાસ્ત્ર પાળવાથી નિરપરાધી ઠરી શકતો નથી, ને સંધું કરચા પછી જો આપણે નિષ્ફળ છિયે,તો નિયમ કરણથી સ્વર્ગમાં જવાશે એમ ધારવું બેવકુફી ભરેલું છે. વળી મેં એવું વિચારચું, કે જો કોઈ માણસ એક હજાર રૂપિયા કોઈ દુકાનદાર પાસેથી કરજે કહાડે, ને ત્યાર પછી તેજ દુકાનદાર પાસેથી બીજું રોકડે રૂપિયે ખરીદ કરે, તો પણ જૂનું દેવું ઊભું રેહેશે. માટે દુકાનદાર તેના પર કોઈ વાર ફરિયાદી કરીને તેને તે દેવું અદા થાય ત્યાં સુધી કેદ કરાવી શકેછે.

**ખ્રીસ્તી**—વારૂ તમારા પર એ વાત તમે શી તરેહ લગાડી?

**આશા.**—મેં એવો વિચાર કીધો કે પાપના કારણથી હું ઈશ્વરનો દેવાદાર છું,માટે અમણાં સુધરવાથી તે દેવું નહિ વળે. માટે મારા સુધરચા છતાં પણ મારે એવું વિચારવું જોઈએ, કે મારા પેહેલા અપરાધને લીધે જે સજા લાયક હું થયો છું, તેથી મારો છૂટકો કેમ થાય.

**ખ્રીસ્તી**—તમે તે વાતની સારી પેઠે યોજના કીધી. વળી બીજું કહો.

**આશા.**—મારા સુધરચા પછી બીજા કારણથી પણ દુઃખ આવ્યું, એટલે મારાં સારાં સારાં કામ હું તપાસી જોઉં છું, તો મારા ઉત્તમ કામમાં પણ પાપ, કોઈ પણ નવું પાપ, દેખાવામાં આવેછે. માટે અમણાં એવો નિર્ણય થાયછે, કે જો પણ હું પેહેલાં ધારતો હતો કે હું સારો છું અને મારાં કામ સારાં છે, ને એમ મોહિત થઈ ગએલો હતો, તો પણ મારા એક દહાડામાં આવાં ઘણાં પાપ થાયછે, કે જો પણ હું બીજું કંઈ પાપ ન કરૂં, તો પણ તે એક દિવસના પાપને લીધે હું નરકમાં પડવા લાયક છું.

---

૧—યશા. ૬૪; ૬.   ૨—ગલા. ૨; ૧૬.   ૩—લુક. ૧૭; ૧૦.

**ખ્રીસ્તી**—પછી તમે શું કીધું?

**આશા**.—મેં મારા મનની વાત મારા ઓળખીતા વિશ્વાસુને કહી ત્યાં સુધી મારે શું કરવું એ મને માલુમ પડતું નોહોતું. તેણે મને કહ્યું, કે જો નિષ્પાપ માણસની નીતિ તમારી તરફ ન ગણાય, તો તમારી તથા આખી દુનિયાની નીતિથી તમારૂં તારણ થઈ શકશે નહિ.

**ખ્રીસ્તી**—તમારા જાણ્યામાં આવ્યું કે એ તેણે ખરૂં કહ્યું?

**આશા**.—મારાં કામ ઉપરથી મને આનંદ તથા સંતોષ થતો હતો ત્યારે જો તેણે એવું કહ્યું હોત, તો હું તેને મૂર્ખ ગણત; પણ જે દહાડાથી મારૂં અશક્તપણું મારા જાણ્યામાં આવ્યું તથા મારાં ઉત્તમ કામમાં પાપ છે તે મને જણાયું, તે દહાડાથી હું તેના વિચારને માન્ય કરૂંછું.

**ખ્રીસ્તી**—તેણે તમને પ્રથમ એવું સમજાવ્યું તેથી પેહેલાં શું તમે ધારતા હતા કે કદી પાપ ન કીધું હોય એવો કોઈ માણસ મળે?

**આશા**.—હું સાચું કહુંછું, કે પેહેલાં તો વિશ્વાસુનું મત મને અજબ લાગ્યું, પણ તેની સાથે થોડી એક બીજી વાત કરયા પછી તે મને ખરૂં જણાયું.

**ખ્રીસ્તી**—તમે તેને પૂછ્યું, કે એ નિષ્પાપ કોણ છે, ને તેથી હું કેમ નિરપરાધી ઠરૂં?

**આશા**.—હા, ને તેણે મને કહ્યું, કે પ્રભુ ઈસુ જે પરાત્પરની જમણી ગમ બેસેછે તે એ છે.[1] ઈસુએ અવતાર લઈને જે જે કીધું ને મરણસ્થંભ પર જડાઈને જે દુઃખ ભોગવ્યું, તે પર વિશ્વાસ કરવાથી તમે નિરપરાધી ઠરશો.[2] મેં તેને પૂછ્યું, કે તે માણસની નીતિ બીજાને શી તરેહ અસર કરી શકે કે તેથી તે ઈશ્વરની આગળ નિરપરાધી ઠરે? તેણે મને કહ્યું, કે તે મહા સમર્થ ઈશ્વર છે. તેણે જે કીધું તે પોતાને સારૂ નહિ, પણ તમારે સારૂ કીધું. તેણે જીવ આપ્યો તે પોતાને સારૂ નહિ, પણ તમારે સારૂ આપ્યો. જો તમે તેના પર વિશ્વાસ કરશો તો ઈશ્વર તેના કામ તથા તે કામનું પુણ્ય તમારી તરફ ગણશે.

**ખ્રીસ્તી**—એ વાત તમને કેવી લાગી?

**આશા**.—વિશ્વાસ કરવા વિષે મેં એવો બાધ કહાડ્યો, કે કદાચ ઈસુ મને બચાવવા રાજી નહિ હોય.

---

૧—રોમી. ૧૦; ૧૨-૨૧. ૨—રૂમી. ૪; ૫. કલો. ૧; ૧૪. ૧ પિતર. ૧;૧૯.

ખ્રીસ્તી—એપર વિશ્વાસુએ તમને શું કહ્યું?

આશા.—તેણે મને કહ્યું, કે જઈને જુઓ. મેં કહ્યું, કે ના, આગ્યા નથી. તેણે કહ્યું, કે છે; તે તમને બોલાવે છે. ૧ પછી મને ખુશીથી તેની પાસે જવાનું દિલ થાય, માટે તેણે મને ઈસુ સંબંધી લખેલું પુસ્તક આપ્યું, ને તે પુસ્તક સંબંધી તેણે કહ્યું, કે તેમાંનો હરેક કાનો માત્રા આકાશ તથા પૃથ્વી કરતાં સ્થિર છે. ૨ પછી મેં તેને પુછ્યું કે હું જાઉં ત્યાર મારે શું કરવું? તેણે જવાબ દીધો, કે તું અત્યંત દીન થઈને કેવળ મનથી પિતાની એવી પ્રાર્થના કર, કે તારો પુત્ર મને દેખાય તેમ કર. ૩ વળી મેં પુછ્યું, કે મારે તેની શી તરેહ વિનંતિ કરવી જોઈએ? તેણે કહ્યું, કે તમે જાઓ, ને તે તમને દયાસન પર મળશે. ત્યાં આવનારને માફી આપવા સારૂ તે હમેશ બેસે છે ૪ ત્યાર પછી મેં કહ્યું, કે જો હું જાઉં તો મારે શું કહેવું, તે મને માલમ નથી. તેણે કહ્યું, કે એ પ્રમાણે કોહો, કે ઓ ઈશ્વર, હું પાપી પર દયા કર, ને મને ઈશુ ખ્રીસ્તને ઓળખાવ, ને તેના પર મારો વિશ્વાસ બેસાડ; કેમકે મને જણાય છે, કે જો તેનું પુણ્ય મારી પાસે ન હોય ને તેના પર હું વિશ્વાસ ન કરૂં, તો મારો પૂરો નાશ થશે. હે પ્રભુ, મેં સાંભળ્યું છે કે તું દયાળુ ઈશ્વર છે, ને તેં એવો ઠરાવ કીધો છે, કે તારો દીકરો ઈશુ ખ્રીસ્ત દુનિયાનો તારનાર થાય. વળી હું રંક પાપી પર ઈસુનું પુણ્ય ગણવાને તું રાજી છે. હું ખરેખર પાપી છું. હે પ્રભુ, તારા દિકરા ઈસુ ખ્રીસ્તની ખાતરને સારૂ મારા આત્માનું તારણ કરવાથી તારા અનુગ્રહનો મહિમા દેખાડ. આમીન.

ખ્રીસ્તી—તેના કહ્યા પ્રમાણે તમે કીધું શું?

આશા.—હા, ઘણીવાર કીધું.

ખ્રીસ્તી—ને બાપે દિકરાને તમને ઓળખાવ્યો શું?

આશા.—પેહેલી, બીજી, ત્રીજી, ચોથી, પાંચમી, છઠ્ઠી વખત માગતાં પણ તેણે તેને ઓળખાવ્યો નહિ.

ખ્રીસ્તી—ત્યારે તમે શું કીધું?

આશા.—શું કરવું, તે મને માલમ પડ્યું નહિ.

---

૧—માથ્થી ૧૧; ૨૮. ૨—માથ્થી ૨૪; ૩૫. ૩—ગીત ૯૫, ૬. દાનિ. ૬; ૧૦. યિ. ૨૯; ૧૨. ૧૩. ૪—નિર્ગ. ૨૫; ૨૨. લેવી ૧૬; ૨. ગણ. ૭; ૮૯. હેબ્રી ૪; ૧૬

**ખ્રીસ્તી**—પ્રાર્થના મૂકી દેવાનો વિચાર ઉત્પન્ન થયો નહિ શું?

**આશા.**—હા, સેંકડો વાર થયો.

**ખ્રીસ્તી**—વારૂ, મૂકી દીધી નહિ તેનું શું કારણ?

**આશા.**—મેં જે સાંભળ્યું તે મને ખરૂં જણાયું, એટલે કે ખ્રીસ્તના પુણ્ય વગર આખી દુનિયાના લોક મળીને મને બચાવી શકતા નથી. ને મનમાં મેં એમ વિચારચું કે જો હું પ્રાર્થના મૂકી દઈશ,તો મારો નાશ થશે. દયાસન આગળ હું રહીશ તો નાશ કરતાં કાંઈ વત્તું થનાર નથી. વળી એમ પણ મારા મનમાં આવ્યું, કે જો તેને વાર લાગે, તો તેને સારૂ સબુર કરવી; કેમકે તે નિશ્ચય આવશે ને વાર નહિ લાગે. ૧ માટે બાપે પોતાના દિકરાને મને ઓળખાવ્યો નહિ ત્યાં સુધી મેં પ્રાર્થના કરવા કીધી.

**ખ્રીસ્તી**—તેણે તેને શી રીતે તમને ઓળખાવ્યો?

**આશા.**—મારા શરીરની આંખે મેં તેને જોયો નહિ, પણ મનની આંખે મેં જોયો. ૨ તે એમ થયું કે એક દહાડે હું બહુ દિલગીર હતો, અગાઉ કદી એ પ્રમાણે હું દિલગીર થયો નોહોતો. મારાં પાપ અગણિત તથા અઘોર છે,એમ ફરી જાણવાથી તે દિલગીરી મને થઈ. નરકમાં મારા આત્માને અનંત સજા મળશે, એ વિના બીજું મને કાંઈ સૂઝયું નહિ. ત્યારે એકાએક એવું મારા મનમાં આવ્યું કે પ્રભુ ઈસુ ખ્રીસ્ત સ્વર્ગથી મારા પર નજર રાખેછે, ને એમ કેહેછે, કે પ્રભુ ઈસુ ખ્રીસ્ત પર વિશ્વાસ કરો ને તમારૂં તારણ થશે. ૩

મેં તેને જવાબ દીધો કે, હે પ્રભુ, હું પાપી છું, હું મહા પાપી છું. તેણે જવાબ દીધો, કે મારો અનુગ્રહ તને બસ છે. ૪ ત્યારે મેં પૂછ્યું કે, હે પ્રભુ, વિશ્વાસ કરવો એટલે શું? ત્યારે તેની એ વાત મનમાં આવી કે "જે મારી પાસે આવેછે તેને કદી ભૂખ લાગશે નહિ, ને જે મારા પર વિશ્વાસ કરેછે તેને કદી તરસ લાગશે નહિ."૫ એ વાતથી મને જણાયું,કે વિશ્વાસ કરવો તથા તેની પાસે જવું એકજ છે. જે આવેછે,એટલે ખ્રીસ્તથી તારણ પામવાની ઇચ્છા રાખેછે, તે ખ્રીસ્ત પર ખરેખરો વિશ્વાસ કરેછે. તે સમયે મારી આંખો આંશુએ

---

૧—હબ. ૨; ૩. ૨—એફે. ૧; ૧૮–૧૯. ૩—પ્રેરિ. ૧૬; ૩૧.
૪—૨ કરિં. ૧૨; ૯. ૫—યોહાન ૬; ૩૫.

ભરાઈ ને મેં ફરી પૂછ્યું, કે હે પ્રભુ, તું મારા જેવા મહા પાપીનો અંગીકાર કરીને તારણ કરીશ? ત્યારે મેં તેને એવું કેહેતાં સાંભળ્યો, કે "જે મારી પાસે આવેછે તેને હું કદાપિ કહાડી મૂકીશ નહિ."[1] ત્યારે મેં પૂછ્યું કે, હે પ્રભુ, જેમ જોઈએ તેમ મારો વિશ્વાસ તારા પર થાય એ સારૂ તારી પાસે આવવામાં મારે તારા સંબંધી શો વિચાર કરવો? ત્યારે તેણે કહ્યું કે "પાપીઓનું તારણ કરવા સારૂ ઇસુ ખ્રીસ્ત આ દુનિયામાં આવ્યો."[2] વિશ્વાસ કરનારા નિરપરાધી ઠરે એ માટે તે નિયમશાસ્ત્રનો પરિણામ છે.[3] આપણાં પાપને સારૂ તે મુઓ ને આપણે નિરપરાધી ઠરિયે તે સારૂ તે પાછો ઊઠયો.[4] તેણે આપણા પર પ્રેમ રાખ્યો, ને તેણે પોતાને લોહીએ આપણાં પાપથી આપણને ધોઈ નાખ્યા.[5] ઇશ્વરની તથા આપણી વચ્ચે તે મધ્યસ્થછે.[6] આપણને સારૂ મધ્યસ્થી કરવા તે હમેશા જીવતો છે.[7] એ સંધા ઉપરથી મને માલમ પડયું કે કેવળ તેનાથી મને પુણ્ય મળે ને મારાં પાપનું પ્રાયશ્ચિત્ત તેના લોહીથીજ થઈ શકે. જે તેણે પોતાના બાપના શાસ્ત્ર પ્રમાણે કીધું, ને તે તોડવાની જે સજા તેણે ભોગવી, તે સંધું પોતાને સારૂ નોહતું, પણ તારણ પામવા સારૂ પાડ માનીને જે કબૂલ કરશે તેને સારૂ તેણે તે સંધું કીધું. તે સમયે મારૂં દિલ આનંદે ભરપૂર થયું. મારી આંખો આંશુએ ભરાઈ, ને ઇસુના નામ તથા લોક તથા માર્ગ પર મારા મનમાં અતિ ઘણો પ્રેમ ઉપજ્યો.

**ખ્રીસ્તી**—નિશ્ચય તમારા આત્માને ખ્રીસ્તનું દર્શન થયું ખરૂં, પણ તેણે કરીને તમારા આત્મા પર શી અસર લાગી? તે મને વિશેષ કરીને કહો.

**આશા.**—તેથી મને જણાયું કે આખી દુનિયાના લોક પોતપોતાને નીતિવાન જાણતા છતાં પણ અપરાધી ઠરયા છે. વળી જણાયું કે આપણો બાપ ઇશ્વર અદલ ઇન્સાફી છતાં તેની પાસે આવનાર પાપીઓને સાચા ઠેરવે. મારી પહેલી ચાલના દુષ્ટપણાથી મને બહુ શરમ લાગી, ને મારી નાદાનીને લીધે હું તેથી ગભરાયો. કેમકે ઇસુ ખ્રીસ્તના એવા ગુણ છે એવો વિચાર મારા મનમાં પહેલાં કદી આવ્યો નહિ. તેથી શુદ્ધ ચાલચલણ ચાલવા પર મને પ્રીતિ થઈ ને પ્રભુ ઇસુના નામને માન તથા મહિમા મળે એવું કરવાની ઇચ્છા મને થઈ. વળી મેં ધાર્યું, કે મારા શરીરમાં હજારો મણ લોહી હોય, તો તે હું પ્રભુ ઇસુની ખાતર સારૂ વેહેવડાવું.

---

૧—યોહાન ૬; ૩૭. ૨—૧ તિમો. ૧; ૧૫. ૩—રૂમી ૧૦; ૪. તથા અધ્યાય ૪.
૪—રૂમી ૪; ૨૫. ૫—પ્રકટી. ૧; ૫. ૬—૧ તિમો. ૨; ૫. ૭—હેબ્રી ૭; ૨૫.

## અઢારમો અધ્યાય.

ત્યારે સમણામાં મેં જોયું, કે આશાવાને મ્હો પાછું ફેરવ્યું, ને જે નાદાનને તેઓએ પછવાડે મૂક્યો હતો, તેને આવતાં જોયો. તેણે ખ્રીસ્તીને કહ્યું, કે જૂઓ, પેલો જુઆન કેટલો દૂર પછવાડે ધીમે ધીમે આવેછે.

**ખ્રીસ્તી**—હા હા, હું તેને જોઉંછું. તે આપણી સંગતની પરવા રાખતો નથી.

**આશા.**—હું ધારૂંછું, કે જો તે આજ સુધી આપણી સાથે રેહેત તો તેને કાંઈ નુકશાન પોહોંચત નહિ.

**ખ્રીસ્તી**—તે ખરૂં, પણ હું જાણુંછું, કે તેનો વિચાર કંઈ જૂદોજ હશે.

**આશા.**—હા, જૂદો હશે; તો પણ તેને સારૂ આપણે વાટ જોઈયે. ને તેઓ ઊભા રહ્યા.

પછી ખ્રીસ્તીએ તેને કહ્યું, કે ચાલો ભાઈ, તમે એટલા પછવાડે કેમ રહી ગયા?

**નાદાન**—એવી સંગતમાં ચાલવા કરતાં એકલા ચાલવું મને ગમેછે.

ત્યારે ખ્રીસ્તીએ ધીમેથી આશાવાનને કહ્યું, કે શું મેં તમને કહ્યું ન હતું કે તે આપણી સંગતની પરવા રાખતો નથી? તો પણ ચાલો, આ વસતી વગરની જગ્યામાં આપણે વાતચિત કરતાં વખત કહાડિયે. ત્યારે નાદાનને તેણે કહ્યું, આવો, તમારી શી ખબર છે? ઈશ્વર વિષે અમણાં તમારૂં મન કેમ છે?

**નાદાન**—સારી રીતે છે, એમ હું આશા રાખુંછું; કેમકે મારા મનમાં સારા વિચાર આવેછે ને તેથી ચાલવામાં મને દિલાસો લાગેછે.

**ખ્રીસ્તી**—વારૂ, તે ચિન્તન કેવું છે તે અમને જણાવ.

**નાદાન**—હું ઈશ્વર તથા સ્વર્ગ સંબંધીનો વિચાર કરૂંછું.

**ખ્રીસ્તી**—હા, એમ તો શેતાનના તથા નરકના લોક પણ કરેછે.

**નાદાન**—પણ હું વિચાર કરૂંછું એટલુંજ નહિ, પામવા પણ ચાહુંછું.

**ખ્રીસ્તી** ઘણા લોક જે ત્યાં કદી જઈ શકશે નહિ, તેઓ પણ એમ કરેછે. ઊંઘણશીનું મન ચાહેછે, પણ તેને કાંઈ મળતું નથી. ૧

---

૧—નીત. ૧૩; ૪.

નાદાન—હું તેઓ સંબંધી વિચાર કરૂંછું, ને તે પામવા સારૂ પણ સંધું મૂકી દઉંછું.

ખ્રીસ્તી—એ વિષે મને સંદેહ છે, કેમકે સંધું મૂકી દેવું બહુ કઠણ છે. હા, ઘણાના ધારચા કરતાં બહુજ કઠણ છે. પણ કેમ અથવા શાથી તમને માલમ પડેછે કે ઈશ્વરને તથા સ્વર્ગને સારૂ તમે સંધું મૂકી દીધું છે.

નાદાન— મારૂં મન મને એવું કહેછે.

ખ્રીસ્તી—પણ બુદ્ધિવાન માણસ એમ કહેછે, કે "જે પોતાના મન પર ભરોસો રાખેછે તે મૂર્ખ છે." ૧

નાદાન—તે તો તેણે ભુંડા મન સંબંધી કહ્યું છે, પણ મારૂં મન સારૂં છે.

ખ્રીસ્તી.—એની શી સાબીતી છે?

નાદાન—તે સ્વર્ગ પામવાની આશા ઉપજાવેછે.

ખ્રીસ્તી—તે કપટથી એવું કરે; કેમકે પામવાની આશાનું કારણ ન છતાં પણ, પામવાની આશાથી મનમાં દિલાસો આવે.

નાદાન—પણ મારૂં મન તથા મારી ચાલ મળતી છે, માટે મારી આશાનું સારૂં કારણ છે.

ખ્રીસ્તી—તમને કોણે કહ્યું, કે તમારૂં મન તથા ચાલ મળતી છે?

નાદાન—મારા મનથી મને એમ જણાયછે.

ખ્રીસ્તી—કોઈ ચોર સંબંધી તેના સાથીને પૂછો, કે તે ચોર છે કે નહિ તો તે કેહશે! તમે કહોછો કે મારા મનથી મને જણાયછે, એ શી વાત છે? જો ઈશ્વરની વાત એ બાબતમાં સાહેદી આપે નહિ તો બીજી સાહેદી શા કામની?

નાદાન—જે મનમાં સારા વિચાર આવેછે, તે સારૂં મન કેહેવાય નહિ શું? ને જે ચાલચલણ ઈશ્વરની આજ્ઞા પ્રમાણે છે, તેજ સારી નથી શું?

ખ્રીસ્તી—હા, જે મનમાં સારા વિચાર આવેછે, તે મન સારૂં છે ખરૂં; ને જે ચાલચલણ ઈશ્વરની આજ્ઞા પ્રમાણે છે તે ચાલચણ સારી છે ખરી; પણ

---

૧—કહેવત. ૨૮, ૨૬.

એવી ચાલચલણ ચાલવામાં, ને મારી એવી ચાલચલણ છે, એવો વિચાર કરવામાં ઘણો તફાવત છે.

નાદાન—સારા વિચાર તથા ઈશ્વરની આજ્ઞા પ્રમાણે ચાલવું તે શું છે, તે વિષે તમારા વિચાર કહી સંભળાવો.

ખ્રીસ્તી—સારા વિચાર ઘણી તરેહના છે. કેટલાએક આપણા સંબંધી, કેટલાએક ઈશ્વર સંબંધી, કેટલાએક ખ્રીસ્ત સંબંધી, ને કેટલાએક કોઈ બીજી વસ્તુ સંબંધી છે.

નાદાન—આપણા સંબંધી સારા વિચાર કહ્યા છે?

ખ્રીસ્તી—જે ઈશ્વરની વાતની સાથે મળતા છે તે.

નાદાન—આપણા સંબંધીના વિચાર ઈશ્વરની વાતની સાથે કેવારે મળતા છે?

ખ્રીસ્તી—જેવારે આપણ પોતા સંબંધી તે વાત પ્રમાણે ઠરાવ કરિયે છિયે તેવારે, એટલે સ્વાભાવિક અવસ્થાના લોક સંબંધી ઈશ્વરની વાત એવી છે કે કોઈ નીતિવાન નથી, કોઈ સારૂં કરે એવો નથી. વળી ધર્મ શાસ્ત્રમાં કહ્યું છે કે માણસના મનની હરેક કલ્પના ભૂંડી છે ને હમેશ ભુંડીજ હોયછે. ૧ વળી નહાનપણથી માણસના મનની કલ્પના ભુંડી છે, ૨ હવે જ્યારે એ પ્રમાણે મન થકી આપણે પોતા સંબંધી વિચારિયે છિયે ત્યારે આપણા વિચાર સારા છે, કેમકે તેઓ ઈશ્વરની વાત પ્રમાણે છે.

નાદાન—મારૂં મન એવું ભુંડૂં છે તે હું કદી માનીશ નહિ.

ખ્રીસ્તી—એવું હોય, તો તમે પોતાની હયાતીમાં પોતા સંબંધી એક સારો વિચાર કદી કીધો નથી; પણ મને બોલવા દો. ધર્મશાસ્ત્રની વાત આપણાં મનને સારાં નરતાં ઠેરવેછે, તે પ્રમાણે તે આપણી ચાલચલણ પણ સારી નરતી ઠેરવેછે ને જ્યારે આપણાં મન તથા આપણી ચાલચલણ સંબંધી આપણો વિચાર ઈશ્વરની વાતની સાથે મળતો છે, ત્યારે આપણાં મન તથા ચાલચલણ સારાં છે.

નાદાન—તમારા કેહેવાનો અર્થ બતાવો.

---

૧—ઉત્પત્તિ ૬; ૫. રૂમી ૩. ૨—ઉત્પત્તિ. ૮; ૨૧.

**ખ્રીસ્તી**—ઈશ્વરની વાતમાં કહ્યું છે કે માણસના માર્ગ વાંકા છે; સારા નથી, પણ આડા છે. વળી તેમાં કહ્યું છે કે તેઓ સ્વભાવે સારા માર્ગથી આડા ફંટાયછે, ને તે તેઓને માલમ નથી.૧ હવે જ્યારે મનથી તથા દિલની નમ્રતાથી એ પ્રમાણે કોઈ માણસ પોતાના માર્ગ સંબંધી વિચારેછે, ત્યારે પોતાના માર્ગ સંબંધી તેના વિચાર સારા છે, કેમકે ઈશ્વરની વાતની સાથે મળતા છે.

**નાદાન**—ઈશ્વર સંબંધી સારા વિચાર ક્યા છે તે કહો.

**ખ્રીસ્તી**—જે પ્રમાણે આપણા સંબંધી મેં કહ્યું તે પ્રમાણે. જ્યારે ઈશ્વર વિષે આપણા વિચાર તેની વાતની સાથે મળતા છે ત્યારે, એટલે તેનું અસ્તિત્વ તથા તેના ગુણ સંબંધી. તે સંધા ગુણ હું વિસ્તારી કહી શકતો નથી, પણ તે સંબંધી શાસ્ત્રના બતાવ્યા પ્રમાણે આપણે વિચારિયેછિયે ત્યારે આપણા વિચાર સારા છે. વળી જેમ આપણે પોતાને ઓળખિયેછિયે તે કરતાં ઈશ્વર આપણને વત્તું ઓળખેછે. આપણે પોતાનામાં પાપ નથી જોતા, ત્યારે તે જુએછે. તે આપણો સહુથી ગુપ્ત વિચાર જાણેછે, ને આપણાં મન ને જે તેમાં છે તે હમેશ તેની આગળ ઉઘાડાં છે. આપણામાં જે પુણ્યરૂપ દેખાયછે, તે એવું હીણું છે કે તેથી ઈશ્વરને કંટાળો આવેછે. એને લીધે આપણાં સારાં કામ પર ભરોસો રાખીને આપણે તેની આગળ ઊભા રહી નથી શકતા. જ્યારે એ પ્રમાણે વિચાર કરિયેછિયે ત્યારે ઈશ્વર સંબંધી આપણા વિચાર સારા છે.

**નાદાન**—શું, મારા ભાઈ, તમારા ધારવામાં હું એવો મૂર્ખ છું કે ઈશ્વર મારા કરતાં વત્તું જુએ છે એ હું સમજતો નહિ હોઉં? વળી, શું, હું એવો નાદાન, કે મારી ઉત્તમ ઉત્તમ વાતો પર ભરોસો રાખીને પ્રભુની આગળ આવવા ફરૂં?

**ખ્રીસ્તી**—તે બાબત સંબંધી તમારો શો વિચાર છે?

**નાદાન**—ટુંકામાં કહુંછું કે હું નિરપરાધી ઠરૂં માટે ખ્રીસ્તપર મારે વિશ્વાસ રાખવો.

**ખ્રીસ્તી**—ખ્રીસ્તની આપણને અગત્ય નથી એમ જાણ્યા છતાં પણ તમે કેમ કહોછો કે મારે તેના પર વિશ્વાસ કરવો? તમારૂં મૂળ અશક્તપણું તથા તમે જે અપરાધ કીધા તે બેહુ તમને માલુમ નથી. હું ઉત્તમ છું,હું જે કરૂંછું તે ઉત્તમ છે, એમ તારા મનમાં જણાયછે. તેથી સાફ જણાયછે કે ઈશ્વરની

---

૧—ગીત ૧૨૫; ૫. ઢીં. ૨; ૧૫. રૂમી ૩; ૧૨.

આગળ તમે નિરપરાધી ઠરો એ સારૂ તમને ખ્રીસ્તનું પુણ્ય અવશ્ય જોઇયે એ તમને લાગતું નથી. તોપણ તમે કેમ કહેોછો કે હું ખ્રીસ્ત પર વિશ્વાસ કરૂંછું.

**નાદાન**— એવું હોય, તોપણ હું સારી પેઠે વિશ્વાસ કરૂંછું.

**ખ્રીસ્તી**—તમે શી રીતે વિશ્વાસ કરોછો?

**નાદાન**— પાપીઓને સારૂ ખ્રીસ્ત મુઓ ને મેં તેનું શાસ્ત્ર પાળ્યું, એવું જાણીને ઇશ્વર મારા પર દયા કરીને સજાથી મારો છૂટકો કરશે, એવો મારો વિશ્વાસ છે. અથવા એમ થશે કે જે ધર્મનાં કામ હું કરૂંછું તે ખ્રીસ્તના પુણ્ય થકી ઇશ્વર કબૂલ કરશે, ને તેથી હું નિરપરાધી ઠરીશ.

**ખ્રીસ્તી**—એ તમારા મતની વાત પર હું કહુંછું તે સાંભળો.

૧. તમારો વિશ્વાસ ખ્યાલી છે, કેમકે એવા વિશ્વાસનું શાસ્ત્રમાં વર્ણન નથી.

૨. તમારો વિશ્વાસ ખોટો છે; કેમકે તમારા કહ્યા ઉપરથી જણાયછે કે નિરપરાધી ઠરવું ખ્રીસ્તના પુણ્યથી થતું નથી, પણ તમારાં પુણ્યથીજ થાયછે.

૩. એવા વિશ્વાસથી જણાયછે કે ખ્રીસ્તથી તમે પંડે તો નહિ, પણ તમારાં કૃત્ય નિર્દોષ ઠરેછે, પછી તમારાં કૃત્યથી તમે પોતે નિર્દોષ ઠરો; પણ એતોખોટું છે.

૪. એ સંધા ઉપરથી જણાયછે, કે એ તમારો વિશ્વાસ ભુલાવો દેનાર છે. એવો વિશ્વાસ છતાં ઈશ્વરથી ઠરાવેલ ઈન્સાફને દહાડે તમે કોપપાત્ર થશો. કેમકે જે વિશ્વાસથી માણસ નિર્દોષ ઠરેછે, તે એવો છે કે નિયમ શાસ્ત્ર ઉપરથી હું નિરપરાધી ઠરવાનો નથી એવું જાણીને,વિશ્વાસ કરનાર તારણ પામવા સારૂ ખ્રીસ્તના પુણ્ય પર ભરોંસો રાખેછે. હવે ખ્રીસ્તનું જે પુણ્ય છે તે તો દયાનું એવું કૃત્ય નથી કે નીતિવાન ઠરાવવા સારૂ આપણા આજ્ઞાંકિતપણાને ઇશ્વરની આગળ માન્ય કરાવેછે, પણ એ છે કે, જે કૃત્ય ને જે માર નિયમ શાસ્ત્ર આપણી પાસે માગતું હતું, તે સંધું ઇશ્વરે પંડે પૂર્ણ કીધું; એટલે, જે આપણે કરવું તથા સેહેવું જોઇતું હતું, તે સંધું તેણે આપણે બદલે કીધું તથા સહ્યું. એજ પુણ્ય પર ભરોંસો રાખવો તેજ સાચો વિશ્વાસ છે, એવો વિશ્વાસ રાખવાથી માણસ ઈશ્વર આગળ પવિત્ર ગણાયછે, માન્ય થાયછે, ને સજાથી છૂટેછે.

**નાદાન**— ખ્રીસ્તે આપણને બહાર રાખીને જે કીધું તે પર આપણે ભરોંસો રાખવો એમતમે કહોછો શું? એવી કલ્પના કરિયે તો આપણાવિષયોની લગામ છૂટી મૂકવાની આજ્ઞા મળી એમ જણાયછે; જો ખ્રીસ્તના પુણ્યપર ભરોંસો રાખવાથી નિરપરાધી ઠરિયે તો ગમે તેવી ચાલચલણ હોય તો તેમાં શી ફીકર.

ખ્રીસ્તી—તમારૂં નામ નાદાન છે, ને જેવું તમારૂં નામ તેવાજ તમે છો; એની શાબીતી તમારા જવાબ ઉપરથી દેખાયછે. નિરપરાધી ઠરવાની નીતિ શું છે, ને તેના પરના વિશ્વાસથી ઈશ્વરના કોપ થકી તમારા જીવનો છૂટકો કેમ થાય, એ સંબંધી તમે નાદાન છો. વળી ખ્રીસ્તના પુણ્ય પર ખરેખરા વિશ્વાસથી જે અસર થાયછે તે તમારી નાદાનીના વિચાર જેવી નથી, પણ મન રાંકડું કરવું તથા ઈશ્વરની તરફ એવું લગાડવું કે તેના નામ પર, તેની વાત પર, તેના માર્ગ પર તથા તેના લોક પર પ્રેમ ઉપજે.

આશાવાન—તેને પૂછો કે ખ્રીસ્ત સ્વર્ગેથી તમને ઓળખાવાયો કે નહિ?

નાદાન—હા! તમને તો તે ભલો ઓળખાવાયો! એ બાબત તમે ને તમારા જેવા બીજા લોક જે કહેછે તે સઘળું તો ઘેલાની વાત જેવું મને લાગેછે.

આશા.—અરે મારા ભાઈ! શું બોલોછો! ખ્રીસ્ત તો ઈશ્વરમાં એવા સંતાએલા છે, કે તે માણસની સ્વાભાવિક સમજણમાં આવતો નથી. ને ઈશ્વર બાપ તેને પ્રગટ કરે ત્યાં સુધી કોઈ માણસ તેને એવો જાણી શકતો નથી કે તેનું તારણ થાય.

નાદાન—એ તમારો વિશ્વાસ છે, પણ મારો નથી. તમારા જેવા તુરંગ મારા મનમાં નથી, પણ મારો વિશ્વાસ તમારા જેવો સારો છે એમાં મને શક નથી.

ખ્રીસ્તી—મને એક વાત કહેવા દો. એ બાબત સંબંધી તમારે એવી હલકી રીતે કહેવું ઘટારથ નથી; કેમકે મારા સારા સાથીની પેઠે હું નિર્ભયથી કહુંછું કે બાપના ઓળખાવ્યા વિના કોઈ માણસ ઈશુ ખ્રીસ્તને ઓળખી શકે નહિ. હા, ને જે વિશ્વાસથી માણસનું મન ખ્રીસ્ત પર લાગેછે, તે તો ઈશ્વરના અતિ ઘણા સામર્થ્યે કરીને થાયછે.૧ ને ઓ બિચારા નાદાન, મને જણાયછે કે એ વિશ્વાસની અસર સંબંધી તમે અજાણ્યા છો; તો તમે સાવચિત થાઓ, ને તમે સંકટમાં પડેલા છો તે સંબંધી વિચારો, ને પ્રભુ ઈશુ પાસે દોડયા જાઓ. ને તેના પુણ્યે કરીને એટલે ઈશ્વરના પુણ્યે કરીને (કેમકે તે ઈશ્વરજ છે) તમે સજાથી છૂટકો પામશો.

નાદાન—તમે ઉતાવળા ચાલોછો. તમારી દમોદમ હું ચાલી શકતો નથી. તમે આગળ જાઓ ને હું થોડીવાર સુધી પાછળ ચાલીશ. ત્યારે તેઓએ કહ્યું કે:—

> રે નાદાન, અજી શું પાસે મૂર્ખપણાને માર્ગે એમ?
> દશ દશ વાર સુબોધ પમ્યો પણ, જ્ઞાન તજેછે, એવો કેમ?

---

૧—માથી. ૧૧; ૨૭. ૧ કરિં. ૧૨; ૩. એફે. ૧; ૧૭–૧૯.

ના કરયા કર એવું જી રે, પાપ રખે ઓચિંતો માર,
જો તજશે તું પાપ હવે ના, જોને શોક થશે નિર્ધાર.

માટ વખતસર ધ્યાન ધરીને, વેળા નમજે; ના ગભરાતો.
તારૂં ભાગ્ય થશે શુભ કાલે, બાપતણી માને શુભ વાતો.

માટ સુણજે; પણ મેલપાપર, પાપ અજી જો આ ધિકકાર;
જાણ કહું છું હાલત તારી, નિશ્ચય પૂર્ણ ફજેત થનાર.

પછી ખ્રીસ્તીએ પોતાના સાથીને એમ કેહેવા માંડ્યું, કે ચાલો મારા વ્હાલા આશાવાન, તમારે ને મારે ફરી એકલાં ચાલવાનું છે.

હવે સમણામાં મેં જોયું કે તેઓ ઉતાવળે આગળ ચાલ્યા ગયા, ને નાદાન પછવાડે ખોડાતો ખોડાતો ચાલ્યો. ત્યારે ખ્રીસ્તીએ પોતાના સાથીને કહ્યું, આ બિચારા માણસ પર મને ઘણી દયા આવેછે. નિશ્ચે પરિણામે તેની ખરાબી થશે.

આશા.—અરેરે! આપણા શેહેરમાં ઘણા કુટુંબના તથા ઘણા મોહોલ્લા-માંના મુસાફરો એવાજ હાલમાં છે, ને જો આપણા પ્રાંતમાં એવા ઘણા છે, તો આ માણસના વતનમાં કેટલા હોશે.

ખ્રીસ્તી—શાસ્ત્ર કેહેછે કે તેઓ ન જોય, માટે તેણે તેમની આંખ અંધી કીધીછે.

આપણે હવાં એકલા છિયે, માટે કહો, કે એવા લોક સંબંધી તમારો શો વિચાર છે? અમે અપરાધી છિયેં એવું તેઓના મનમાં કોઈ વાર આવ્યું ન હશે શું? ને તેથી અમારો હાલ ભયકારક છે એવી બીક તેઓને કદાપિ લાગી ન હશે શું?

આશા.—ના, મારા કરતાં તમે વડીલ છો, માટે તે સવાલનો જવાબ તમે આપો.

ખ્રીસ્તી—તો કહુંછું, કે તેઓના ધારવામાં કોઈવાર એવું આવતું હશે. પણ તેઓની સ્વાભાવિક નાદાનીને લીધે એતો સમજતા નથી, કે એવા વિચારથી અમારૂં કલ્યાણ થાય, માટે એવા વિચારને જોરથી દાબી નાખવા તેઓ પ્રયત્ન કરેછે ને મનોરથ પ્રમાણે ચાલવાથી તેઓ રીઝેછે.

આશા.—તમારૂં કેહેવું હું માનુંછું, કે બીકથી માણસનું કલ્યાણ થાયછે. લોક મુસાફરી કરવા માંડેછે ત્યારે તેથી તેઓને ગુણ થાયછે.

ખ્રીસ્તી—જો બીક ખરી હોય, તો બેશક એમ થાયછે. કેમકે ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે પ્રભુની બીક બુદ્ધિનો આરંભ છે. ૧

---

૧—અયુ. ૨૮; ૨૮. ગીત ૧૧૧; ૧૦. કહે. ૧; ૭. ૯–૧૦.

આશા.—ખરી બીક શી છે? તે કહો.

ખ્રીસ્તી—સાચી ને ખરી બીક ત્રણ બાબતથી જણાયછે.

૧ તેના મૂળથી;— પાપને લીધે મન અપરાધી ઠરવાથી તે ઉત્પન્ન થાયછે.

૨ એને લીધે તારણ પામવા સારૂ મન ખ્રીસ્તની સાથે મજબૂત વળગેછે.

૩ ઈશ્વર તથા તેની વાત તથા તેના માર્ગ વિષેનું માન તે મનમાં ઉપજાવેછે, ને તેમાં રાખેછે; મનને નરમ રાખેછે, ને જેથી ઈશ્વરનું અપમાન થાય, કે મનની શાંતિ જાય, કે પવિત્ર આત્મા દલગીર થાય, કે દુશ્મન વખોડવાની વાત કેહે, તે સંધાની તરફ મન જમણી ડાબી ગમ ન ફરે એવું કરેછે.

આશા.—તમે સારૂં કહ્યું, હું જાણુંછું કે તમે સાચી વાત કહી. હજી મંત્રેલી જમીનને છેડે આપણે આવી પોહોંચ્યા નથી શું?

ખ્રીસ્તી—કેમ, એ વાતચિતથી તમે થાકયા શું?

આશા.—ના, થાકયો તો નથી; પણ કયાં સુધી આવ્યા એ જાણવા ચાહુંછું.

ખ્રીસ્તી.—હવે બે ગાઉ રહ્યા હશે. તો આપણે તે વાત ફરી કહાડિયે.

જે વિચારથી બીક લાગેછે તેથી તેઓનું કલ્યાણ થાય એ નાદાન લોક જાણતા નથી, માટે તેને દાબી નાખવાનું તેઓ પ્રયત્ન કરેછે.

આશા.—તેઓ શી તરેહ દાબીનાખવા પ્રયત્ન કરેછે?

ખ્રીસ્તી— ૧ એવી બીક ઈશ્વરથી ઉત્પન્ન થયા છતાં પણ, તેઓ તે શેતાનની ગણેછે; ને એથી અમારો નાશ થશે એવું સમજીને તેઓ તેને દાબીનાખેછે. ૨ તેઓ ધારેછે કે એ બીકથી અમારો વિશ્વાસ વ્યર્થ થાયછે; માટે તેના પર તેઓ પોતાનું મન કઠણ રાખેછે. પણ હાય હાય! તેઓ કેવા બિચારા લોક છે, તેઓને કાંઈ વિશ્વાસ નથી. ૩ તેઓ જાણેછે કે અમારે બીવું ન જોઈએ, માટે તેઓએ બીવું એવું છતાં નિર્ભયપણું બતાવેછે. ૪ એ બીકથી તેઓની જૂની તથા નકામી પવિત્રાઈનો નાશ થાય એવું જાણીને જેમ થઈ શકે તેમ જોરથી તેઓ તેઓને રોકેછે.

આશા.—એ સંબંધી હું થોડું જાણુંછું; કેમકે મારા પોતા વિષે હું શિખ્યો તેથી પેહેલાં મને એમજ થયું.

**ખ્રીસ્તી**—વારુ, આપણા નાદાન પડોસીની વાત અમણાં મૂકી દઈયે, ને બીજી ગુણકારી બાબત સંબંધી આપણે વાતચિત કરિયે.

**આશા.**—ઘણું સારું, તમે વાત કહાડો.

**ખ્રીસ્તી**—વારુ, દશ વર્ષ પર ક્ષણિક નામે એક સજ્જન તમારા દેશમાં રહેતો હતો. ત્યારે તે બહુ ધર્મી દેખાયો તેને તમે ઓળખતા હતા શું?

**આશા.**—હા, હું તેને ઓળખતો હતો. ધર્મરહિત શેહેર, જે ઘાનત શેહેરથી બે ગાઉ દૂર છે, તેમાં પાછા ફરનારની જોડાજોડ તે રહેતો હતો.

**ખ્રીસ્તી**—ઠીક, તેઓ એક ઘરમાં રેહેતા. તે માણસને તેવારે પોતાનાં પાપનો બોધ થયો, વળી પોતાને લાયક સજા ઠરેલી છે તે તેને માલમ પડી!

**આશા.**—આપણા બન્નેનો એક વિચાર છે. મારું ઘર તેઓના ઘરથી ત્રણ ગાઉ માત્ર દૂર હતું, માટે તે બહુ વાર રડતો રડતો મારી પાસે આવતો. મને તેની દયા આવી ને તે સાચો છે એવી મને આશા થઈ. પણ તેની વાત પરથી દેખાયછે કે જે પ્રભુ પ્રભુ કેહેછે તે સંધા સ્વર્ગી શેહેરમાં પેસશે નહિ.

**ખ્રીસ્તી**—જેમ આપણે અમણાં મુસાફરી કરિયે છિયે, તેમ તેણે મુસાફરી કરવાનું એક વાર ઠેરવ્યું એવું તેણે મને કહ્યું. પણ એકાએક સ્વરક્ષક નામે એક માણસની સાથે તેને ઓળખાણ થયું, ત્યારે તેણે મને મૂકી દીધો.

**આશા.**—આપણે તે સંબંધી વાતચિત કરિયે છિયે. હવે તેનું તથા બીજા એવાનું પાછા ફરવાનાં કારણ સંબંધી આપણે તપાસી જોઈયે.

**ખ્રીસ્તી**— આપણને ગુણ થાય તેમ તમે કેહેવા માંડો.

**આશા.**—વારુ મારી નજરમાં એનાં ચાર કારણ આવેછે. ૧. એવા માણસના અંતઃકરણને બોધ થયા છતાં પણ મન બદલાતાં નથી, માટે જ્યારે દુષ્ટપણાનું સ્મરણ જાયછે ત્યારે જે કારણથી તેઓ ધર્મી દેખાયા તે પણ જાયછે, ને તેઓ પોતાના જૂના માર્ગમાં પાછા ફરેછે. જે પ્રમાણે કુતરા કાંઈ ખાવાથી જ્યાં સુધી ઓક આવેછે ત્યાં સુધી ઓકેછે. જો અમે કહિયે કે કુતરાને મન છે, તો મનની ઈચ્છાથી તે એમ કરતો નથી; પણ તેના પેટમાં વિકાર થયાને લીધે ઓકેછે. પણ જ્યારે ઓકવાથી તેના પેટમાં ચેહેન થાયછે, ત્યારે તેનું મન પોતાના ઓકેલા પરથી ન ફરયાને લીધે, તે તેની તરફ વળેછે ને તેને ચાટી ખાયછે. માટે ખરું લખ્યું છે, કે કુતરો પોતાના ઓકેલાની

તરફ પાછો ફરેછે.૧ હું એમ કહુંછું, કે એવા લોક નરકના દુઃખની બીકના કારણથી સ્વર્ગ પામવાની ઇચ્છા રાખેછે. માટે જેમ નરક તથા તેની સજાની બીક નરમ પડતી જાયછે, તેમ સ્વર્ગ તથા તારણ પામવાની ઇચ્છા પણ નરમ પડતી જાયછે. માટે એવું થાયછે કે જ્યારે અપરાધનો વિચાર તથા સજાની બીક જાયછે, ત્યારે સ્વર્ગ તથા સુખ પામવાની ઇચ્છા જાયછે ને તેઓ પાછા અસલની ચાલ પ્રમાણે ચાલેછે.

૨. બીજું કારણ એ છે, કે ભારી બીક તેઓ પર કાબુ રાખેછે. અમણાં માણસની બીક સંબંધી હું કહુંછું; કેમકે માણસની બીકથી લોક ફસી જાયછે.૨ માટે જ્યાં સુધી નરકની સજા સંબંધી તેઓ સાંભળેછે, ત્યાં સુધી તેઓ સ્વર્ગ પામવાની ફીકર રાખેછે; પણ જ્યારે તેની બીક ઓછી થાયછે, ત્યારે તેઓમાં બીજો વિચાર આવેછે, એટલે બુદ્ધિવાન થવું સારૂં છે. જે અમને માલમ નથી, તે પામવા સારૂ સરવસ્ત જાય, તેનું જોખમ સેહેવું, અથવા અગત વિના દુઃખ ભોગવવું એ સારૂં નથી એવું મત પકડે છે; માટે તેઓ ફરી સંસારમાં લપેટાયછે.

૩. ધર્મથી જે પ્રાપ્ત થાયછે, તે ઠોકરરૂપ છે. તેઓ અહંકારી તથા મગરૂર છે. તેઓની નજરે ધર્મ નીચો તથા તુચ્છ જણાયછે, ને જ્યારે નરક તથા આવનાર કોપની બીક મટી જાય, ત્યારે તેઓ પોતાની અસલ ચાલ પ્રમાણે ચાલેછે.

૪. અમે અપરાધી છિયે ને ભય આવેછે એવા વિચાર રાખવાથી તેઓને દિલગીરી લાગેછે. દુઃખ આવી પડે તેથી તે જાણવાનું તેઓ ચાહતા નથી; પેહલાં જો તે જાણવું પસંદ લાગત, તો તે પેહેલાં જાણવાથી, જ્યાં નીતિવાન જઈને બચેછે ત્યાં તેઓ જાત. પણ અપરાધના તથા ભયના વિચારથી તેઓ દૂર રેહેછે, માટે ઈસ્વરના ભયનો તથા તેના કોપનો બોધ જે થએલા તે જતો રેહેછે; ત્યારે તેઓ ખુશીથી પોતાનાં મન કઠણ કરેછે ને જે માર્ગમાં તેઓ વત્તા કઠણ થતા જાય તે માર્ગ તેઓ પસંદ કરેછે.

ખ્રીસ્તી—તમારી વાત મને અનુકુલ આવેછે, કેમકે તેઓનાં મન તથા ઈચ્છા બદલાયાં નથી તેથી એ સધું થાયછે. જે ગુનેહગાર ઈન્સાફ કરનારની આગળ ઊભા રહેછે, તેના જેવા તેઓ છે, તેઓ કાંપેછે તથા ધ્રુજેછે ને ખરેખરો પસ્તાવો કરનાર જેવા દેખાયછે. એ બધામાં પાપનો કંટાળો નથી, પણ

---

૧—૨ પિતર ૨; ૨૨. ૨—કહેવત ૨૯; ૨૫.

ફાંસીએ જવાની બીક છે; જો તેનો છૂટકો થાય, તો પછી તે પેહેલાંની પેઠે ચોર ને ગુનેહગાર રહેશે, પણ જો તેનું મન બદલાયું હોત તો તેની ચાલ જૂદી થાત.

આશા.—તેઓને પાછા ફરવાનું કારણ મેં તમને બતાવ્યું, હવે તે પાછું ફરવું શી તરેહ થાયછે તે તમે મને બતાવો.

ખ્રીસ્તી—હા, તે હું ખૂશીથી બતાવુંછું.

૧. ઈશ્વરથી, મોતથી, તથા આવનાર ઈન્સાફથી, જેમ બની શકે તેમ, તેઓ પોતાના વિચાર પાછા હઠાવેછે. ૨. પછી ધીમે ધીમે તેઓ અંતરભક્તિ, એટલે એકાંત પ્રાર્થના, વિશયનું દમન, જાગરૂત રેહેવું, પાપનો શોક કરવો વગેરે મૂકી દેછે. ૩. પછી આગ્રહ તથા પ્રેમયુક્ત ખ્રીસ્તી લોકથી તેઓ દૂર રેહેછે. ૪. પછી પ્રગટ રીતે ભક્તિમાર્ગથી ખસેછે; એટલે શાસ્ત્ર સાંભળવું, વાંચવું, ધર્મ સંબંધી વાતચિત કરવી વગેરે તેઓ ડગલે ડગલે મૂકી દેછે. ૫. પછી તેઓ શેતાનની પેઠે ધર્મી લોકની એબ કહાડવા લાગેછે, એ વાસ્તે કે તેઓની થોડી તકશીરના કારણથી તેઓના ધર્મનો ત્યાગ કરવાનું બહાનું મળે. ૬. પછી વિષયી તથા બેકદ તથા નિરંકુશની સાથે લાગેછે ને તેઓની સંગત કરેછે. ૭. પછી ગુપ્તમાં તેઓ વિશય તથા વ્યભિચાર વિષે વાતચિત કરવા લાગેછે, ને જે ભક્ત ગણાયછે, તેઓમાં જો કાંઈ એવું દેખાય, તો તેઓને જોઈને તેઓ તે નિર્લજ્જ પણાએ કરે એ સારૂ તેઓ ખૂશ થાયછે. ૮. પછી તેઓ ન્હાની ન્હાની વાતમાં પાપ પ્રગટ રીતે કરેછે. ૯. પછી કઠણ મન કરીને તેઓ પોતાના સ્વભાવ દેખડાવેછે. એ રીતે આફતના સમુદ્રમાં પડેછે, ને જો અદભૂત દયા તેઓને બચાવે નહિ, તો પોતાની ઠગાઈમાં તેઓ સર્વકાલની હાની પામેછે.

## ઓગણીસમો અધ્યાય.

હવે સમણામાં મેં જોયું, કે મુસાફરો મંત્રેલી જમીનમાંથી વટીને બીઉલા દેશમાં પોહોંચવા લાગ્યા.૧ તેની હવા સારી તથા માફક હતી, ને તે દેશમાંથી તેઓનો રસ્તો હતો, માટે થોડીવાર સુધી વિસામો ખાવાને સારૂ તેઓ ત્યાં રહ્યા. ત્યાં હમેશ તેઓએ પક્ષીઓને ગાતાં સાંભળ્યાં; રોજ રોજ પૃથ્વીમાંથી ફળ નિપજતાં જોયાં, તથા હોલાનો શબ્દ પણ તે દેશમાં સાંભળ્યો. તે દેશમાં રાત દિવસ સુરજનો પ્રકાશ રેહેછે. તે મોતની છાયાના મેદાનથી દૂર હતો.

---

૧—યશા. ૬૨; ૩-૧૨. સુલે. ૨; ૧૦-૧૨.

નિરાશ દેશ પોહોંચી ન શકે એવો દૂર હતો ને તે જગ્યાથી તેઓ સંશય નામે કિલ્લાને જોઈ પણ શકતા નોતા. જે શેહેરમાં તેઓ જતા હતા તે તેઓને ત્યાંથી નજરે પડતું હતું; વળી શેહેરના રેહેવાસીઓ પણ તેઓને ત્યાં મળ્યા; અને તે દેશ સ્વર્ગની હદ પર હતો, માટે તેમાં તેજસ્વીઓ * ઘણું કરીને ફરવા આવતા હતા. તે દેશમાં વર વહુનો પણ બંદોબસ્ત ફરીથી થયો હતો. હા, ને જેમ વર વહુ પર હરખાયછે, તેમ તેઓનો ઇશ્વર તેઓ પર હરખાયછે. ત્યાં તેઓને અનાજ અથવા વાઇનની ન્યૂનતા નોતી, કેમકે મુસાફરીમાં તેઓ જે શોધતા હતા તે ત્યાં પુશ્કલ મળ્યું. ત્યાં શેહેરમાંથી મોટે શબ્દે તેઓએ સાંભળ્યું, કે સીઓનની દિકરીને કહો, કે "જુઓ, તારૂં તારણ આવેછે. જુઓ, તેના આપવાનો ઇનામ તેની સાથે છે." તે દેશના સંધા રેહેવાસીઓએ તેઓને પવિત્ર લોક તથા ઇશ્વરે બચાવેલા તથા શોધી કહાડેલા વગેરે કહ્યા.

તેઓ તે દેશમાં ફરતા, ત્યારે જે રાજમાં તેઓ જવાના હતા તેથી દૂર દેશમાં જે આનંદ તેઓને થયો, તે કરતાં એ દેશમાં વત્તો થયો, ને શેહેરની પાસે આવ્યા માટે તેઓએ તેને પહેલાં કરતાં સાફ દીઠું. તે મોતીએ તથા જવાહેરે બાંધેલું હતું, ને તેના રસ્તા સુંનાના હતા. તે શેહેરના મહિમાથી તથા તે પર સુરજના કીરણ પડવાથી, ખ્રીસ્તી ઇચ્છાતુર થયાને લીધે માંદો પડયો. આશાવાન પણ તેની પેઠે બે ત્રણ વાર માંદો પડયો. તેઓની ભારે ઇચ્છાને લીધે તેઓએ શેહેર પાસે પડયા પડયા બૂમ પાડી, કે "જો તમે મારા વહાલાને મળો, તો તેને કેહેજો, કે હું પ્રેમથી માંદો પડયો છું."

પછી તેઓને થોડી શક્તિ આવી, તેથી તેઓ, પોતાના મંદવાડને વગર ગણકારવે, રસ્તે આગળ જતાં શેહેરની પાસે આવતાં આવતાં ફળવાડી, દ્રાક્ષાવાડી તથા ફુલવાડી સુધી આવી પોહોંચ્યા. તેઓના દરવાજા સડકના રસ્તા પર ઊઘાડા હતા. તેઓ તે જગ્યામાં પોહોંચ્યા ત્યારે તેનો માળી રસ્તામાં ઊભો હતો. ત્યારે તેને મુસાફરોએ કહ્યું, કે આવી સારી વાડીઓ કોણની છે? તેણે જવાબ દીધો, કે રાજાની છે. તેની ખુશીને સારૂ તથા મુસાફરોના વિસામાને સારૂ એઓ બનાવી છે. પછી માળીએ તેઓને દ્રાક્ષાવાડીમાં તેડીજઇને કહ્યું, કે હ્યાંનાં મિષ્ટાન્ન તમે ખાઓ.[૧] વળી રાજાને ફરવાના રસ્તા તથા જે કુંજો તેને પસંદ છે, તે સંધું તેઓને બતાવ્યું, ને ત્યાં તેઓ ઊતર્યા ને ઊંઘી ગયા.

---

* ઇશ્વરના દૂતો.

૧—પુનર્નિયમ ૨૩; ૨૪.

સમણામાં મેં જોયું, કે તેઓની પેહેલી મુસાફરીમાં કરતાં વત્તું એ જગ્યાએ તેઓ ઉંઘમાં બોલ્યા. તે મને અજબ લાગ્યું. એ જાણીને માળીએ મને કહ્યું કે એથી તમને કેમ અજબ લાગેછે? આ દ્રાક્ષાવાડીનાં ફળનો ગુણ એવો છે કે તે ખાધાથી એવું મીઠું લાગેછે કે ઉંઘતાના હોઠ બોલેછે.૧

મેં જોયું કે જાગ્યા પછી તેઓએ શેહેરમાં જવાને તૈયારી કીધી, પણ તે શેહેર ચોખ્ખા સુંનાનું હતું.૨ તે શેહેર પર સુરજના કીરણ એવા પ્રકાશિત હતા કે તેઓ ખુલ્લે મ્હોએ જોઈ શકતા નોહોતા. પણ તે સારા બનેલા યંત્રથી તેઓએ જોયું.૩ વળી મેં જોયું કે તેઓ જતા હતા ત્યારે સુંના જેવાં ચકચકતાં લુગડાં પેહેરેલા તથા પ્રકાશવાન મ્હોવાળા બે માણસ તેઓને મળ્યા.

તે માણસોએ મુસાફરોને પૂછ્યું કે તમે ક્યાંથી આવ્યા? તેઓએ તે કહ્યું. વળી તેઓએ પૂછ્યું, કે રસ્તે કેઇ કેઇ જગ્યામાં ઊતર્યા; કેવી કેવી હરકત તથા ભય થયા; કેવી કેવી શાંતિ તથા ખુશી તમને થઈ? તેઓએ તે સંધું કહ્યું. પછી તે બે માણસે તેઓને કહ્યું, કે હજી તમને બે હરકત થવાની છે. પછી તમે શેહેરમાં પોહોંચશો.

ત્યારે ખ્રીસ્તીએ તથા તેના સાથીએ તે બે માણસને કહ્યું, કે અમારી સાથે આવો. તેઓએ તેઓને કહ્યું, કે હા, આવીશું, પણ તે તો તમારા વિશ્વાસથી તમારે પામવું જોઇશે. પછી સમણામાં મેં જોયું કે તેઓને ભાગળ દીઠામાં આવી ત્યાં સુધી તેઓ સાથે સાથે ચાલ્યા.

વળી મેં જોયું કે તેઓની તથા ભાગળની વચમાં એક નદી * હતી, ને તેના પર કાંઈ પૂલ બાંધ્યો નોહોતો. નદીમાં પાણી બહુ ઊંડાં હતાં. એ નદી જોઈને મુસાફરો દંગ થઈ ગયા; પણ જે માણસો તેઓની સાથે આવ્યા, તેઓએ કહ્યું, કે નદી ઊતર્યા વિના તમે ભાગળે પોહોંચી શકશો નહિ.

ત્યારે મુસાફરો પૂછવા લાગ્યા, કે ભાગળે પોહોંચવાનો બીજો કોઈ રસ્તો નથી શું? તેઓએ જવાબ દીધો, કે હા, છે, પણ હનોખ તથા એલીયા વિના કોઈ બીજા માણસ જગતના આરંભથી તે અમણાં સુધી તે રસ્તેથી ગયો નથી ને છેલ્લી તુરઈનો શબ્દ થશે ત્યાં સુધી બીજા કોઈ જશે નહિ. ત્યારે મુસાફરો, ને વિશેષે ખ્રીસ્તી, મનમાં ગભરાવવા લાગ્યા, ને આમ તેમ જોયું. પણ નદી

---

* નદી એટલે મોત.

૧—સુલે. ૭; ૯. ૨—પ્રક. ૨૧; ૧૮ ૩—૨ કરીં. ૩; ૧૮,

ઊતર્યા વિના જવાય એવો રસ્તો તેઓને મળ્યો નહિ.* ત્યારે તેઓએ તે બે માણસને પૂછ્યું, કે પાણી સઘળે બરાબર છે શું? તેઓએ કહ્યું કે ના. એ બાબતમાં અમારી મદદ પણ ચાલતી નથી†; કેમકે તે જગ્યાના રાજા પર જેવો તમારો વિશ્વાસ છે, તેવી તે ઊંડી અથવા છીછરૂ થશે.

ત્યાર પછી તેઓ પાણીમાં ઊતરયા, એટલે ખ્રીસ્તી ડુબવા લાગ્યો. તેણે પોતાનાં મિત્ર આશાવાનને એવી બૂમ પાડી, કે ઊંડા પાણીમાં હું ડુબુંછું. મોજા મારા માથા પર થઈને જાયછે. તેના સઘળા મોજા મારી ઉપર થઈને જાયછે.

ત્યારે બીજાએ કહ્યું, ભાઈ, ખુશ રહો. મારા પગ તળીએ લાગેછેં, ને તે સારૂં છે. ત્યારે ખ્રીસ્તીએ કહ્યું કે, ઓ મારા મિત્ર, મોતની દિલગીરીએ મને ઘેરી લીધો છે. જે દેશમાં દૂધ તથા મધ વેહેછે તેને હું જોઈશ નહિ. તેથી ખ્રીસ્તી પર એવો મોટો અંધકાર તથા ભય પડ્યો કે આગળ તેને કાંઈ સૂઝયું નહિ. ત્યાં પણ તે બેહોશ જેવો થઈ ગયો, માટે જે સારો દિલાસો દેનાર વસ્તુ મુસાફરીમાં તેને મળી તે તેને ત્યાં યાદ આવી નહિ, ને તે સંબંધી તે યથાસ્થિત વાતચિત કરી શકતો નોહોતો. તેનું સંધું બોલવાથી એવું સમજાયું કે તેના મનને બહુ ભય લાગ્યો તથા હું નદીમાં ડુબી જઈશ ને આગળમાં કદી પોહોંચીશ નહિ, એવી ભારી બીક લાગી. પાસે ઊભા રેહેનારને જણાયું, કે મુસાફરી કરવાના વખત પછીનાં તથા પેહેલાનાં પાપ, જે તેણે કીધાં હતાં, તે વિષે દુ:ખદાયક વિચાર મનમાં આવ્યા. વળી કોઈવાર તેની વાતથી એમ પણ જણાયું, કે અજગરનો તથા ભૂતનો આભાસ તેના દીઠામાં આવ્યો, ને તે તેને દુ:ખદાયક થયો.

ત્યાં આશાવાનને તેના ભાઈનું માથું પાણી ઉપર રાખતાં બહુ મેહેનત પડી. કોઈવાર તે ડુબી જતો, ને થોડીવાર પછી અધમુઓ થઈ પાછો ઉપર આવતો. આશાવાન તેને દિલાસો આપતો એમ કેહેવા લાગ્યો, કે ભાઈ, હું આગળને જોઉંછું; ત્યાં આપણને મળવા સારૂ માણસ ઊભાં છે. પણ ખ્રીસ્તીએ કહ્યું, કે તમારે સારૂજ તેઓ રાહ જુએછે. જેવારથી મેં તમને ઓળખ્યા તેવારથી તમે આશાવાનજ છો, તેણે ખ્રીસ્તીને કહ્યું કે હા, તમે પણ તેવાજ હતા. ખ્રીસ્તીએ

---

* મૃત્યુદ્વારે કરી સ્વર્ગે જવાયછે, પણ માણસને મોત ગમતું નથી.

† માણસના મોત સમે દૂતની મદદ ચાલતી નથી.

કહ્યું કે, ઓ ભાઈ, જો મારૂં મન ઠીક હોય, તો મને મદદ કરવા સારૂ તે અમણાં ઉઠશે. પણ મારા પાપને લીધે તેણે મને ફાંદામાં નાખી પડતો મૂક્યો છે. આશાવાને કહ્યું, કે મારા ભાઈ, દુષ્ટ લોક સંબંધીની વાત તમે વીસરી ગયા હશો, કે તેઓના મરવામાં બંધન નથી, પણ બળ સ્થિર છે. બીજા લોક જેવા તેઓ ગભરાતા નથી, ને દુઃખ ગણતા નથી.૧ એ પાણીમાં જે દુઃખ તથા સંકટ થાયછે, તે ઈશ્વરે તમને મૂકી દીધાની નિશાની નથી; પણ તમારૂં પારખું જોવા સારૂ છે. તેની પાસેથી જે મળ્યું તે તમે સંભારીને સંકટમાં તમે તેના પર જીવશો કે નહિ, એ જોવા સારૂ છે.

ત્યારે સમણામાં મેં જોયું, કે ખ્રીસ્તી થોડીવાર સુધી ઊંડો વિચાર કરતો હતો. આશાવાને તેને આ વાત કહી, કે ખૂશી થાઓ, ઈશુ ખ્રીસ્ત તમને સજા કરેછે. ત્યારે ખ્રીસ્તીએ ઘાંટો પાડીને કહ્યું, કે હું તેને ફરીથી જોઉંછું; તે મને કહેછે, કે તમે પાણીમાંથી જાઓછો ત્યારે હું તમારી સાથે રહીશ, ને નદી ઊતરોછો ત્યારે તે તમારા માથા પર ફરી વળશે નહિ,૨* ત્યારે તે બેહુએ હિમ્મત પકડી. પેલેપાર પોહોંચવા સુધી દુશ્મન પથરની પેઠે પડ્યા રહ્યા. તરત ખ્રીસ્તીને તળિયું લાગ્યું ને પાણી છીછરૂં થયું. એ પ્રકારે તેઓ પાર ઊતરયા.

હવે નદી કાંઠે તેઓએ બે તેજસ્વીને વાટ જોતા જોયા.† પાર આવતાં તેઓએ તેઓને કહ્યું, કે અમે સેવા કરનારા દૂત છિયે, ને તારણનો વારસો પામનારાની સેવા કરવા સારૂ મોકલાયા છિયે. પછી તેઓ ભાગળની તરફ ગયા.

તમારે જાણવું કે તે શેહેર મોટા ડુંગર પર છે, પણ તે ડુંગર પર મુસાફરો સેહેલથી ચડ્યા; કારણ કે તે બે માણસો તેઓના હાથ પકડીને લઈ ગયા. વળી મરનારનો પોશાક તેઓએ નદીમાં પછવાડે મૂકી દીધો. તેઓ તે સાથે નદીમાં ઊતર્યા, પણ તે વિના બહાર નીકળ્યા. તે શેહેરનો પાયો વાદળાં કરતાં ઉંચો હતો તોપણ તેઓ ચાલાકીથી તથા જલદીથી ચડ્યા. રસિકવાણીએ બોલતા બોલતા હવાની ઉપર ગયા. કુશળતાથી પાર ઉતર્યા ને મહિમાવાન સાથીઓની સાથે જતા હતા માટે તેઓને દિલાસો મળ્યો.

તેજસ્વીઓની સાથે તેઓએ તે જગ્યાના મહિમા સંબંધી વાતચિત કીધી, તેઓએ કહ્યું કે તેની ખૂબસુરતી તથા તેનો મહિમા કહેવામાં આવતો નથી.

---

૧—ગીત. ૭૩; ૪-૫. ૨—યશાયા. ૪૩; ૨.

* મોતને સમે ખ્રીસ્તીની બીક જતી રહેછે.

† દુનિયામાંથી ગયા, એટલે દેખાડ્યું, કે દૂત અમારે સારૂ વાટ જોયછે.

ત્યાં શીઓન પહાડ, એટલે સ્વર્ગી યરૂશલેમ તથા અગણિત દૂતોની સંગત તથા પરિપૂર્ણ થએલા સાચા લોકના આત્મા છે. ૧ અમણાં તમે ઇશ્વરના પારાદાઇસમાં જાઓછો. તેમાં તમે જીવનનું ઝાડ જોશો, ને તેનાં અવિનાશી ફળ ખાશો, ને પોહોંચ્યા પછી તમને સફેદ ઝભ્ભો મળશે, નિત્ય રાજાની સાથે તમે ફરશો તથા વાતચિત કરશો. ૨ જે તમે નીચે પૃથ્વીમાં જોયું, એટલે શોક, મંદવાડ, દુઃખ તથા મોત તે ફરીથી જોશો નહિ; કેમકે પેહેલાંની વસ્તુ જતી રહી છે. ૩ તમે આબ્રાહામ, ઇસહાક, યાકુબ તથા પેગંબરની પાસે જાઓછો. તેઓને ઇશ્વરે આવનાર આફતથી બચાવી લીધા છે, ને અમણાં તેઓ આરામ પામેછે, ને હરેક પોતાની નીતિમાં ચાલેછે. ત્યારે મુસાફરોએ પૂછ્યું. કે તે પવિત્ર જગ્યામાં અમારે શું કરવું જોઇશે? તેઓને જવાબ મળ્યો, કે ત્યાં તમારા બધા શ્રમનો દિલાસો તમને મળશે, ને તમારા શોકને બદલે સુખ મળશે. જે જે તમે વાવ્યું, તે તે તમે લણશો, એટલે તમારી બધી પ્રાર્થના તથા આંશુ તથા રાજાને સારૂ જે દુઃખ તમને રસ્તામાં પડયાં, તે સઘળાનું ફળ તમે પામશો. ૪ તે જગ્યાએ સુંનાનો તાજ તમે પેહેરશો, ને પવિત્રને તમે હમેશ જોશો. કેમકે ત્યાં તે જેમ છે તેમ તેને જોશો. ૫ જેની સેવા પૃથ્વી પર તમે કરવા ચાહાતા હતા, પણ દેહની નબળાઇને લીધે તે કરતાં મુશ્કેલી પડી, તેની સેવા તમે સ્તુતિ કરીને ઘાંટો પાડીને તથા પાડ માનીને હમેશ કર્યા કરશો. ત્યાં જોવાથી તમારી આંખ ટાઢી થશે ને સઘળાં કામનો આનંદદાયક શબ્દ સાંભળવાથી તમને સારૂં લાગશે. ત્યાં જે તમારા મિત્ર પેહેલાં ગયા છે તેઓની સંગત થવાથી તમે ખુશ થશો. જે તમારી પાછળ આવે તેઓને તમે બહુ આનંદથી આવકાર કરશો. ત્યાં મહિમા તથા મ્હોટાઈ તમારો પેહેરવેશ થશે, ને મહિમાના રાજાની સાથે જવાને લાયક રથમાં તમે બેસશો. જ્યારે તે તૂરઇના શબ્દ સુદ્ધાં પવનની પાંખરૂપ વાદળાંમાં આવશે, ત્યારે તમે તેની સાથે આવશો. તે ઇન્સાફની ગાદી પર બેસશે, ત્યારે તમે તેની પાસે બેસશો. તે ભૂડાં કામ કરનારા માણસો પર તથા દૂતો પર સજા ઠેરવશે, ત્યારે ઇન્સાફ કરવામાં તમારી સંમતિ આવશે; કેમકે તેઓ તેના તથા તમારા બંનેના દુશ્મન હતા. જ્યારે તે પાછો શેહેરમાં જશે, ત્યારે તમે પણ તૂરઇના શબ્દ સુદ્ધાં જશો, ને સદા તેની પાસે રેહેશો. ૬

---

૧—હેબ્રી ૧૨; ૨૨–૨૪. ૨—પ્રકટી. ૨; ૭. ૩–૫. ૨૨; ૫. ૩—યશા. ૬૫; ૧૬–૧૭. ૪—ગલા. ૬; ૭–૮. ૫—૧ યોહાન ૩; ૨. ૬—૧ થેશા. ૪; ૧૩–૧૭. યહુદા. ૧. ૧૪–૧૫. દાનિયલ ૭; ૯–૧૦. ૧ કરિં. ૬; ૨–૩.

હવે તેઓ એમ ભાગળની તરફ જતા હતા ત્યારે સ્વર્ગમાંના કેટલાએક તેઓને મળવા સારૂ બહાર આવ્યા. તેઓને તે બે તેજસ્વીએ કહ્યું, કે એ માણસ પૃથ્વિ પર હતા ત્યારે તેઓએ અમારા પ્રભુ પર પ્રેમ કીધો, ને તેના પવિત્ર નામને સારૂ સંધું ત્યાગ કીધું. તેણે તેઓને તેડી લાવવા સારૂ અમને મોકલ્યા, ને તેઓની મુસાફરીમાં અમે હાં સુધી તેઓને તેડી લાવ્યા કે તેઓ અંદર જાય, ને તેઓના તારનારનું મ્હો આનંદે જૂએ. ત્યારે સ્વર્ગી લોકે મોટી બૂમ પાડીને કહ્યું, કે ગેટાંના લગનની જમણવારમાં જે તેડ્યા છે તેઓને ધન્ય છે.૧ તેવારે સફેદ તથા ચળકતાં લૂગડાં પેહેરેલા રાજાના કેટલાએક તૂરઈવાળા તેઓને મળવા સારૂ બહાર આવ્યા, ને તેઓએ એવા રસિક તથા મોટા શબ્દ વજાડ્યા કે આખા સ્વર્ગમાં તેઓનો શબ્દ ગાજી રહ્યો. એ તૂરઈવાળાએ તૂરઈ વજાડીને ખ્રીસ્તીને તથા તેના સાથીને આગતાસ્વાગતા કીધી.

એ કરચા પછી તેઓ તેઓની આસપાસ ફરી વળ્યા, ને જાણે ચોકી કરતા હોય તેમ કેટલાએક આગળ કેટલાએક પાછળ કેટલાએક જમણીગમ ને કેટલાએક ડાબીગમ રસિક તથા મોટે શબ્દે તૂરઈ વજાડતાં વજાડતાં સાથે ચાલ્યા, ને જનારાઓને એવું દેખાયું, કે જાણે બધા સ્વર્ગવાસી તેઓને મળવા સારૂ બહાર નીકળ્યા છે. એમ તેઓ સાથે સાથે ચાલ્યા, ને ચાલતાં, વારે વારે, તૂરઈવાળાઓ આનંદદાયક શબ્દથી તથા હસતું મ્હો રાખવાથી ખ્રીસ્તી તથા તેના ભાઈને બતાવ્યું કે ભલે અમારી સંગતમાં આવ્યા, ને અમે તમને મળવા સારૂ બહુ ખૂશીથી આવ્યા. હવે એ બે માણસ સ્વર્ગમાં પોહોંચ્યા નોહોતા તોપણ દૂતોને જોયાથી તથા તેઓના રસિક શબ્દ સાંભળ્યાથી તેઓને એમ લાગ્યું, કે અમે સ્વર્ગમાં છિયે. વળી શેહેર તેઓની નજરે પડ્યું, ને તેના સઘળા ઘંટ આપણા આવવાને લીધે વજાડાય છે, એમ તેઓને જણાયું. પણ વિશેષ એવી સંગતમાં સર્વકાળ સુધી ત્યાં રેહેવાના એવા સુખદાયક વિચાર તેઓને આવ્યા કે તેઓનાં સુખ કહ્યા કે લખ્યામાં આવી શકતાં નથી. આખરે તેઓ ભાગળે પોહોંચ્યા.

હવે તેઓ ભાગળમાં પોહોંચ્યા, એટલે તેઓએ તેની ઉપર સુંનાના હરફે એમ લખેલું જોયું, કે તેની આજ્ઞા જે માનેછે, તેઓને ધન્ય છે, કે તેઓનો જીવનના ઝાડ પર હક મળે, ને તેઓ ભાગળથી શેહેરમાં જાય.૨

---

૧—પ્રક. ૧૯ ; ૯. ૨—પ્રક. ૨૨; ૧૪.

સમણામાં મેં જોયું, કે તેજસ્વીઓએ તેઓને કહ્યું કે બૂમ પાડો, ને તેઓએ બૂમ પાડી. પછી કેટલાએક, એટલે હનોખે, મુસાએ તથા એલીજા વગેરેએ ભાગળની ઉપરથી જોયું ને તેઓને ખબર પડી, કે આ જગ્યાના રાજા પરના પ્રેમને લીધે આ મુસાફરો નાશના શેહેરમાંથી આવ્યા છે. મુસાફરોને જે દાખલા અગાઉ મળ્યા હતા, તે બેહુએ આપ્યા, ને તે રાજાને પોહોંચાડ્યા. તે વાંચ્યા પછી તેણે પૂછ્યું કે તે માણસો ક્યાં છે? તેઓએ જવાબ દીધો, કે તેઓ ભાગળ બહાર ઊભા છે. ત્યારે રાજાએ હુકમ કીધો, કે ભાગળ ઉઘાડો કે જે નીતિવાન લોક સત પાળેછે તેઓ અંદર આવે.[૧]

પછી સમણામાં મેં જોયું, કે તેઓ ભાગળમાં ગયા, ને પેસતાંજ બદલાઈ ગયા. સુંનાના સરખાં ચળકતાં લુગડાં પેહેરેલા થયા. તેઓને શીતારવાળા તથા તાજવાળા મળ્યા. સ્તુતિ કરવા સારૂ ને તાજપ્રતિષ્ટાની નિશાની થવા સારૂ તેઓ તેઓને શીતાર આપ્યા. ત્યારે મેં સાંભળ્યું કે શેહેરના સઘળા ઘંટ આનંદે વાગવા લાગ્યા. વળી કોઈએ તેઓને કહ્યું કે આપણા પ્રભુના આનંદમાં આવો.[૨] વળી તે માણસોમાં મોટે ઘાંટે એવું ગાવું સાંભળ્યું કે જે તખત પર બેસેછે તેને તથા યુવામેશ એટલે હલવાનને સદાકાલ ધન્ય તથા પ્રતિષ્ટા તથા મહિમા તથા સામર્થ્ય થાઓ.[૩]

હવે જ્યારે એઓને શેહેરમાં જવા સારૂ ભાગળ ઊઘડી, ત્યારે મેં તેઓની પછવાડેથી જોયું કે શેહેર સુરજના પ્રકાશ જેવું ચમકતું છે, ને રસ્તા સુંનાના છે, ને રસ્તે ઘણા લોક પોતાના માથા પર તાજ પેહેરીને તથા હાથમાં તાડની ડાલી તથા સુંનાની શીતાર સ્તુતિ કરવા સારૂ પાસે રાખીને ચાલે.

વળી તેઓમાંના કેટલાએકને પાંખ હતી, ને તેઓ નિરંતર એક બીજાને કેહેતા, કે પ્રભુ પવિત્ર, પવિત્ર, પવિત્ર છે. પછી તેઓએ ભાગળ બંધ કીધી ને તે જોઈને મને એવું લાગ્યું કે જો હું માંહે ગયો હોત તો કેવું સારૂં થાત!

તે સંધા પર ધારીને જોયા પછી મેં પાછળ ફરીને નાદાનને નદીની પાસે આવતાં જોયો. તે વેહેલો ઊતર્યો. જે હરકત બીજા બે માણસને પડી, તેની અડધી પણ તેને પડી નહિ; કેમકે તેવારે એવું હતું કે તે જગ્યામાં વ્યર્થ-

---

૧—યશા. ૨૬; ૨. ૨—માત્થી. ૨૫; ૨૩. ૩—પ્રક. ૫; ૧૩.

આશા નામે તરવાળો હતો. તેણે હોડીએ ઊતારવાને મદદ કીધી ને પેહેલા બે માણસની પેઠે તે પણ ભાગળની તરફ ડુંગર પર ચહડયો, પણ તે એકલો આવ્યો ને તેને જે મળ્યા તેઓએ તેની સુખશાતા પૂછી નહિ. તે ભાગળે પોહોંચ્યા પછી જે ઉપર લખ્યું હતું તે તેણે જોયું. ત્યારે તેણે ધાર્યું કે હું જલદી માંહે પ્રવેશ કરૂં માટે તે ઠોકવા લાગ્યો. પણ જે લોકે ભાગળની ઉપરથી જોયું તેઓએ તેને પૂછયું કે તમે કયાંથી આવ્યા, ને તમારે શું જોઇએ? તેણે જવાબ દીધો, કે રાજાની હજુર મેં ખાધું પીધું છે, ને તેણે અમારા રસ્તામાં ઉપદેશ કીધો છે. ત્યારે રાજાને દેખાડવા સારૂ તેઓએ તેની પાસે દાખલો માગ્યો, માટે તેણે ફેંટમાં શોધ્યો, પણ જડયો નહિ. ત્યારે તેઓએ પૂછયું, કે તે તમારી પાસે નથી શું? પણ તેણે કાંઈ જવાબ દીધો નહિ. ત્યારે તેઓએ તે સંધું રાજાને કહ્યું. તે તેને મળવા સારૂ આવ્યો નહિ, પણ જે બે તેજસ્વીએ ખ્રીસ્તીને તથા આશાવાનને શેહેરમાં પોહોંચાડયા તેઓને તેણે હુકમ કીધો, કે બહાર જઇને નાદાનને પકડો, ને તેના હાથ પગ બાંધીને લઈ જાઓ. ત્યારે તેઓ તેને પકડીને હવામાંથી પહાડની બાજૂ પર જે દરવાજો મેં જોયો ત્યાં તેને લઈજઇને તેમાં મૂકી દીધો. તેથી મેં જાણ્યું કે જેમ નાશના શેહેરમાંથી નરકનો રસ્તો છે, તેમ સ્વર્ગી શેહેરની ભાગળની પાસેથી પણ નરકનો રસ્તો છે.

પછી હું જાગ્યો, ને મેં સમણું જોયું એવું મને જણાયું.

